રણશૂરી રમણીઓની રણપ્રિયતા, અદ્ભુત વીરતા અને એકાગ્ર ધર્મ-પરાયણતાથી ભરેલી, ભયાનક યુદ્ધ–વિગ્રહો અને પ્રચંડ પરાક્રમને પૂર્ણપણે દર્શાવનારી, આત્મભોગ અને સ્વદેશપ્રેમનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવનારી, ભીષણ ભેદભરમોથી ભરેલી આદર્શ, અનુપમ, ઉત્તમ અને અગ્રગણ્ય નવીન

**ઐતિહાસિક નવલકથા !**

# રાજા દેવીદાસ

અથવા

# રમણીની રણભૂમિ.

લખનાર:—**ત્ર્યંબકલાલ જીવરાજ જોશી**

ક્ષણભંગુર સંસારની માયામાં લુબ્ધ થઈને મનુષ્ય કેવાં કેવાં કુકર્મો કરે છે. જાતિ, ધર્મ, નીતિ અને કુળનું સન્માન ગુમાવીને પરધર્મમાં પ્રવેશ કરી પોતાની જાતિનો વિધ્વંશ કરવામાં કેવી કારમી કુટિલતા દર્શાવે છે, જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે, તે અબળા રણમાં મદોન્મત્ત થઈ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તૂટી પડે છે, પાપીઓના પાપનું કેવું ભીષણ પરિણામ આવે છે, રાજબાલા સુંદરીની વિસ્મયકારક વીરતા, રાજબાલાની ભયંકર પ્રતિજ્ઞા, અમીનાની દુર્દાન્ત દુષ્ટતા, ઇસ્માઇલની ક્રૂરતા, ધર્મભ્રષ્ટતા. ક્ષત્રિયો અને પઠાણોની પ્રચંડ જાદવાસ્થળી, મારામારી અને હૃદયદ્રાવક ખુનરેજી, સુલ્તાનની ભયાનક દુષ્ટતા, ઉમાનો અપૂર્વ આત્મત્યાગ, નરાધમ નવાબની નાલાયકી, હિન્દુઓનાં મંદિરોને તોડનાર દુષ્ટ દાનવોનાં કુકૃત્યો, દેવતા અને દાનવોના ભીષણ રણસંગ્રામ, દેવી અને દાનવીની ભયાનક સમતોલના, સન્યાસીની સમશેર, કલુખાંના કાળાં કામ આદિ અનેક અવનવા ચમત્કારિક બનાવોથી આ વાર્તા ભરપૂર છે- ગુપ્ત ભેદ ભરમો, ભયંકર ભામિનીના ભયંકર કારસ્થાનો, સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાને પાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨–૮–૦, મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**, ત્રણ દરવાજા—**અમદાવાદ.**

# કલન્દરની કટાર

અથવા

# સંસાર ખાંડાની ધાર !

તૃતીય ખણ્ડ

લેખક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા ( અમરેલી–કાઠિયાવાડ )

પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.



શ્રી "ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસ"માં જેઠાલાલ દેવશંકર

દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

સંવત ૧૯૭૪ ઈ. સ. ૧૯૧૮

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

મૂલ્ય રૂ. ૨–૪–૦

# પ્રસ્તાવના

પરમકૃપાળુ પરમાત્માની પરમ કૃપાથી હું આજે વાંચક બંધુઓ સમક્ષ આ પુસ્તકનો તૃતીય ખણ્ડ સમર્પણ કરવાને સમર્થ થયો છું. આ ખણ્ડમાં સાધારણ સ્થિતિમાંથી સત્તાના સિંહાસનપર આવેલા સોમભદ્રની મહત્ત્વાકાંક્ષાથી ઉદ્ભવેલા અનેક પ્રકારના અનેક અનર્થોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દ્વિતીય ખણ્ડમાં પણ એ સોમભદ્રના અત્યાચારોનોજ મુખ્યત્વે તાદૃશ ચિતાર આપવામાં આવ્યો હતો. મનુષ્ય જ્યારે સત્તા, સંપત્તિ અને સુયોગ પ્રાપ્ત કરે છે, ત્યારે ઘણીવાર એ સત્તા, સંપત્તિનો કેવો દુરુપયોગ કરે છે, એનું ઉજ્જવલ દૃષ્ટાંતરૂપ આપણી આ નવલકથાનો નાયક સોમભદ્ર જ છે. પરંતુ એ સત્તાનો દુરુપયોગ કરવાથી પરિણામે મનુષ્યનો કેવો અધઃપાત થાય છે, એ પણ એ સોમભદ્રનાજ દૃષ્ટાંતપરથી સ્પષ્ટ જણાઇ આવશે અને એ સંબંધી સર્વ વૃત્તાંત હવે પછી આ વાર્ત્તાના અન્ય ખણ્ડોમાં વર્ણવામાં આવશે.

રાજકુમાર મહેન્દ્રકુમારની ઉન્નતિ, રાજરાણી સાવિત્રીદેવીની સત્કર્મપરાયણતા, રાણી ગુલાબકુમારીનો અધઃપાત, સેનાપતિ પુત્ર વીરેન્દ્રકુમારની અદ્ભુત કાર્યકુશળતા, મહેન્દ્રની ભગિની ચંદ્રકળાનું ચાતુર્ય, બંસીલાલનો અપૂર્વ અનુરાગ, મંદારિકાની પતિવ્રત પરાયણતા, કિશોરીની કરુણામય કર્મકથા, રાજા શ્રીદત્તનો પુનર્જન્મ, સંન્યાસીનાં સારાં કામ, ક્રૂરસિંહની કપટજાળ, આદિ સર્વ વિષયોનો જ હવે પછીના આ વાર્ત્તાના ખણ્ડોમાં ઉલ્લેખ કરવામાં આવશે.

જ્યાં સુધી આ વાર્ત્તા સંપૂર્ણ ન થાય, ત્યાં સુધી અપૂર્ણ વાંચીનેજ વાર્ત્તાના સંબંધમાં પોતાનો કોઇપણ પ્રકારનો સંપૂર્ણ અભિપ્રાય ન આપવાની વાંચક બંધુઓને પ્રથમથીજ વિનંતિ કરવામાં આવે છે. કારણ કે, અપૂર્ણ વિષયમાં હમેશાં અપૂર્ણતાજ રહે છે અને એના યોગે કોઇપણ વિષય શોભી ઉઠતો નથી; એટલા માટેજ આ સ્થળે પ્રથમથી આ નમ્ર નિવેદન નિવેદિત કરવાનું ઉચિત ધાર્યું છે.

અંતે અનંતનામી ઈશ્વરનું સ્મરણ કરી હું મારી સંક્ષિપ્ત પ્રસ્તાવનાને અહીંજ પૂર્ણ કરવાની આજ્ઞા ઇચ્છું છું.

અમદાવાદ
તા. ૨૦–૧૦–૧૮ — લેખક

# અનુક્રમણિકા

## તૃતીય ખણ્ડ


| પરિચ્છેદ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| પ્રથમ પરિચ્છેદ | મહાત્માની મોહિની | ૧ |
| દ્વિતીય ,, | પ્રણયનો પ્રસ્તાવ | ૧૮ |
| તૃતીય ,, | પ્રેમઘેલાં પ્રેમિકો | ૨૮ |
| ચતુર્થ ,, | પ્રેમ–પ્રાબલ્ય | ૩૪ |
| પંચમ ,, | પ્રેમીજનોનો પ્રેમાલાપ | ૪૦ |
| ષષ્ઠ ,, | વિશ્વવિમોહિની | ૫૦ |
| સપ્તમ ,, | ગુલાબકુમારી | ૭૪ |
| અષ્ટમ ,, | સહિયરનું સાંત્વન | ૯૨ |
| નવમ ,, | પતિ–પત્નીનો પ્રેમાલાપ | ૧૦૦ |
| દશમ ,, | માયામહેલ | ૧૦૮ |
| એકાદશ ,, | પહાડી ગુફા | ૧૨૦ |
| દ્વાદશ ,, | પ્રાણેશ્વરીની પ્રણયપિપાસા | ૧૨૭ |
| ત્રયોદશ ,, | પ્રિયતમાનો પ્રેમપત્ર | ૧૪૩ |
| ચતુર્દશ ,, | માયાવી ઓરડીઓ | ૧૪૯ |
| પંચદશ ,, | વસંતદુર્ગ | ૧૫૬ |
| ષોડશ ,, | માયાવી મનસુબો | ૧૭૬ |
| સપ્તદશ ,, | રાણી કે રાક્ષસી ? | ૧૮૫ |
| અષ્ટાદશ ,, | ચિત્ર પ્રદર્શન | ૨૦૩ |
| એકોનવિંશ ,, | મહારાણીની મિજલસ | ૨૨૩ |
| વિંશ ,, | માયાવી મોહમંત્ર | ૨૪૦ |
| એકવિંશ ,, | માયાવી મહેલનું માયાવી રહસ્ય | ૨૫૫ |
| દ્વાવિંશ ,, | માયામહેલનું પરિણામ | ૨૮૫ |
| ત્રયોવિંશ ,, | યુદ્ધમાં આહુતિ | ૨૯૯ |
| ચતુર્વિંશ ,, | રાક્ષસી રાણીનો રાક્ષસી ન્યાય | ૩૧૬ |
| પંચવિંશ ,, | મહિષી કે સર્પિણી ? | ૩૨૨ |




# રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત ઉત્તમ નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ સુરાદેવી (પ્રથમ ખણ્ડ) | મૂલ્ય રૂ. | ૨—૦—૦ |
| ૨ ,, (દ્વિતીય ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૩ ,, (તૃતીય ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૪ સંસાર સંગ્રામ (પ્રથમ ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૫ ,, (દ્વિતીય ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૬ કમલાદેવી (ઐતહાસિક) | ,, ,, | ૧—૮—૦ |
| ૭ ભવાનીનો ભોગ (પથમ વિભાગ) | ,, ,, | ૧—૪—૦ |
| ૮ ,, ,, (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૧—૧૨—૦ |
| ૯ પરાક્રમની પતાકા (ડિટેક્ટિવ) | ,, ,, | ૨—૦—૦ |
| ૧૦ સંતપ્ત શયતાન (પ્રથમ વિભાગ) | ,, ,, | ૧—૧૨—૦ |
| ૧૧ ,, (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૧—૧૨—૦ |
| ૧૨ ,, (તૃતીય વિભાગ) | ,, ,, | ૧—૧૨—૦ |
| ૧૩ કિશોરસિંહ (પ્રથમ વિભાગ) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૪ ,, (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૫ કલંદરની કટાર (પ્રથમ ખણ્ડ) | ,, ,, | ૨—૦—૦ |
| ૧૬ ,, (દ્વિતીય ખણ્ડ) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૭ ,, (તૃતીય ખણ્ડ) | ,, ,, | ૨—૦—૦ |
| ૧૮ તારાસુંદરી (ઐતિહાસિક) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૯ ભેદી ખજાનો (ડિટેક્ટિવ) | ,, ,, | ૨—૪—૦ |
| ૨૦ બાગે શયતાન ( ,, ) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૧ શયતાનસદન ( ,, ) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૨ ગેબી ખૂન ( ,, ) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૩ રાક્ષસોની રતિક્રીડા | ,, ,, | ૨—૦—૦ |
| ૨૪ ભેદી શાહજાદી (ઐતિહાસિક) | ,, ,, | ૧—૧૨—૦ |
| ૨૫ અઠંગ ઉઠાવગીર | ,, ,, | ૨—૪—૦ |
| ૨૬ ગુરુ ગોવિંદસિંહ (જીવન ચરિત્ર) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૭ રમણીની રણભૂમિ (ઐતિહાસિક) | ,, ,, | ૨—૮—૦ |
| ૨૮ કરુણા કુમારી ( ,, ) | ,, ,, | ૨—૮—૦ |

મળવાનું ઠેકાણું:—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા-અમદાવાદ.

# કલન્દરની કટાર

અથવા

# સંસાર ખાંડાની ધાર !

## તૃતીય ખણ્ડ

### પ્રથમ પરિચ્છેદ

### મહાત્માની મોહિની

હમારા હાલ દુનિયામેં કોઇ કબ દેખ સકતા હૈ;
તવક્કુઃ ચશ્મે જાનાંસે થી વહ ભી શર્મગીં નિકલી;
અજલને દીન મુહલત બાત કી ભી રહ ગઇ હસરત;
ઇધર વહ ઘરસે નિકલે થે ઉધર જાનેં હજીં નિકલી;
તેરી તબએ રવા જૌહર કિ જિસ દમ જોશ પર આયે.
વહી પાની હુઇ જો શેર કી પત્થર જમીં નિકલી;
અરે પત્થર જમીં નિકલી હાં પત્થર જમીં નિકલી;
એક અજ્ઞાત કવિ

મહારાણી સાવિત્રીદેવીની સુપ્રસિદ્ધ રાજધાની રામનગરના એક રળિયામણા માર્ગપરથી એક તરુણ વયનો સંન્યાસી હાથમાં માળા, ગળામાં રુદ્રાક્ષની માળા, કપાળમાં ભસ્મનું ત્રિપુંડ્ર અને કંઠમાં સુધાની

ધારા ધારણ કરી માનવોનાં મનને મોહાવનારી કોકિલાના કંઠને પણ શર્માવી દે તેવા કોમળ કંઠથી એક મૃદુ મંજુલ અને હૃદયને શાંતિનો સાક્ષાત્કાર કરાવનારૂં ભજન ગાતો ગાતો ચાલ્યો જતો હતો. ગાયન ઘણું ભાવવાહક બોધપ્રદ હોવાથી અમો આ સ્થળે તેને જેવા ને તેવાજ સ્વરૂપમાં ઉધ્ધૃત કરવાનું ઉચિત ધારીએ છીએઃ—

"મોહનવર ત્યાગી માનવ માયામંહિ કાં લપટાતો;
ભક્તિ સુધારસ ત્યાગી ભવ અટવીમાં કાં અથડાતો. મોહનવર.
ત્રિગુણાતિત પરિબ્રહ્મ પૂરણ પ્રેમ પ્રકાશક છે અવિનાશી;
રવિ–શશી ગ્રહ–નક્ષત્ર જળ–સ્થળ રચ્યાં જેણે રાશિ રાશિ.
ધન ધાન્ય ધરાવિશે સ્થાપી શક્તિ સંપૂર્ણ બતાવી;
એ સર્વ વિસરી જઇ માનવ મતિ તેં કેમ વિદારી. મોહનવર.
વિભુ ગુણગાન કર, ઉર હરિધ્યાન ધર,
માન મમતા મૂકી, સમતા સજી, હરિધ્યાન ધર. મોહનવર

પ્રિય વાંચક! આ તરુણ સંન્યાસી કોણ હતો, એ તો પુસ્તકના બીજા ખણ્ડના નવમા પરિચ્છેદમાંજ આવી ગયું છે કે, એ રાજકુમાર મહેન્દ્રની ભૂપકિશોરના વેશમાં રહેલી ભગિની ચંદ્રકળાજ હતી અને તેણે અત્યારે પોતાના ભાઇનો શોધ કરવાના ઇરાદાથી સંન્યાસીનો વેશ ધારણ કર્યો હતો. તે જ્યારે પોતાના મધુર કંઠથી ઉપર લખેલું ગાયન ગાતી ગાતી ચાલી જતી હતી, એટલામાં કોઇએ પાછળથી આવીને અવાજ માર્યો કેઃ—

"મહાત્મન્! ઓ યોગીવર!"

મહાત્માના વેશવાળા ભૂપકિશોર અથવા ચંદ્રકલાએ પાછું વાળીને જોયું તો તેને એક જટાધારી મનુષ્ય, ભસ્મ લગાવી, ભગવાં વસ્ત્ર ધારણ કરી, હાથમાં એક નાનો સિતાર લઇ તેના તરફ આવતો દેખાયો. યોગીએ ભૂપકિશોરની પાસે આવીને પૂછ્યુંઃ—"મહારાજ!

આપ ક્યાંથી પધારો છો અને હવે પછી ક્યાં પ્રસ્થાન કરવાની ઇચ્છા ધરાવો છો વારૂ ?"

ભૂપકિશોરે નમ્રતાથી જવાબ આપતાં જણાવ્યું કે:—"ભારત-ભૂમિના પૂજનીય તીર્થસ્થાન શ્રી ગિરનારજીથી આવું છું અને હવે બલભદ્રપૂર તરફ જવાની ઇચ્છા ધરાવું છું."

યોગીવરે કહ્યું:—"મહાત્મન્ ! આટલી નાની ઉમ્મરમાં આવો સંન્યાસ ધારણ કરી કાયાને કષ્ટ આપવાનું શું છે પ્રયોજન ? આપની મુખમુદ્રા આપ કોઇ કુલીન કુટુંબનાં અને ગર્ભશ્રીમંત હો, એમ સૂચવી આપે છે. આપની મીઠી વાણી, વિનયી સંભાષણ વગેરે બધું તેને પૂરતું અનુમોદન આપી રહ્યું છે.

"વિનયી તમારાં વચનમાં મૃદુતા ભરી અણમૂલ છે;
કાયા કલેવર કોમળાં ને રૂપમાં અતિ અપરૂપ છે.
સંસારનાં સુખો તજી સંન્યાસને શાને ધર્યો ?
આ દેહને દમવા મહીં શો લાભ છે હૃદયે ધર્યો ?"

"કેમ, આવો વિચિત્ર સવાલ શા કારણથી પૂછો છો ? સંસાર અસાર છે, સંસારની માયા મનુષ્યને નરકમાં નાખનારી રાક્ષસી છે, કેવળ સત્ય સ્વરૂપ સચરાચરનું શાંતિમય સ્થાનજ સુખપ્રદ છે, એવું જ્ઞાન થવાથી મેં બચપણથીજ સંન્યાસ ધારણ કરી લીધો છે. હું ધારૂં છું કે, આપ મારી પરીક્ષા કરવાના આશયથી જ આ અજાયબ સવાલો પૂછી રહ્યા હશો ? પણ મહાત્મન્ ! મને પૂર્ણ વિશ્વાસ છે કે, જગતની જંજાળમાં વસવાથી કદાપિ કાયાનું કલ્યાણ થઇ શકતું નથી. કારણ કે જગતનો વ્યવહારજ એવો ભૂલભૂલામણી ભરેલો છે. કોઇ સંપત્તિની આશાથી મનુષ્યનો સર્વનાશ કરે છે, કોઇનું સુંદરીને પ્રાપ્ત કરવાની અભિલાષાથી ન કરવાનાં કાળાં કામો કરે છે. વળી

"વસે છે ઘોર પાપી ને બળેછે વ્યાધિના ભડકા;
હણે છે ભ્રાતૃ ભ્રાતાને બતાવે પાપના તડકા;

પિતા પુત્રો વિદારે છે, હણે છે માત બાળોને;
બને છે દેવ દાનવ ને લજાવે કાળ કાળોને.
નથી કંઇ સાર સંસારે બધે માયા છવાણી છે;
ખરે એ ખોટી માયાથી બધી આશા દબાણી છે.”

યોગીશ્વર! આ સર્વ કારણોથીજ મારે સંસારધર્મનો ત્યાગ કરી સંન્યસ્તને સ્વીકારવું પડયું છે. પણ હવે હું એ પૂછવા માગું છું કે, આપનું નિવાસસ્થાન ક્યાં છે?”

યોગીવરે જવાબ આપ્યો:—“મહાત્મન્! અમારા નિવાસ સ્થાનનું શું પૂછવું, જો કોઇ ઠેકાણું હોય તો બતાવો. જ્યાં પહોંચી ગયા ત્યાં બે દિવસ વિશ્રામ કરી પાછા જ્યાં મન માને ત્યાં ચાલ્યા જવું, એ અમારો હમેશનો વ્યવહાર છે. હમણાં હમણાં આપની વિશાળ મૂર્ત્તિને જોઇને ઇચ્છા થઇ આવી કે, આપનાં દર્શન કરૂં. બસ, એ ઇચ્છાથીજ મેં આપને અવાજ માર્યો છે. થોડીવાર આપણે સાથેજ રહીશું. આપે તો બાલ્યાવસ્થામાં જ યોગને ધારણ કર્યા લીધો છે, એટલે આપના જેવા ભાગ્યશાળી જનો આ સંસારમાં બહુજ થોડા મળી આવશે. મારાં પણ અહોભાગ્ય છે કે જેથી મને આજે આપ મહાનુભાવનાં દર્શન કરવાનો સુયોગ સાંપડયો છે.”

ભૂપકિશોરે કહ્યું:—“હા, એવી જ કાંઇક ઇચ્છા થઇ આવી. આપે આજે મારાપર મોટી કૃપા કરી. ચાલો એકમાંથી બે થયા. હવે વાતચીત કરવામાં મજા પડશે. સાધુ કવિ તુલસીદાસજીએ યોગ્યજ કહ્યું છે કે:—

“તુલસી જગમેં આય કે સબસે મિલિયે ધાય;
ના જાને કેહિ ભેષમેં નારાયણ મિલ જાય.”

આપે મહા દયા કરી કે મને અવાજ મારી બોલાવ્યો અને આપનાં પવિત્ર દર્શનનો લાભ આપ્યો. પણ હા, એ તો કહો કે, આ કોની રાજધાની છે, આ શહેરનું કોણ અધિકારી છે?”

યોગીએ જવાબ આપ્યો:—"મહારાજ, આ રાજધાનીનું નામ રામનગર છે અને અહીં મહારાણી સાવિત્રી રાજ્ય કરે છે. રાણી મહા ધાર્મિક અને સંતજનોની હિતકારિણી છે. કાલે સાંઝે હું ફરતો ફરતો સિતાર બજાવતો અકસ્માત્ રાજમહાલયની નીચેના ભાગ પાસે જઇ ચઢયો હતો, એ વખતે રાણીએ તરતજ મને અંદર બોલાવીને ઘણા જ સ્નેહની સાથે મારો સત્કાર કરી મને એક આસનપર બેસાડયો હતો. મેં થોડીવાર સિતાર બજાવીને બે ચાર ભજન સંભળાવ્યાં હતાં, એથી તે મારાપર બહુજ પ્રસન્ન થઇ હતી. તે વખતે તેની પાસે એક ઘણો ખૂબસૂરત રાજકુમાર તેના પાસે બેઠો હતો અને તેની સાથે તેના બીજા કેટલાક મિત્રો પણ જોવામાં આવતા હતા. તેમણે મારી ઘણી પ્રશંસા કરી હતી. રાણીજીએ મને પાંચ રૂપિયા આપ્યા હતા અને તે સાથે ભોજન પણ પોતાને ત્યાંજ કરાવ્યું હતું."

ભૂપકિશોર યોગીની વાતને બરાબર ધ્યાનપૂર્વક સાંભળતો હતો તથા તેના મુખ તરફ એકી ટસે તાકાને જોઇ રહ્યો હતો. એ તરત જ સમજી ગયો કે, એ યોગી જે રાજકુમારને રાણીની પાસે બેઠેલો હોવાનું કહે છે, તે તેનો ભાઇ મહેન્દ્રકુમારજ હશે. તે હજી આવો વિચારજ કરી રહ્યો હતો, એવામાં યોગીએ ફરીવાર તેને સંબોધીને કહ્યું કે:—

"જો આપની ઇચ્છા હોય, તો આજે ફરીવાર આપણે રાણીજીની પાસે જઇએ?"

ભૂપકિશોરે જવાબ આપ્યો:—"જોઇ લેવાશે, હાલ તરત તો મારે જરા એક જગાએ જવાનું છે. ત્યાંથી પાછા આવીને—"

યોગીએ તેને બોલતો અટકાવીને વચ્ચમાં જ પૂછયું કે:—"આપને અત્યારે કયાં જવું છે?"

ભૂપકિશોરે જવાબ આપ્યો:—"એક મહાત્મા આટલામાં કયાંક

આવ્યા છે, તેમનાં દર્શન કરવાની મને પૂરતી અભિલાષા છે, માટે હું હમણાં તેમની પાસેજ જવાની ઇચ્છા ધરાવું છું."

"ત્યારે એ મહાત્મા પુરુષ ક્યાં ઉતર્યા છે, એ આપ જાણો છો ખરા કે?" યોગીએ પૂછ્યું. "ના, એ તો હું જાણતો નથી. પણ મારી ધારણા મૂજબ તેઓ શહેરમાં કોઇ પણ સ્થળે ન ઉતરતાં બહારના કોઇ જંગલમાં ઉતર્યા હશે. હું તેમનો પત્તો મેળવવાના ઇરાદાથી જ આ શહેર તરફ આવી રહ્યો હતો, પણ એવામાં એકાએક આપ આવી મળ્યા. ચાલો ઠીક થયું. ચાલો હવે આપણે બન્ને મળીને તેમની તપાસ ચલાવીએ. શહેરમાં જવાની હવે મને કશી પણ જરૂર જણાતી નથી. મહાત્માનાં દર્શન કરી મનને એ ઘડી આનંદ આપી પછીથી જો શહેરમાં આવવાની ઇચ્છા થશે, તો આવીશું. મહાપુરુષોનાં દર્શનનો લાભ મળવો એ પણ એક મહા દુર્લભ વસ્તુ છે. કારણ કે પૂર્વ જન્મના પુણ્ય વિના એમના સંસર્ગમાં આવવાનું બની શકતું નથી. સદાચારી સાધુજનોના સહવાસથી હૃદયમાં નૈતિક ભાવનાઓનો સંચાર થાય છે, વિકારી વાસનાઓ ટળી જાય છે."

"હું ધારૂં છું કે, આપ પણ તેમનાં દર્શનથી અવસ્ય પ્રસન્ન થશો. એ મહાત્માની જેવી પ્રશંસા સાંભળી છે, તે પરથી મને જણાય છે કે, એ યોગી મહા ચમત્કારી પુરુષ છે. યોગવિદ્યામાં તેમની સારી સાધના છે. ભલા ભલા સતજનો એમનાં દર્શનની અભિલાષા ધરાવે છે. ચાલો, હવે વિના કારણ વિલંબ ન કરો.

યોગીએ કહ્યું:—"જ્યારે આપની તે મહાપુરુષમાં આટલી બધી શ્રદ્ધા છે અને આપ તેમની આવી અનહદ પ્રશંસા કરી રહ્યા છો, ત્યારે મારૂં મન અવશ્ય તેમનાં દર્શન કરવાને આતુર થાય છે. પણ તેમનું ઠેકાણું તો આપના જાણવામાં નથી? ઠેકાણું જાણ્યા વિના ક્યાં જશો?"

"ગમે ત્યાંથી તેમનો પત્તો મેળવી લઇશું, ચાલો તો ખરા." ભૂપકિશોરે કહ્યું.

યોગીને સાથે લઇને ભૂપકિશોર જે ગુહા પાસે પોતાનો ઘોડો મૂકી આવ્યો હતો, તે ગુહા તરફ ચાલ્યો; જ્યારે તે સ્થળ થોડેક દૂર રહ્યું, ત્યારે ભૂપકિશોરે પોતાની કમરપરથી કમરપટો છોડયો અને યોગીને વાતોમાં ને વાતોમાં રોકીને તેની અજાણુતામાં એકદમ તેના ગળામાં કમરબંદનો ફાંસો નાખી દીધો. યોગી એને જોઇ શક્યો નહિ. ફાંસો નાખવાથી યોગી અજાયબીમાં પડી ગયો, એવામાં તો ભૂપકિશોરે એક એવા જોરથી એ કમરબંદનો આંચકો માર્યો કે એ બિચારો યોગી પડતો પડતો બચી ગયો. તેના બન્ને હાથ હવે વિવશ ગઈ ગયા. યોગી ચકિત થઇને જોરથી તે ફન્દાને તોડવાની કોશિશ કરવા લાગ્યો. પરંતુ મજબૂત ફન્દો કોઇ પણ રીતે તેનાથી તૂટી શક્યો નહિ.

ભૂપકિશોરે બે ત્રણ આંચકા મારીને જોરથી યોગીને જમીનપર પછાડી દીધો અને ત્યાર પછી તે એક પળનો પણ વિલંબ કર્યા વિના તેની છાતીપર ચઢી બેઠો. જો કે, ભૂપકિશોરના શરીરમાં યોગીના જેવી તાકાત નહોતી એમ નહોતું, પણ તેમ છતાં પણ યોગી સીધી રીતે તેના કબ્જામાં આવે તેવો નહોતો. ભૂપકિશોરની ચાલાકી આ વખતે બરાબર કામ લાગી ગઇ, તેણે કપટથી યોગીને બેભાન બનાવી દીધો. આ વખતે વિવશ થઇને યોગીએ કહ્યું:—

"મહાત્મા પુરુષ! તમે તો મારા પણ ગુરુ મળ્યા ને શું! હું નહોતો ધારતો કે, ગુપ્તવેશ ધારણ કરવામાં તમે આવા ચાલાક હશો. આજે તમે ચાલાકી તો અજબજ ચલાવી છે!"

"કેમ, એમાં તમને કાંઇ શંકા થાય છે? હજી સુધી તમે મને મહાત્માજ માની રહ્યા હતા ખરૂં ને વારૂ? પણ એમ ધારવામાં તમારી મોટી ભૂલ હતી." ભૂપકિશોરે કહ્યું.

"એ તો મેં પણ ધારી લીધું હતું કે, તમે કોઇ બહુરૂપી છો, પણ મને એવી આશા નહોતી કે, તમે મારાપર જ તમારા હાથ સાફ કરશો, મારી સાથે પણ આવી દગાની બાજી ચલાવશો. વાહ! વાહ! બહાદુરી તો આમજ બતાવાતી હશે, ખરૂં ને વારુ?"

"જ્યારે તમે મને સહુથી પહેલી બૂમ મારી, ત્યારથી જ હું તમને બરાબર ઓળખી ગયો હતો. પરંતુ જ્યારે મેં જોયું કે, તમે મને દગો દઇને રાણીની પાસે લઇ જવા તથા ફસાવા માગો છો, ત્યારે એને માટે મેં પહેલેથીજ બંદોબસ્ત કરી લીધો." ભૂપકિશોરે જવાબ આપ્યો:—"પણ એમ કરવામાં મેં તમારૂં કાંઈ પણ અહિત ન કરતાં ઉલટા તમને બચાવી લીધા છે. હવે તમે સીધી રીતે જણાવી દો કે, રાજકુમાર મહેન્દ્રકુમાર અત્યારે કયાં છે અને તમે પોતે કોણ છો? એટલું તો હું જરૂર જાણી ગયો છું કે, તમે પુરુષ નથી, પણ પ્રમદા છો, પણ જેવી તેવી સાધારણ પ્રમદા નહિ, પ્રબળ પ્રમદા છો."

યોગીએ કહ્યું:—"હું તમારી વાતોનો બરાબર જવાબ આપી શકું તેમ નથી."

ભૂપકિશોરે કહ્યું:—"હવે વિના કારણ સત્ય સ્વરૂપને છૂપાવવાનો પ્રયત્ન ન કરો, નારી હોઇને નર બનવાનાં જૂઠાં ફાંફાં ન મારો. દુનિયામાં ખરી વસ્તુ ખોટાના ઢાંકણથી કદાપિ છુપાઇ રહેતી નથી. મને પૂરતી ખાતરી થઇ ગઇ છે કે તમે નર નહિ પણ નરના રૂપમાં રહેલી નારી છો.

"ગાલો ગુલાબી લાલ છે, મુખમાં સુધાની ધાર છે;
કોમળ અતિ આ કાય છે, ને કંઠમાં મીઠાશ છે;
જાદૂ ભરી છે આંખડી, કામણ તણો આકાર છે;
ચિન્હો બધાં એ સૂચવે નહિ નર તમે ખરી નાર છો."

યોગીએ કહ્યું:—"તમે ગમે તેમ ધારો, પરંતુ જ્યાંસૂધી હું

મર્દના પોશાકમાં છું, ત્યાંસુધી મારા મુખમાંથી સ્ત્રીઓ હમેશાં જે પોતાના ઉપયોગમાં લે છે, તે શબ્દો કદાપિ નીકળશે નહિ."

"ખેર, મને હવે એ વાતોની સાથે કશી પણ મતલબ નથી, તમે મારા એક બે સવાલોના જવાબ આપી દો, એટલે પછી હું મારા સ્થાન તરફ ચાલ્યો જાઉં." ભૂપકિશોરે કહ્યું.

"એ તો મારી આખી જિન્દગીમાં કદાપિ બની શકશે નહિ." યોગીએ જવાબ આપ્યો.

"ત્યારે હવે તમે તમારી જિન્દગીથી પણ હાથ ધોઇ બેસો." ભૂપકિશોરે ધમકી આપી કહ્યું.

"જાન તો અવશ્ય પ્યારી વસ્તુ છે, પરંતુ એ વાતોને ગુપ્ત રાખવી એ મને મારી જાનથી પણ વધુ પ્રિય છે. એને માટે જાન ચાલી જાય, તો તેની પણ મને કશી પરવા નથી. પરંતુ મારાથી મારી એક પણ ગુપ્તવાતને જાહિર કરી શકાય તેમ નથી. જો તમારી એવી જ મરજી હોય તો ગરદન મૌજૂદ છે, તેમજ હું પણ વિવશ છું એટલે તમારી ઇચ્છામાં આવે તેમ કરો. મને મારા જીવન કરતાં મારી ગુપ્ત વાતો વધારે પ્રિય છે, માટે એ વાતો પૂછવાનો જૂઠો પ્રયત્ન ન કરો." યોગીવરે પોતાનાં વચનોમાં અડગ, અચલ અને દૃઢ રહીને કહ્યું.

આ સમયે યોગી ઊઠીને બેઠો થઈ ગયો હતો. તેના હાથ પગ બાંધેલા હતા અને ભૂપકિશોર તેની સ્હામો ઉભો હતો. યોગીની છેવટની વાત સાંભળીને ભૂપકિશોરે પોતાની કમરપરથી ખંજર ખેંચી લીધું અને તેણે યોગીને ધમકાવીને કહ્યું:—"કેમ, હજી પણ જીવનને ધારણ કરી રાખવાની કાંઇ ઇચ્છા થાય છે ખરી કે? વિના કારણ આવી કોમળ કાયાને ખૂનીખંજરથી શા માટે કપાવો છો, આ સંસારને ત્યાગી નરકના નિવાસી થવાની ઇચ્છા શાથી ધરાવો છો! તમે નથી જાણતા કે, હું મારી લીધેલી ટકને કદાપિ અધૂરી છોડતોજ નથી.

"લીધું જે હાથમાં ખંજર દયા દિલે નહિ લાવે;
ગણીને દેહ અબળાનો ઉરે નહિ રહેમ તે લાવે;
વહાવી રક્તની ધારા ભીષણ ઉત્પાત તે કરશે;
તમારી કોમળી કાયા મરણમાં જઇ સદા ઠરશે."

"હશે જે વીર સાચો તે મરણથી ના કદી ડરશે!
ન ખંજરથી ન ભાલાથી કદાપિ ચિત્તડું ચળશે;
ભલે ને જીવ જાયે ને વપુ રોળાય આ મારૂં;
ભલે ને દેહ મારાથી વહેતું રક્ત ચોધારૂં;
નથી પરવા મને તેની, ધર્યો છે ધર્મ મેં મારો;
તમે મારો અગર કાપો ભલે આ પ્રાણ સંહારો.
સહી હું સર્વ તાપોને જીવનનું દાન દેનારો;
વચન મેં જે લીધું મારૂં, નહિ હું ભ્રષ્ટ થાનારો."

આમ કહીને યોગીએ તરતજ ગરદન ઝુકાવી દીધી અને તે મનમાં ને મનમાં જ ઇશ્વરનું સ્મરણ કરવા લાગ્યો. એની આવી અદ્ભુત સાહસિકતા તથા અજાયબી ભરેલી હાલત જોઇને ભૂપકિશોર તાજુબ થયો અને પોતાનો હાથ પાછો ખેંચી લઇને મનમાંને મનમાં જ કહેવા લાગ્યો કે:—"આ કોઇ સાધારણ માણસ નથી, પણ બડો ચાલાક, ખેલાડી અને પાકો બહુરૂપી છે. એ કોઈ પણ રીતે રાજકુમારનો પત્તો બતાવશે નહિ."

ભૂપકિશોરની આ કેવળ એક જાતની ખોટી ધમકી જ હતી. તે યોગીને ગમે તે પ્રકારે ધમકાવી ફોસલાવીને તેને કાંઇક પૂછવા માગતો હતો. જ્યારે તેણે જોયું કે, એ પોતાની ગુપ્ત વાતોને જીવન જતાં છતાં પણ ખુલ્લી કરવા માગતો નથી તથા તે વાતોને છુપાવી રાખવા માટે તેને તેની કોમળ કાયાની પણ કશી દરકાર નથી, ત્યારે તે લાચાર થઇ ગયો. તેના મનની સર્વ

મુરાદોપર એકી સાથે પાણી ફરી વળ્યું. મનમાં કલ્પી કાઢેલા મનસુબાના હજારો હવાઇ કિલ્લાઓના ચૂરેચૂરા થઇ ગયા. હવે તેણે તેની સાથે વધારે વાતચીત કરવાનું ગેરમુનાસિબ ધારીને તરતજ તેને બેભાન કરી દીધો. યોગીને બરાબર બેભાન કર્યા પછી તે તેની ગાંસડી બાંધીને જે ભેદી ગુહાની પાસે તે પોતાના ઘોડાને મૂકી આવ્યો હતો, તે ગુહા પાસે લઇ ગયો. ત્યાં ગયા પછી તેણે તે ગુહાની એક અંધારી ગભારા વાળી જગામાં તેને સૂવાડી દીધો. ત્યાર પછી ભૂપકિશોર એક પત્થરની શિલાપર બેસીને તરેહ તરેહવારના વિચારો કરવા લાગ્યો. વિચારમાંને વિચારમાં લગભગ બે પ્રહર જેટલો દિવસ ચડી ગયો. દરમ્યાન યોગી પણ હોંશમાં આવ્યો. ભૂપકિશોરે ફરીવાર ઘણીવાર સૂધી તેની સાથે વાતચીત કરીને પોતાની મતલબ સાધવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેણે તેને એક પણ ગુપ્ત વાત જણાવી નહિ. આખો દિવસ ભૂપકિશોરે એ અંધારી ગુહામાંજ વીતાડી દીધો.

જ્યારે સંધ્યા થઇ ત્યારે તેણે તે યોગીને ફરીવાર બેહોશ કરી દીધો અને પહેલાંની પેઠે તેને એક અંધારી જગામાં સૂવાડીને તે બરાબર મહાત્માનો વેશ ધારણ કરી રામનગર શહેરમાં આવી લાગ્યો. શહેરમાં આવ્યા પછી તે ત્યાંના કિલ્લાની ચારે તરફ ફરવા લાગ્યો, તેણે પહેરાના સિપાહીઓની સાથે વાતચીત કરીને એટલું તો અવશ્ય જાણી લીધું કે, આજકાલ રામનગરની રાણી સાવિત્રી મોટે ભાગે પોતાના શહેર બહારના બગીચામાંજ રહે છે. આ પરથી તે અનુમાન દ્વારા જાણી ગયો કે જ્યારે રાણી બગીચામાં રહે છે, ત્યારે રાજકુમાર પણ અવશ્ય તેની સાથે બગીચામાંજ રહેતો હોવો જોઇએ. રાણીએ તેને પોતાની સાથેજ રાખ્યો હશે. આથી ભૂપકિશોર તપાસ કરતો કરતો કિલ્લાના તો દરવાજા પર આવી પહોંચ્યો કે જ્યાંથી ચોર બાગમાં જવાનો રસ્તો છેક નજીકમાંજ હતો. તેણે ત્યાંના પહેરેગીરને કહ્યું કેઃ—“ હું રામનરની મહા મહિમામયી મહા-

રાણીની મુલાકાત કરવાની અભિલાષા ધરાવું છું, મને તેમનાં દર્શન કરવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ છે, જો તમારામાંથી કોઈ તેમને મારા આવવાની ખબર આપશો તો હું સરળતાથી તેમની પાસે પહોંચી જઇશ અને તમને સર્વને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપીશ."

એ દરવાજો કિલ્લાની પશ્ચિમ દિશાનો હતો. ભૂપકિશોરની વાતનો સિપાહીઓએ એવો જવાબ આપ્યો કેઃ—"તમે અંદર ચાલ્યા જાઓ, અત્યારે મહારાણી સાહબા ચોર બાગમાં છે, ત્યાં જઇ તપાસ કરવાથી તેઓ તમને અવશ્ય મળી આવશે. તમારા જેવા સાધુ પુરુષને તેમની પાસે જતાં કોઇપણ અટકાવશે નહિ. મહારાણી સાધુઓ પ્રતિ ઘણાં માયાળુ છે અને તેમનો સત્કાર કરવામાં તેઓ એક જાતનો આનંદ માને છે."

આ સાંભળીને ભૂપકિશોર કિલ્લાની અંદર પેસી ગયો. એ વખતે રાત્રિ થઇ ગઇ હતી. પરંતુ કિલ્લાની અંદરના ભાગમાં ઠેક ઠેકાણે અસંખ્ય દીપકો સળગી રહ્યા હતા, જેથી ત્યાં પુષ્કળ રોશની પડતી હતી. ભૂપકિશોર થોડીવારમાં ચોર બાગના દરવાજા પર આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે જોયું કે, ચાર મજબૂત અને કદાવર બાંધાના સિપાહીઓ બેઠા હતા અને એક પ્રહરી હાથમાં સંગીન લઇને પહેરો ભરી રહ્યો હતો. તેણે એ સિપાહીઓને બેચાર મીઠી વાતો કરીને મુગ્ધ બનાવી દીધા તથા તેમની મારફતજ અંદર તપાસ કરાવી. તેણે તેમને રાણીની મુલાકાત કરવાનો વિચાર જણાવી દીધો.

એ સમયે ચોરબાગના ચોગાનમાં કેટલીક સોના રૂપા જડિત સુંદર પાટો પડી હતી. તેમાંની એક સુંદર પાટપર મખમલનું સુંદર બિછાનું બિછાવીને રામનગરની મહારાણી સાવિત્રી બેઠી હતી, તથા તેની સ્હામેની પાટપર રાજકુમાર મહેન્દ્ર બેઠો હતો. તેઓ બન્ને બેઠાં

બેઠાં તરેહ તરેહવારની વાતો કરી રહ્યાં હતાં. ભામા તથા સહોદરા નામની બે ચાલાક દાસીઓ પણ અત્યારે તેમની નજીકમાંજ ઉભી હતી. અહીં પણ ઠેક ઠેકાણે રોશની થઇ રહી હતી, જેથી આખા બાગમાં જાણે તે સમયે દિવસજ છવાયલો હોયની ! એવો ભાસ થઇ આવતો હતો. જ્યારે મહારાણી સાવિત્રી અને યુવરાજ મહેન્દ્રકુમાર વાતોના ખરા રંગમાં આવીને પરસ્પર પ્રેમાલાપ કરી રહ્યા હતાં, એવામાં એક દાસીએ મહારાણી પાસે આવીને કહ્યું કેઃ—" મહારાણી સાહેબ ! એક સાધુ પુરુષ દરવાજા પર આવીને ઉભો છે અને તે આપને કાંઇક કહેવાની અભિલાષા ધરાવે છે. જો આજ્ઞા હોય તો બોલાવી લાવું ?"

રાણી સાવિત્રીએ પૂછ્યુંઃ—" કોણ છે એ સાધુ પુરુષ અને મને શું કહેવા માગે છે તેઓ ?"

દાસીએ જવાબ આપ્યોઃ—" કોઈ નવીન આવ્યા હોય, એમ જણાય છે. આ પહેલાં મેં તેમને આપણા આ મહાલયમાં આવતા જોયા હોય, એવું મારા સ્મરણમાં નથી. હું નથી જાણતી—"

રાણીએ ઉતાવળથી તેને કહ્યું કેઃ—' સારૂં, તેને કહી દે કે, થોડીવાર તે સબૂર કરે. હું હમણાં થોડીવારમાંજ બહાર આવીને તેની મુલાકાત કરૂં છું."

કુમારે કહ્યુંઃ—" ના, ના, તેને અહીં બોલાવી લાવ. હું પણ જોઉં તો ખરો કે, એ સાધુ કોણ છે અને રાજરાણીની પાસે શા ઇરાદાથી આવ્યો છે."

રાણી સાવિત્રીએ કહ્યુંઃ—" તેને અહીં બોલાવવો ઠીક નથી. આ બાગમાં મેં દરેક મનુષ્યને આવવાનો સખ્ત પ્રતિબંધ કર્યો છે. એમ કરવામાં મારો એક ગુપ્ત હેતુ સમાયલો છે."

રાજકુમાર મહેન્દ્રે આતુરતાથી પૂછ્યુંઃ—" કેમ, એમાં તમારો શો ગુપ્ત હેતુ સમાયલો છે ?"

મહારાણી સાવિત્રીએ ઉત્તર આપ્યો:—" દરેક માણુસની આવ જાવથી મારા આ ચોરબાગના દરવાજાનો ભેદ સહુના જાણવામાં આવી જવાનો સંભવ છે. માટે એ ભેદને બીજું કોઇ ન જાણી જાય, એ ઇરાદાથી જ મેં બહારનાં કોઇ પણ માણુસને અંદર આવવાની મના કરી છે. હું બહાર જઇને જોઇ આવું છું કે, એ સાધુ કોણ છે અને શા હેતુથી મારી પાસે આવ્યો છે. આપ અહીંજ બેસો, હું હમણાં જ જોઇને પાછી આવું છું."

આમ કહીને રાણી સાવિત્રી ઊઠીને ઉભી થઇ, પરંતુ કુમારે તેનો હાથ પકડીને પોતાની નજીકમાં બેસાડી દીધી તથા સાધુના આવવાના સમાચાર લઇ આવનાર દાસીને ઉદ્દેશીને તેણે કહ્યું:—" દાસી, જા. એ સંન્યાસીને અહીં મારી પાસે બોલાવી લાવ."

રાણીએ રાજકુમારની સમક્ષ એ સંન્યાસીને ન લાવવા દેવાની ઘણી ઘણી કોશિશ કરી તથા કુમારને તેમ ન કરવાનો ઘણો આગ્રહ કર્યો, પરંતુ રાજકુમારે તેની એક પણ વાતને માની નહિ, થોડીવારમાં દાસી ત્યાંથી બહાર ઉભેલા સંન્યાસી–ભૂપકિશોરને લઇને તરત જ મહારાણી સાવિત્રિ તથા રાજતનય મહેન્દ્ર કુમાર પાસે લઈ આવી.

અહા ! જ્યારે કોઇ પોતાના પરમ પ્રિય બંધુનો કે જેના મરણ સમાચાર ચારે તરફ ફેલાઇ ગયા હોય, જેના મળવાનો કશી પણ આશા જ ન રહી હોય અને જેના શોકમાં ઘણો સમય વીતાડયો હોય, એવા પ્રિયજનનો મેળાપ થતાં મનુષ્યના મનમાં કેવો અપૂર્વ આનંદ પ્રાપ્ત થતો હશે ! એનો વિચાર વિજ્ઞ વાંચક બંધુઓએ પોતાની કલ્પનાની સહાયતાથી જ કરી લેવાનો છે. સંસારમાં આપ્તજનોના સમાગમ જેવું બીજું કોઈ પણ સુખ જ નથી. યુગોના યુગો સુધી અનંત દુઃખો વેઠનાર એક વ્યકિતને જ્યારે તેના મિત્ર, સખા, બંધુ, ભ્રાતા, કે પિતાનો લાંબા સમય પછી સાક્ષાત્ થાય છે, ત્યારે તેનાં સર્વ દુઃખોનું

તત્કાળ અવસાન થાય છે અને એક પ્રકારનો અપૂર્વ આનંદ આવીને તેનો અધિકાર પોતાને હસ્તક કરી લે છે. આ સમયે તેનું હૃદય હાથથી છટકી જાય છે અને સારાસારનો વિચાર પણ શૂન્ય થઈ જાય છે.

એવા સુંદર સમયે કોનાથી સ્થિર થઇને બેસી રહેવાય ? કોનું કાળજું મળવા માટે તલ્પી ન જાય ! કોના હૃદયમાં આનંદનો ઉમળકો ન ઉભરાય ? કયું જિગર મળવા માટે ન ધસી જાય ! પોતાના દિલને શી રીતે રોકી શકાય ?

અહા ! જૂઓ, ભ્રાતાના શોધને માટે જેણે રાજમહાલયનાં સુખોનો ત્યાગ કર્યો હતો, સ્ત્રીનો પોશાક ત્યાગી પુરુષનો પોશાક સ્વાંગ ધર્યો હતો અને છેવટે સંન્યસ્તનો સ્વીકાર પણ કર્યો હતો, એ ભૂપકિશોરની મહેન્દ્ર કુમારને જોતાંની સાથે જ કેવી દશા થઇ ? તે કુમારના તરફ એકીટસે જોઇ રહ્યો. તેની ગુલાબી આંખો પ્રેમનાં આંસુથી છલકાઇ આવી. જિગર ધબકવા લાગ્યું. તે ખુશીનો માર્યો કૂદવા લાગ્યો. તેને એટલું ભાન પણ ન રહ્યું કે, અત્યારે હું કેવા સ્વરૂપમાં છું. ક્યાં ઊભો છું અને શા કારણથી અહીં આવ્યો છું તે બધું ભૂલી ગયો. તેની આંખો કુમારની તેજસ્વી મુખમુદ્રાપર સ્થિરતાથી ઠરી ગઇ.

પણ થોડીવારમાં તેણે પોતાના મનને કાબૂમાં કરી લીધું અને તે સાથે એવો દૃઢ નિશ્ચય પણ કરી લીધો કે, જીવજાન જવા છતાં પણ હું કોઇ પણ પ્રકારે મારો પોતાનો પ્રકૃત પરિચય કદાપિ પ્રકટ થવા દઇશ નહિ. પરંતુ એવી સુખમય સ્થિતિમાં તેનાથી એમ થઇ શકે ખરૂં કે ? દૃષ્ટિ સમક્ષ બેઠેલા ભાઇને તેના સુખદુઃખની સ્થિતિની હકીકત પૂછ્યા વિના કોઈ પણ વ્યક્તિથી સ્થિર રહી શકાય ખરૂં કે ? કદાપિ નહિ. મનને જેમ જેમ મારવામાં આવે તેમ તેમ તે તેવી સ્થિતિમાં મન મદોન્મત્ત માતંગની પેઠે ઊલટું અધિક ઉન્મત્ત જ બની જાય છે. મનુષ્યના મનનો એવો એક સ્વાભાવિક નિયમ જ છે.

મહારાણી સાવિત્રી ભૂપકિશોરની એવી સંદિગ્ધ સ્થિતિ જોઇને તરતજ પોતાના મનમાં જાણી ગઇ કે, ભૂપકિશોર વાસ્તવિક રીતે કોઇ ખરો સંન્યાસી કે મહાત્મા નથી, પણ કોઈ બહુરૂપી છે અને તે અત્યારે પોતાના મહાલયની કાંઇક છૂપી બાતમી મેળવવાના ઇરાદાથી જ અહીં આવ્યો છે. આવો વિષમ સંદેહ ઉત્પન્ન થવાથી મહારાણીએ તેને કાંઇ પણ પ્રશ્ન પૂછવાનું ઉચિત ધાર્યું નહિ. તેણે તરત જ પોતાની દાસીઓને આજ્ઞા આપી દીધી કે;—"આ સાધુને એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના એકદમ કેદ કરીને આપણા કાળા કારાગૃહની અંધારા ગભારાવાળી ઘોર કાળ કોટડીમાં મોકલી દો અને એ ત્યાંથી કોઇ કોઇપણ રીતે છટકવા ન પામે, એટલા માટે સખ્ત ચોકી પહેરાનો બંદોબસ્ત કરો. આ હરામખોર સંન્યાસી, સંન્યાસી નથી; પણ કોઇ લુચ્ચો ઠગારો છે અને આપણા મહેલની બધી છુપી બીના જાણવા માટે આવો જૂઠો પોશાક પહેરીને અહીં આવ્યો છે."

અમો પહેલાં જ જણાવી ચૂકયા છીએ કે, મનોહારિણી સાવિત્રીના ચોર બાગમાં એટલી બધી રોશની પ્રકટી રહી હતી કે, અમાવાકયાની ઘોર અંધારી રાત્રિ હોવા છતાં પણ ત્યાં પ્રભાકરના પૂર્ણ પ્રકાશથી પ્રકાશી ઉઠેલા દિવસનો જ સાક્ષાત્કાર થતો હોય, એમ જણાઇ આવતું હતું. દીવાલો પર ઠેક ઠેકાણે દીવા રાખવાના થાંભલા ગોઠવી રાખવામાં આવ્યા હતા અને તે દરેક થાંભલા પર લીલા, પીળા, વાદળી વગેરે જૂદી જૂદી જાતના કાચનાં ફાનસો મૂકવામાં આવ્યાં હતાં. દરેક ફાનસમાં બબ્બે દીપકો સળગાવવામાં આવ્યા હતા. એ સર્વ દીપકોના સમુચ્ચયથી એટલો બધો પ્રકાશ પડી રહ્યો હતો કે, પ્રથમ પ્રથમ જોનારની તો આંખોજ અંજાઇ જતી હતી.

વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ ભૂપકિશોર (ચંદ્રકલા) ને તેના વેશની અપૂર્વ સજાવટ તથા બોલવાની અદ્દભુત છટા વગે-

રેથી મહેન્દ્ર કુમાર તેને જરા પણ ઓળખી શક્યો નહિ કે એ મારી બહેન છે અને અત્યારે તેનો પત્તો મેળવવાના ઇરાદાથી જ અહીં આવી છે! એને એ વખતે જાણી લેવાની જરૂર હતી કે, અત્યારે એની ભગિની આવો વેશ બદલીને ફક્ત તેની તપાસ માટે જ અહીં આવી છે અથવા તેણે તેના દર્શનની અભિલાષાથી જ પોતાની જિન્દગીને આવા હદ બેહદ જોખમમાં નાખી દીધી છે.

જો ભૂપકિશોર પોતાના મનને કાબૂમાં રાખી શકત, તો ધોળે દિવસે પણ કોઇ તેને જવલ્લેજ ઓળખી શકત. વેશ પરિવર્ત્તન કરવાની વિદ્યામાં ભૂપકિશોર ખરેખર એક આદર્શ અને ચાલાક પુરુષ જ હતો, એમાં તો જરાપણ શક જ નથી. જ્યારે દિવસને વખતે પણ તેને ઓળખતાં મુશ્કેલી પડે તેમ હતું, ત્યારે અત્યારે તો રાત્રિનો સમય હોવાથી તેને સહજમાં શી રીતે ઓળખી શકાય! તે યોગી કે જેને ભૂપકિશોરે બેભાન કરીને પોતાની ગુફામાં નાખી મૂક્યો હતો, તે અવશ્ય પૂરો ચાલાક બહુરૂપી જ હતો, એથી એણે તેને દિવસે પણ જલ્દી ઓળખી લીધો હતો. પરંતુ તેમ હોવા છતાં પણ તેની દગાબાજીમાં સપડાઇ જવું પડ્યું, અત્યારે તો ભૂપકિશોર પ્રેમથી વિવશ થઈ ઓળખાઇ ગયો, નહિ તો એમ થવું મહા દુર્લભ હતું.



## દ્વિતીય પરિચ્છેદ

### પ્રણયનો પ્રસ્તાવ

તુમ અપને ઘરકી તરફ સિધારે; જીનૂં કા હમેં બતાકર;
દીવાના કૈસા હુઆ હૂં પ્યારે, મેરા તમાશા તૂ દેખ આકર;
તબીબ કહતે હૈં કુછ દવા કર, હબીબ કહતે હૈં બસ દુઆ કર.
રકીબ કહતે હૈં ઇલત્ જા કર ગ઼જ઼બ મેં આયા હું દિલ લગાકર.
જો તેરે આને મેં હોગી દેરી, તો મુક્ત જાએગી જાન મેરી;
જો તેરે દિલ મેં હો દર્દ મેરા, તો અપને દિલમેં મેરી દવાકર;
ન હોવો જિસસે કભી જુદાઇ, કરે ન હર્ગિ઼જ જો બેવફાઈ;
ઉસીસે બહેતર હૈ આશનાઇ, 'તુરાબ' ઉસીકો તૂ આશના કર.

"કિસ્મત! કિસ્મત! તારી પણ બલિહારી છે! ગરીબને અમીર, અમીરને ફકીર બનાવવામાં તારી કળા ન્યારી છે. રસ્તાના રખડી રઝળી પેટ ભરનારા પામીર ભીખારીને તું પાયતખ્તનો માલિક બનાવે છે, સ્વપ્નમાં પણ જેને દુઃખનો ખ્યાલ ન હોય, તેવા રાજાઓને દુઃખના દરિયામાં ધકેલી દે છે! આખી આલમમાં તારા જેવી તાકાત કોઇનામાં પણ નથી. ભલા ભલા ભૂપતિઓને તું ભૂલાવામાં નાખી દે છે. તારી શક્તિ અજબ અને અપાર છે!"

મહારાજા મહેન્દ્રકુમારનો મહાલય કે જે પાપની જીવતી જાગતી પ્રતિમા સોમદત્તના હાથમાં દગાબાજીથી આવી પડયો હતો, તે મહાલયના એક સુસજ્જિત ઓરડામાં બેસી એક સત્તર વર્ષની તરુણી એક મનહર પલંગપર બેઠી બેઠી ઉપર જણાવેલા વિચારો કરી રહી હતી. તેનું બદન નાજુક અને મનોહર હતું. તેના આખા

શરીરમાં ખૂબસૂરતીની છોળો ઉછળી રહી હતી અને અંગે અંગમાં કામનો વિકાર વ્યાપ્યો હતો.

યુવતીનું નામ મંદારિકા હતું. મંદારિકા સોમદત્તની નાની બહેન હતી, હજી સૂધી તે અવિવાહિતા હતી. અકસ્માત્ સોમદત્ત અથવા સોમભદ્રના પિતાનું મરણ થવાથી, તેમજ ત્યાર પછી સોમદત્તના પિતાનું મરણ થવાથી તેમજ ત્યાર પછી સોમદત્તના રાજ્યની ખટપટમાં પડવાથી હજી સૂધી તેનાં લગ્નનો કશો પણ બંદોબસ્ત કરવામાં આવ્યો નહો. વિકારી મનુષ્યોના સહવાસમાં રહેવાથી તથા ભ્રાતાનાં વિકારી કાર્યો જોવાથી તેનું મન પણ અત્યંત વિકારવશ બની ગયું હતું. જાતજાતનાં સુંદર વસ્ત્રો પહેરવાનો, અંગે તેલ ફૂલેલ લગાડવાનો અને ભાત ભાતનાં ઉંચાં ઊંચાં અત્તરો વાપરવાનો તેને બહુ શોખ હતો. તેની દાસીઓ પણ ભર જવાનીમાં આવેલી યૌવન મદમાતી અને મોજીલી હતી. તેમાંની અરુણા અને વરુણા દાસી તો ઘણા જ વિચિત્ર સ્વભાવની અને પોતાની સ્વામિનીને પ્રીતિના માર્ગમાં દોરી જનારી હતી. તેઓ મંદારિકાને સ્વેચ્છાચારના માર્ગની પ્રવાસી થવા માટે પ્રોત્સાહન આપતી હતી અને તેવાં સાનુકૂળ સાધનો પણ મેળવી આપતી હતી. એ દાસીઓની સહાયતાથી મંદારિકા એક મનમાન્યા મોહકવરને પ્રાપ્ત કરી શકી હતી. જે યુવકને તેણે પોતાની પ્રેમ વાટિકાનો વિહારી મધુકર બનાવ્યો હતો, તે તે શહેરના એક ધનવાન જમીનદારનો પુત્ર હતો. તેનું નામ બંસીલાલ હતું. બંસીલાલ તેનાં માબાપનો એકનો એક પુત્ર હોવાથી લાડમાં ઉછર્યો હતો. માતાપિતાના તરફથી મળેલી પૂરતી છૂટને લીધે તેણે પોતાના શરીરને વૈભવ તથા વિલાસની સરિતાના પ્રબળ પ્રવાહમાં તણાતું મૂકી દઇને ન કરવાનાં કામો કરવા માંડયાં હતાં. નાચગાનમાં ગુલ્તાન રહી, વારાંગનાઓના સહવાસમાં જિન્દગીનો ઝાઝો ભાગ વીતાડી બંસીલાલ એક અવિચારી ઉદ્ધત, ઉછૃંખલ અને ચારિત્રહીન યુવક બની ગયો હતો.

પૈસાના દમામને લીધે આખા કૃષ્ણપૂરમાં તેના નામની હાક વાગતી હતી. બચપણમાં તે સોમભદ્રનો પરમ મિત્ર હતો, એટલે અત્યારે સોમદત્ત તેના અત્યાચારની અનેક વાતો સાંભળવા છતાં પણ કાન સોંસરવી કાઢી નાખતો હતો. બંસીલાલ અને મંદારિકા બન્નેની વચ્ચે ખરો પ્રેમ હતો, કેવળ એક પ્રકારની આસક્તિને તૃપ્ત કરવા માટે મંદારિકાએ તેને પોતાનો પ્રેમભાજન બનાવ્યો નહોતો. બંસીલાલના મનમાં એ વાત જાણવામાં આવ્યા વિના રહી નહોતી. એથી મંદારિકાના અનુપમ રૂપમાં તે એટલી સીમા પર્યન્ત લુબ્ધ થઇ ગયો હતો કે, તેને માનાપમાન કે સારાસારનો કશો પણ ખ્યાલ રહ્યો નહોતો.

મંદારિકાના મનને રાત્રિ દિવસ ચિંતાતુર રહેતું જોઇ ચાલાક રુણા તેનો આશય જાણી ગઇ હતી અને પાંચ પૈસા પેદા કરવાની આશાથી તેણે બંસીલાલને સાધીને મંદારિકા સાથે મેળવી આપ્યો હતો. મંદારિકા સોમભદ્રની ભગિની હોવાથી તથા અત્યારે સોમભદ્ર કૃષ્ણપૂર નગરનો કર્તા હર્તા ભાગ્યવિધાતા થઇ પડવાથી બંસીલાલના મનમાં તેની ભગિની સાથે ગુપ્ત પ્રણય રાખતાં કાંઇક ભય ઉત્પન્ન થયો હતો! પરંતુ પ્રેમાધીનના હૃદયમાં ભય પણ ક્યાં સૂધી ટકી શકે? '**कामातुराणां न भयं न लज्जा**' એવી જે એક ઉક્તિ કહેવામાં આવે છે, તે લેશ માત્ર પણ અસત્ય નથી. મદનરાજનો પ્રભાવ જ કાંઇક વિલક્ષણ છે. મનુષ્યના મનને ચલિત કરવામાં મન્મથરાજના જેવું શક્તિમાન અન્ય કોઈ પણ નથી. જે મદને ઇંદ્રને લજ્જાહીન બનાવી પોતાનામાં પરમ આસક્ત બનાવ્યો, જે રતિપતિએ બ્રહ્માને નિજ દુહિતામાં લીન કરાવ્યા, જે કુસુમાયુદ્ધે વિશ્વામિત્રની મનોવૃત્તિને મેનકાના સૌન્દર્યથી ડગાવી, જે વિતનુ મહારાજે ભલાભલા મહાત્માઓનાં કૌપિન તજાવ્યાં, તેમની પરમ પ્રબળ શક્તિ આગળ પ્રેમમાં જ રચ્યાં પચ્યાં રહેનારાં, કામને જ જીવનનું ધ્યેય ધરતાં બિચારાં પામર અને

નિર્મળ વૃત્તિનાં મંદાહિકા તથા બંસીલાલનું શું ગજું ? અગ્નિને વીનો સંયોગ થતાં જેવી રીતે અગ્નિ ભયંકર સ્વરૂપ ધારણ કરી પ્રજળી ઊઠે છે, તેવી જ રીતે રતિ અને મદન ઉભયના સંયોગથી પણ મહા વિલક્ષણ પરિણામ જ આવે છે. જગત્માં એવા વિરલા પુરુષો ભાગ્યે જ હોય છે કે, જેઓ સોળ વર્ષની મનોહારિણી માનિનીના મિલનથી સંતુષ્ટ ન થતાં પોતાની વૃત્તિને અડગ—અચલ રાખી સ્થિરતાથી ધર્મના માર્ગમાંથી સ્ખલિત નથી થતા. તેમ જ એવી યુવતીઓ પણ અલ્પ જ હોય છે કે, નવ યૌવનથી ઉછળતા અને મદનરાજના વિહાર કરવાના ઉદ્યાન જેવા પુરુષના શરીરને જોઇને મોહિત નથી થતી. સચરાચરનો સ્થાયી સ્વભાવ જ એવો વિચિત્ર છે.

મંદારિકા તથા બંસીલાલના સંબંધમાં પણ તેમજ થયું હતું. પરંતુ મંદારિકામાં સાધારણ સ્ત્રીઓના કરતાં એક આકર્ષણ શક્તિ વિશેષ હતી. તે શક્તિના યોગે તેણે બંસીલાલના જીવનમાં મહા પરિવર્ત્તન કરી નાખ્યું. જ્યારથી મંદારિકાએ બંસીલાલને પોતાના પ્રેમનો અધિકારી બનાવ્યો. ત્યારથી તેણે તેનાપર કોણ જાણે કેવો ચમત્કાર ચલાવ્યો કે, તેની આસક્તિ બીજી સ્ત્રીઓમાંથી ધીમે ધીમે દૂર થવા લાગી અને છેવટે તે મંદારિકાના સિવાય બીજી કોઇની સ્હામી નજર કરવાનું પણ ભૂલી ગયો.

મંદારિકા અને બંસીલાલ બન્ને એકજ જાતનાં હતાં. બંસીલાલની પહેલી પત્ની લગ્ન થયા પછી છ માસમાંજ મરણ પામી હતી, એથી બંસીલાલ અત્યારે કુંવારો હતો. તેના લગ્નની તપાસ ચાલતી હતી, પણ હજી સૂધી તેનું કશું પણ પરિણામ આવ્યું નહોતું. બંસીલાલની ઇચ્છા પણ મંદારિકા સાથે જ લગ્ન કરવાની હતી. તેના વિના તે બીજી કોઇ પણ લલનાની સાથે લગ્ન કરવાની ઇચ્છા ધરાવતો નહોતો.

તેમનો બન્નેનો સંબંધ જો કે, તેમનાં વડીલોથી તદ્દન ગુપ્ત અને અજાણ્યો હતો, છતાં કોણ જાણે ક્યા દૈવી યોગને લીધે તેમની વચ્ચે ઘણા સમય પછી વિકારી સ્નેહ દૂર થઇને પવિત્ર પ્રણય ઉત્પન્ન થઇ ગયો. જે વિકારી હૃદયો કેવળ વિકારવશ થઇને જ એ વિકારનું નિવારણ કરવા માટે તત્પર રહેતાં હતાં અને જેમનો સંબંધ કેવળ કામની કુટિલતાથી જ થયો હતો, તે હૃદયો અત્યારે પ્રેમના પવિત્ર બંધનમાં બંધાઇ ગયાં. મંદારિકા બંસીલાલને જ જીવનનો સાર માનવા લાગી, ત્યારે બંસીલાલ મંદારિકાને જ હૃદયરાજ્યની રાજરાણી ગણવા લાગ્યો. તેઓ બન્ને હવે પોતાના ગુપ્ત પ્રણયને પ્રકાશમાં લાવી જાહિર રીતે લગ્ન કરવાના નિશ્ચયપર આવી ગયાં.

પણ હવે એ નિશ્ચય વડીલો સમક્ષ પ્રકટ શી રીતે કરવો એ પ્રશ્ને ગંભીર સ્વરૂપ ધારણ કરી લીધું. મંદારિકાના મનમાં સોમભદ્રનો અત્યંત ભય હતો, તેવોજ ભય બંસીલાલના મનમાં પણ હતો. આથી તેઓ કોઇ પણ પ્રકારે પોતાના પ્રણયની વાતને પ્રકટ કરવાનું સાહસ કરી શક્યાં નહિ. મનમાં ને મનમાં જ હૃદયની ઇચ્છાને દબાવીને તેઓ પરસ્પર ગુપ્ત રીતે મળવા લાગ્યાં.

આજકાલ કરતાં લગભગ આઠ દસ દિવસ થયાં મંદારિકાને બંસીલાલ મળી શક્યો નહોતો, કારણ કે, મંદારિકાના ચારિત્ર્યપર તેના ભાઇ સોમભદ્રને તેનું વર્તન જોઇને કાંઇક શંકા ઉત્પન્ન થઇ ગઇ હતી. એવી તેણે પોતાના મહાલયના અનુચરોને બંસીલાલને કોઇ પણ પ્રકારે મહાલયમાં પ્રવેશ ન કરવા દેવાની સખ્ત આજ્ઞા ફરમાવી દીધી હતી અને તે સાથે બંસીલાલને પણ એકાંતમાં બોલાવીને પોતાના મહાલય તરફ કદાપિ નજર પણ ન કરવાનો હુકમ કરી દીધો હતો.

ફક્ત આમ કરવાથી જ સોમભદ્રનું મન શાન્ત થયું નહોતું. તેણે બંસીલાલના પિતાને પણ બોલાવીને બંસીલાલના વર્ત્તન સંબંધી સખ્ત

ઠપકો આપી તેના સુધરતાં સુધી જૂદા ઘરમાં રાખવાની સૂચના આપી દીધી હતી. સોમભદ્રની ભયંકરતાથી બંસીલાલનો પિતા જાણીતો હતો તથા એ પાપાત્મા કયી ઘડીએ શું કરી બેસશે એની પણ તેનાથી કશી કલ્પના કરી શકાય તેમ નહોતી. આથી તેણે બંસીલાલને એક જૂદા ઘરમાં રહી પોતાની મેળે જ પોતાનું ગુજરાન ચલાવવાની તેના પિતાએ આજ્ઞા આપી દીધી હતી. સોમભદ્રે એની તપાસ રાખવા માટે છૂપા જાસૂસો રાખી દીધા હતા અને તે જાસૂસોને અંદરખાનેથી એવી સૂચના પણ કરી દીધી હતી કે, બંસીલાલ જો હવે પછી મારા મહાલય તરફ આવે તો કાંઈ પણ પૂછ્યા કારવ્યા વિનાજ તેની કત્લ કરી નાખજો. હું તેના પિતાની કશી પણ દાદ ફરિયાદ સાંભળીશ નહિ.

આથી બંસીલાલ હમણાં એક જૂદું ભાડાનું ઘર લઇ રહેવા લાગ્યો. ચિત્રકળાનો તેને નાનપણથી જ બહુ શોખ હતો અને એ કળામાં તેણે પોતાની શક્તિને એટલી બધી ખીલવી હતી કે, તે આજકાલ એક મોટો ચિત્રકાર થઇ પડ્યો હતો. ચિત્રકળાથી જ હમણાં તે જૂદો રહીને પોતાનું ગુજરાન ચલાવતો હતો.

પરંતુ હવે અત્યારે આ સ્થળે એ સર્વે વિષયોનું વિશેષ વિવેચન કરવાની કશી પણ અગત્ય જણાતી નથી. અમો હવે મંદારિકા પોતાની જે ચિંતામાં ગુંચાઇને તરેહ તરેહવારના વિચારો કરી રહી હતી, તેના તે વિચારોનેજ પાઠકબંધુ સમક્ષ પ્રકટ કરીશું. અસ્તુ.

મંદારિકા પુનઃ પોતાના મનમાંજ કહેવા લાગી કેઃ—"ભાગ્યની ભ્રમણામાં મારે હજી ક્યાં સુધી ભટક્યા કરવું પડશે? શું બંસીલાલની સાથે ખુલ્લી રીતે મારાથી લગ્ન નહિ કરી શકાય? તેની સાથે ગુપ્ત પ્રેમ કરવામાં મેં શું કાંઇ અપરાધ કર્યો છે! હા—જનસમાજ જે વાતને નિંદાપાત્ર ગણે છે, તેવા કાર્યમાં હું લિપ્ત થઇ છું, પણ ચિંતા નહિ. હું કેવળ બંસીલાલના એકનાજ પ્રેમમાં તન્મય રહી છું.

તેનેજ મેં મારા જીવનનો સાર બનાવ્યો છે. એટલે હવે મને કોઇ બીતી જેવું નથી. મેં તેને અનેક અબળાઓનો અનુરાગી મટાડી કેવળ મારા પ્રેમમાંજ મશગુલ કરી દીધો છે. મારો ભ્રાતા સોમભદ્ર કદાપિ બંસીલાલની સાથે મારાં લગ્ન કરે તેમ નથી. કારણ કે તે તેને તદ્દન તુચ્છ ગણે છે. મારા ગુપ્ત પ્રેમની વાત કોણ જાણે શી રીતે તેના જાણવામાં આવી ગઇ છે. જ્યારથી એ વાત તે જાણી ગયો છે, ત્યારથી તેણે બંસીલાલનો પ્રાણ લેવા માટે છુપા જાસૂસો પણ નીમી દીધા છે. હાય! હવે મારે શું કરવું? મને એ મારા આત્માના ઉજાસની મુલાકાત ક્યારે થશે? મારી આંખોના તારાનાં દર્શન હવે શી રીતે થઇ શકશે?"

મંદારિકા આ પ્રમાણે ચિંતા કરી રહી હતી, એવામાં રાજ રાજેશ્વરીનું રૂપ ધારણ કરી નૂપુરનો ઝણકાર કરતી, ધીમાં પગલાં ભરતી તેની પ્રિય સખી અરૂણા ત્યાં આવી પહોંચી. અરૂણા મંદારિકાના મુખપર વિષાદનાં ચિન્હો જોઇ એકાએક સ્તંભી ગઇ અને અજાયબીની સાથે મંદારિકાને સંબોધીને બોલી:—"આજે સદાસર્વદા પ્રફુલ્લિત રહેતા વદન સુધાકરપર વિષાદનાં કાળાં વાદળાં શાથી છવાઇ ગયેલાં જણાય છે! કોમળ મુખપુષ્પ કરમાયલું કેમ જણાય છે! મંદારિકા બહેન! આજે આમ આટલાં બધાં ચિંતાતુર કેમ બની ગયાં છો?"

મંદારિકા ચિંતામાં એટલી બધી તન્મય બની ગઇ હતી કે, તેને અરૂણાનાં વચનો બરાબર સમજાયાં નહિ. તે પોતાની ચિંતામાંજ ગુંથાઇ રહી. તેણે કશો પણ જવાબ વાળ્યો નહિ.

આ જોઇને અરૂણા પુનઃ હસતી હસતી તેની છેક નજીકમાં આવી લાગી અને તેની ચિબુકને પોતાના કોમળ હાથમાં લઇ, મૃદુતાભરેલા મંજુલ સ્વરથી બોલી:—"કેમ, આજે મારાથી પણ રિસામણાં

લીધાં છે કે શું ? શું આ સેવિકાથી કાંઇ અપરાધ થયો છે ! જો તેમજ હોય તો ક્ષમા આપશો. ક્ષમા આપવાને તમે લાયક છો અને ક્ષમાનું દાન લેવાને હું લાયક છું.”

“ દયાળુ છો દયા કરશો સદા એ આશ ધારૂં છું;
હુકમની છું સદા દાસી હુકમ નિત્યે બજાવું છું;
તમે છો સ્વામી મારાં તે હૃદયથી હું સ્વીકારૂં છું;
કૃપા કરીને દયા ધરશો ઊરે એ આશ ધારૂં છું.”

અરૂણાની આવી મીઠી મશ્કરી ભરેલી વાતોથી મંદારિકાને સહજ હસવું આવી ગયું. પણ તે હાસ્ય અંતરનું હાસ્ય ન હોવાથી ક્ષણ વારમાં પાછું વિલીન થઈ ગયું. વાદળાંમાં જેવી રીતે સૌદામિની સમાય જાય છે, તેવીજ રીતે તેનુ હાસ્ય પણ તેના હૃદયાકાશમાં છુપાઇ ગયું તથા મુખપર પુનઃ શોકની છાયા છવાઈ ગઇ, તેણે કેવળ એટલુંજ કહ્યું:—“ અરૂણા વિશેષ શું કહું, પ્રણયના વ્યાધિનું પરિણામજ એવું ભયંકર હોય છે.”

“ એ તો મેં પણ પહેલેથીજ એવું અનુમાન કર્યું હતું કે, પ્રેમના કીડાએ તમારા દિલમાં તાલાવેલી મચાવી મૂકી છે અને તેથી જ તમે આમ શોકાતુર બની ગયાં છો. પણ તેમ છતાં પણ હું હજી સૂધી એમ નથી જાણી શકી કે, તમારા હૃદયમાં કયા પ્રેમકીડાએ પ્રવેશ કર્યો છે. મંદા બહેન ! કહો તો ખરાં કે તમારા મનને આવું ઘેલું કોણે બનાવી દીધું છે વારૂ ?”

આમ કહીને અરૂણાએ હસતાં હસતાં તેના ગાલપર એક ધીમી ટાપલી મારી.

“ ગાંડી રે ગાંડી ! અરૂણા ! પરણીને પતિની પાસે ગઇ, તો પણ તારી ઉચ્છૃંખલતા તો જેવી ને તેવીજ રહી ! શું તું નથી જાણતી કે, મારા હૃદયનો વિહારી મેં કોને બનાવ્યો છે ! તારા

જાણવા બહાર તો મારા અંતરની એક પણ વાત નથી, છતાં આવા નકામા સવાલો પૂછી વિના કારણ મને શા માટે સંતાપી રહી છે?" મંદારિકાએ વિરક્તિ ભરેલા સ્વરથી કહ્યું.

"સમજી! સમજી!! આતો મદઘેલા મોહનવર બંસીલાલેજ આ બધું ધાંધલ કરી મૂકયું હોય એમ જણાય છે ને શું! પણ મંદારિકા બહેન! તેણે શો અપરાધ કર્યો છે, તે જણાવવાની ઉદારતા દર્શાવશો કે?" અરૂણાએ મશ્કરીમાં ને મશ્કરીમાં જ કહ્યું.

"અપરાધ! અપરાધ તેમનો નથી." મંદારિકાએ દુઃખભરેલા સ્વરથી જવાબ આપ્યો.

"ત્યારે કેનો અપરાધ છે?"

"મારા કિસ્મતનો!"

"કેમ, આવું કેમ બોલો છો?"

"અરૂણા! હું ખરૂં કહું છું, અમારા બંનેના ગુપ્ત પ્રેમનો હવે આટલેથીજ અવધિ થવા આવ્યો હોય એમ જણાય છે બન્નેનાં પ્રેમપિંજરમાં પૂરાયલાં હૃદય પક્ષિયોને સદાને માટે વિરહી થવાનો પ્રસંગ છેક નજીકમાંજ આવી લાગ્યો છે."

"એટલે? તમે શું કહેવા માગો છો, એ કોઇ પણ પ્રકારે મારા સમજવામાં આવી શકતું નથી."

"સાંભળ, ત્યારે ધ્યાન દઇને સાંભળ! અમારા પ્રેમની વાત સોમભદ્રની પાસે પ્રકટ થઇ ગઇ છે અને તેણે બંસીલાલને મારા મહેલ સ્હામી નજર પણ ન કરવાની સખ્ત આજ્ઞા આપી દીધી છે. અરે! એટલુંજ નહિ પણ જો મારી મુલાકાત લે તો તેની કતલ કરવા માટે તેની પાછળ છૂપા મારા પણ મૂકી દીધા છે. આથી આઠ દસ દિવસ થયાં મને તેમનાં દિદાર પણ થયાં નથી અને હવે પછી થશે કે નહિ એ પણ શંકાનોજ વિષય છે. મારૂં મન હવે

બાકળું બની ગયું છે. શું કરવું એ મને સમજાતું પણ નથી. મારી અત્યારની ચિંતાનું કારણ માત્ર આ એકજ છે."

"ઓહો! એમાં તે શી મોટી ધાડ મારવાની હતી? હું આજેજ પુરૂષનો વેશ ધારણ કરી તેની પાસે જઇશ અને તેની પાછળ સોમદત્તે જે જાસૂસો મૂક્યા છે, તેમને બરાબર ઠેકાણે કરીશ. હું તમને વચન આપીને કહું છું કે, આજે બંસીલાલની સાથે તમારી મુલાકત ગમે તે રીતે હું કરાવી આપીશ." અરૂણાએ મંદારિકાને ધીરજ આપવાના ઇરાદાથી કહ્યું.

"હેં? શું તું આ ખરૂં કહે છે!"

"હા, ખરૂંજ કહું છું. આજે તમારા ભાઇ સોમભદ્ર શિકાર માટે બહાર ગયા છે, એટલે તમને બન્નેને મુલાકાત કરવાની ઉમદા તક મળી શકશે. સંધ્યા વખતે તમે મહેલના પાછળના દરવાજા પર હાજર રહેજો. હું ગમે તે રીતે બંસીલાલને લઇને સાંઝે તો જરૂર આવી પહોંચીશ."

આમ કહીને વરૂણા તરતજ ત્યાંથી ચાલી ગઇ અને મંદારિકા પલંગપર બેઠી બેઠી અનેક પ્રકારના વિચારો કરવામાં ગુંથાઇ ગઇ.



## તૃતીય પરિચ્છેદ

### પ્રેમઘેલાં પ્રેમિકો

---

નિરખી અજબ તુજ દિલ્બરી, થઇ જાઉં હું બસ ગળગળો;
તરી અશ્ક ભરી આવે ઝરી! કરી દે મને બસ નિર્મળો;
તું દયાલુતા! તું પ્રીતિ! રતી! દિલ મોહું તુજ દરિયાવથી:
તુજ શાન્તિનો સીમા નથી—કદિ થાઉં હું જરી આકળો;
લપટયાં પરસ્પર તન બદન! પાળ્યું વચન થઈ મનમગન!
ચંપાય દિલ્બર ખુશવદન! આફતાબ દિલપર ઝળહળ્યો!
દિલ્બર અયે! મુજ નેણ તૂં: મુજ ધ્રાણ તૂં: મૂજ વાણ તૂં:
આ પ્રાણનો પણ પ્રાણ તૂં: તૂં વણ હું પંગુ આંધળો!

**સાગર**

---

અહા! આ સંધ્યા—સમયની સોહામણિ અધિકતાની સાથે વાદળાંના ટોળાંને ટોળાં ગગનપટલમાં ફેલાઇને ચંદ્રબિંબપર કેવી જવનિકાની છટા દેખાડી રહ્યાં છે તેની અંદરથી કલાધરના કર બહાર નિકળીને મન તથા પ્રાણને કેવા ઉન્મત્ત કરી રહ્યા છે? ઘન ઘટાથી ઢંકાયેલા ચંદ્રમાને જોનાંની સાથે એમજ જણાઇ આવે છે કે, જાણે ઊંચી અટારીપર ચઢીને કોઇ પ્રેયસી પોતાના પ્રિયતમને પોતાની અલૌકિક છટા દેખાડી રહી છે! અને દીન પ્રેમીના મસ્ત મનને તલસાવવા માટે જાળીના ઘૂંઘટપટમાં મુખ છુપાવી રહી છે. વાદળાંના ગડગડાટ તથા વાયુના સનસનાટથી મનની કળી ખીલતી તથા અપૂર્વ શોભા વિસ્તારતી દેખાઇ રહી છે. ચારે તરફ હરિયાળી અને જળ ભરેલી ક્યારીઓ પર નજર કરવાથી શોક વિદૂરિત થાય છે અને આનંદ ઉછળી પડે છે.

તે સંધ્યાના સુશોભિત સમયમાં ચિત્રકાર બંસીલાલ હાથમાં ચિત્રોનું એક બંડલ લઇને વેચવા માટે અનેક મહોલ્લાઓમાં ફરતો ફરતો, બજાર તરફ ઉતાવળાં પગલાં ભરતો ભરતો ચાલ્યો જતો અને આમ તેમ ચંચળ નેત્રોને ફેરવતો ફેરવતો તે જાણે કોઇ પોતાની ઇપ્સિત વસ્તુને જોતો જતો હતો. એવામાં એકાએક તેની ચાલ ધીમી પડી ગઇ, આંખો સ્થિર થઇ ગઈ અને તેની વાસના પણ પૂર્ણ થઇ ગઇ. અકસ્માત્ અમાવાસ્યાની અંધારી રજનીમાં જાણે પૂર્ણ ચંદ્રમાનો ઉદય થયો ! જેથી તેની પ્યાસી ચકોરના જેવી આંખો જે રુપ માધુરીની શોધમાં ચંચળ થઇ રહી હતી, તે સહસા સ્હામે આવી ગઇ ! જે સહાસ્ય વદન, મધુર વચન, અનુરાગ રાગ, ઉમંગ રંગ અને ભોળા હાવભાવ તેના હૃદયના એક માત્ર આરાધ્ય હતા, તે સ્હામે જ જણાઇ આવ્યા.

બંસીલાલે જોયું કે, એક સોળ વર્ષની અનુપમ સુંદરી સ્હામે ઉભી ઉભી તરસ્યાં લોચનથી પોતાના તરફ કાંઇક નિહાળી રહી છે ! તે ખૂબ બની ઠણી, જાણે, કુંદનમાં હીરાની કણીની પેઠે એ તરફ નિરખી રહી છે ! યૌવનના ઉછાળા તથા અનંગની બહારથી તે પોતાના સુકુમાર અંગોમાંથી રસરંગને ટપકાવતી નિરીક્ષણ કરી રહી છે. મનોહર રૂપ ધારણ કરી, એ રૂપના શસ્ત્રથી પ્રિયતમના મનને મારવાની અભિલાષાથી તે નિર્નિમેષ નયનોથી જોઇ રહી છે !

બન્ને ચાર આંખો થતાં જ જે આકૃતિમાંથી પ્રકૃતિની અનિર્વચનીય આનંદ છટા ટપકી હતી, તેનાથી રસનો અનુભવ તે રસિકજ કરી શકે છે કે, જેણે કદાપિ તરસ્યા ચકોરને ચંદ્રમાના રસનું પાન કરતો તથા ચંદ્રમાને નિમેષશૂન્ય લોચનથી ચકોરના તરફ નિહાળતો જોયો હોય. '

બન્નેનો આંતરિક ભાવ બન્નેની લજ્જાળુ આંખો પરથી સારી રીતે સમજાઇ ગયો ! કારણ કે, પ્રકૃત અનુરાગના અંકુરો ઉદય થયા

પછી પ્રણયી યુગલના પ્રીતિ પ્રફુલ્લ નયનો એવાં રમણીય, સ્નિગ્ધ, સસ્નેહ, સપ્રીતિ અને સતૃષ્ણ ભાવને ધારણ કરે છે કે, જોતાંની સાથે જ બન્નેનાં મન આનંદના માર્યા વિકસિત થઇ જાય છે અને કલ્પના કારવ્યા વિનાજ એવી આંખોથી પરસ્પરના મનોગત ગુપ્ત ભાવને પ્રકટ કરી દે છે ! કારણ કે, પ્રીતિની આંખો છુપાવી છુપતી નથી.

જે ગલીમાં બંસીલાલ અત્યારે આવ્યો હતો, તેમાં અંધારૂં છવાયલું હતું. એથી નિર્ભય થઇને થોડીવાર સુધી બન્ને એક બીજાંને જોતાં થોભી ગયાં ત્યાર પછી યુવતીનો ઇશારો થતાં યુવક દ્વારની અંદર ગયો અને બોલ્યો:—“ આજે કેટલા દિવસ પછી ચાંદના ટુકડાનાં દર્શન થયાં ! ”

યુવતીએ ભ્રૂયુગલને ધનુષ્યના આકારમાં તાણી જોર દઇને કહ્યું:—“ સત્ય છે, પણ નિર્દય બંસીલાલ ! તમારાં દર્શન પણ ક્યાં સુલભ પડયાં છે ! પણ હા—એમાં તમારો શો દોષ દેવો ? જ્યાં ભાગ્યની દશા મંદ બેઠી હોય, ત્યાં દોષ પણ કોનો દેવો ? ”

“ હા, પ્યારી ! મંદારિકા ! મંદાર પુષ્પના સુગંધનો ઉપભોગ કરવો એ કેવળ દેવભૂમિના નિવાસીઓના ભાગ્યને જ પ્રાપ્ત થઇ શકે છે, સામાન્ય મનુષ્યના ભાગ્યમાં એ સુખનો ઉપભોગ સહજમાંજ સાંપડી શકતો નથી. જ્યાં દેવભૂમિ સમાન પવિત્ર હૃદય હોય છે, ત્યાંજ મંદાર અથવા મંદારિકાનો આવાસ હોય છે. ” બંસીલાલે હસીને કહ્યું.

એમ કહેવાની તો કાંઇ આવશ્યકતાજ નથી કે, યુવકનું નામ બંસીલાલ અને યુવતીનું નામ મંદારિકા હતું. કારણ કે, એ બન્ને દુર્ભાગી પ્રેમિકાનો અમો આ પહેલાંજ કિંચિત્ પરિચય કરાવી ચૂક્યા છીએ. બંસીલાલની અભિરામ વાતો સાંભળીને મંદારિકાની મોહમયી મુખમુદ્રા પર હાસ્યનાં ચિન્હો પ્રકટી ઊઠયાં. તેણે મોહનાસ્ત્રશર સંધાન

કરીને કહ્યું:–"ત્યારે અત્યારે બંસીના મધુરા નિનાદથી કઇ ભૂમિને નિનાદિત કરવાને પધારો છો પ્રિયતમ મારા ?"

"જે હૃદયરૂપ વાટિકામાં મંદારરૂપ પુષ્પનો વિકાસ નથી થતો, ત્યાં બંસીનો નિનાદ પણ ક્યાંથી હોય અને નિનાદિત કરવાની ભૂમિ પણ કઈ હોય, પ્રાણેશ્વરી પ્રેમ પ્રતિમા પ્યારી ! પણ એ તો કહે કે, તું પણ ક્યારે આ ઘનઘટાના હૃદય પટલ પર ચમકીશ, મારા હૃદયોદ્યાનમાં પ્રીતિના સુવાસનો વિસ્તાર કરીશ, અથવા કેવળ મન-મંદિરમાં બેઠી બેઠી વિયોગ વહ્નિથી હૃદયને પ્રજળાવ્યાજ કરીશ ! કહે, કહે, મારા હૃદયના આરામ કહે કે, તારા દિદારને જિગરમાં નિરંતર ચિંતવન કરતા તારા આ પ્રેમિકને તું ક્યારે પરિતૃપ્ત કરીશ ?" બંસીલાલે કહ્યું.

"એમ કેમ ! તમારી તૃષ્ણાના જળથી તો હું શીતળ થવા મુંઝાઉં છું, તેમ છતાં પણ તમે ઉલટા મારા શિરપરદોષનું આરોપણ કરો છો !" મંદારિકાએ કહ્યું.

"ત્યારે પ્યારી ! હવે તારા આક્ષેપને આટલેથી જ અટકાવી દે. વળી કોઇ વાર આવી મળીશ."

"કેમ, આમ કેમ કહો છો !"

"હું આજે તને શી રીતે મળ્યો છું. એ કેવળ મારૂં મનજ જાણે છે. આજે એક યુવકે આવીને મને તારી મુલાકાત માટે ઉત્સા-હિત ન બનાવ્યો હોત, તો હું તને કોઇ પણ રીતે મળી શકત નહિ. અહા ! કેવો ભલો યુવક હતો ?" બંસીલાલે કહ્યું,

"હા, એ યુવક યુવક નહોતો, પણ મારી દાસી અરુણાજ હતી અને એ અરુણાને મેંજ તમારી પાસે મોકલીને મારો સંદેશો કહેવ-ડાવ્યો હતો."

"વાહ ! તારી બુદ્ધિની પણ બલિહારી છે ! હું નહોતો જા-ણતો કે તું જેવી રૂપવતી છે, તેથી જ બુદ્ધિમતિ પણ હોઇશ." આમ

કહીને બંસીલાલે એક એવો અનિર્વચનીય કટાક્ષ કર્યો કે, જેથી મંદા-રિકા અત્યંત લજ્જાન્વિત થઇ, સંકોચાઇને બેસી ગઇ અને હસતી હસતી બંસીલાલના મુખ તરફ જોવા લાગી. જેણે અનંતાકાશમાં મેઘ અને વિજળીની વિલક્ષણ ક્રીડા જોઇ હશે, તે જ સ્નિગ્ધ કટાક્ષની ગંભીરતાનું રહસ્ય જાણી શકશે!

તે ષોડષી યુવતી કુમારી હતી. એથી કુમારી યુવતી પર–પુરુષ સાથે આવી રીતે નિર્લજ્જ થઇને વાતો કરે એ વાત વર્ત્તમાન સભ્યાભિમાની સ્ત્રીઓને ઝેર જેવી કડવી લાગશે; પણ અમો એમ કહીએ છીએ કે, તમો સર્વ પણ પ્રેમિકા, રસિકા, ધીરા, મુખરા, વાક્‌ચતુરા, વયોધિકા અને સુશીલા છો! માટે ભલા તમો જ કહો જોઇએ કે, તમો સર્વની દશા પણ કોઇ વેળાયે આવી થઇ હતી કે નહિ? જો એવી ઘટના ઘટી હોય, તો આ ઘટનાને પણ તેની અંદર ગણી લો. અને જો એવી ઘટના ન ઘટી હોય, તો આને એક નવી ઘટના જ માની લો. પ્રેમાંકુરના પ્રસ્ફુટિત થવા પછી કોઇ વેળાયે તમોએ પણ પોતપોતાના પ્રેમીની સાથે આવી રીતે રસાલાપ કર્યો હતો કે નહિ? જો કર્યો હોય, તો આજે પણ તેવોજ પ્રકાર ધારી લો. આમાં અમો શું કરીએ? પણ એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે, એમની બન્ને-ની વાતો દ્વારની અંદર થઇ હતી, ગલી વચ્ચે થઇ નહોતી.

બંસીલાલે મંદારિકાની ચિબુકનો સ્પર્શ કરીને કહ્યું:—"ત્યારે કેમ હવે બરાબર નિશ્ચયપર આવી ગઇને? દરવાજો ખુલ્લો રહેવા દેજે. સોમભદ્રના જાસૂસોને હું લાંચ–રિશ્વત આપી ગમે તે પ્રકારે ફોડી ના-ખીશ અને ત્યાર પછી સુખપૂર્વક આવીને તારી મુલાકાત કરતો જઇશ. ઇશ્વર કૃપાથી જો સારી તક મળશે, તો તને લઇને અહીંથી બીજા કોઈ સ્થાનમાં પણ ચાલ્યો જઇશ. ત્યાં જઇને આપણે આપણા ભા-ગ્યને અજમાવીશું અને આનંદથી આપણા જીવનને વીતાડીશું."

"બહુ સારૂં, પણ વધારે રાત ન વીતાડતા." મંદારિકાએ બહુ જ ધીમા અવાજથી કહ્યું.

"કેમ, કાંઇ ભય તો નથી લાગતો ને ?" બંસીલાલે હસીને પૂછ્યું,

"ભય ! કોનો ભય ! જ્યારે પ્રેમની માળા કરમાં ધારી છે, ત્યારે પછી ભય શાનો ? હું સોમભદ્રથી જરા પણ ડરતી નથી. તે મારો ભાઇ હોવા છતાં પણ મને તેના તરફ એક જાતનો ધિક્કાર છે. તે દગાબાજ છે, રાજદ્રોહી છે, અરે અસંખ્ય આર્યબાળાઓના ધર્મને ધૂળમાં મેળવનાર જીવતો જાગતો નરરાક્ષસ છે."

"વળી પ્રેમ માર્ગના પ્રવાસી જ્યારે ભયભીત થઇ જાય, ત્યારે પછી તેનાથી પ્રવાસ પણ શી રીતે થઇ શકે ?

" ધરી જ્યાં પ્રેમની ઝોળી, પછી દરકાર શાની છે;
કરી જ્યાં પ્રેમની ટોળી, પછી દરકાર શાની છે;
ભલે ભૂમિ ગળી જાતી, બધી આશા બળી જાતી;
જીવનની જ્યોત હોલાતી, તનુમાં આગ છો થાતી;
પિયુ મારા તમે છો ને નયનના છો તમે તારા;
તમારા પ્રેમને કાજે સહું હું સર્વ હે પ્યારા."

"શાબાશ ! શાબાશ ! પ્રાણાધિકા ! શાબાશ ! એક ખરી પ્રેમિકાને શોભાવનારા શબ્દો આવા જ હોવા જોઇએ." બંસીલાલ આવેગમાં આવી બોલી ઊઠયો.

ત્યાર પછી બંસીલાલ મંદારિકાની પાસે પોતાનું મન મૂકી, બેમન થઇ ચાલ્યો ગયો અને મંદારિકા પણ તેની પાછળ પોતાનું મન છોડી હૃદયશૂન્ય થઇ ગલીના પાછલા ભાગમાંથી મહાલયમાં ચાલી ગઈ. ત્યારે શું એમનાં બન્નેનાં મન મળીને આપસ આપસમાં દ્વંદ્વ કરવા લાગ્યાં !!

## ચતુર્થ પરિચ્છેદ

### પ્રેમ—પ્રાબલ્ય

ગુલસે આરજ પુર સુખ ન ગેસૂ તેરે
તિરછી નજરેં ઔર નૈના મદ ભરે;
નાજ દિલ છીને અદા બિસમિલ કરે;
કયોં ન ઐસી શકલપર આશક મરે.
મન ન દીદમ ચૂં તુ હરગિજ બરે;
સર કસે આશક કસે ગારત ગરે;

જાય ઇબ્બરત હૈ મેરા હાલ પરેશાં યારો;
આસ તોડે હૈ યે માયૂસોં હરમાં યારો.
દિલ લગા કર મૈં હુઆ સખ્ત પરેશાં યારો;
હાય ! અફ્સોસ ન નિકલા કોઇ અરમાં યારો;
જીકી જીહીમેં રહી ન હોને પાઇ;
એક ભી ઉસસે મુલ્લાકાત ન હોને પાઇ.

હજી કાંઇક અંધારૂં હતું, સવાર થવામાં વિલંબ હતો; ચંદ્રમાનો પ્રકાશ પતન પામવાની અણીપર આવેલા મંડળેશ્વરની જેવો અથવા હોલવાઇ જવાની અણીપર આવેલા દીપકના જેવો ફાંફા પડી જવા છતાં પણ રહી રહીને જ્યોતિનો વિસ્તાર કરી રહ્યો હતો. નીલનભો-મંડળમાંથી નાટયશાળાના પાત્રોની પેઠે નક્ષત્ર—મંડળી યાત્રાને માટે મનોન્મુખ થઇ રહી હતી. પ્રાતઃકાળના મલયાનિલના મૃદુ મંદ હિલ્લો-લોથી ખીલેલા ફૂલોના ગુચ્છાઓ ડોલતા ડોલના ચારે તરફ સ્નિગ્ધ સુગંધીને ફેલાવી રહ્યા હતા. સમય સોહામણો હતો અને દશ્ય મનો-

ઉર હતું. પ્રકૃતિ સોહામણા વેશથી સજ્જિત થઇને જગતતળમાં વિચરણ કરવા માટે ચાલી આવતી હતી અને દશે દિશાઓ ઉષાના આગમનથી હસમુખી થઇને વિશદ હાસ્ય કરી રહી હતી.

આ સમયે સરોવરના સુંદર ઘાટપર મંદારિકા બેઠી હતી અને મુખ નીચું નમાવીને પોતાના પ્યારાનું ધ્યાન ધરી રહી હતી. તે બહારના જગત સાથેનો સંબંધ છોડીને કેવળ હૃદયેશના ધ્યાનમાં તન્મય થઇ રહી હતી અને આંખો બંધ કરીને તેના વિચારમાં જ ડૂબી ગઇ હતી.

આથી કેટલાક જનો ચકિત થશે અને પોતાના મનમાં એવો વિચાર કર્યાં વિના રહેશે નહિ કે, મંદારિકા કુલ–કન્યા હોઇને આવા નિર્જન સ્થાનમાં–અંધારામાં–એકલી બેઠી બેઠી શું કરી રહી હતી? પણ એનો જવાબ કોણ આપે? જો ધીરજ હોય તો ધીરે ધીરે પુસ્તક પુરૂં થતાં સુધી સબૂર કરવાના શ્રમનો સ્વીકાર કરો, નહિતો પુસ્તકને ઉપાડીને કબાટમાંજ પધરાવી દો.

જ્યારથી તેના હૃદયક્ષેત્રમાં પ્રેમનાં બીજ અંકુરિત થયાં ત્યારથી મંદારિકાની આંખોની ઊંઘ ઉડી ગઇ હતી. પિપાસા હતી, પણ જળ પીવાને જીવ ચાહતો નહોતો; ભૂખ લાગી હતી, પણ ભોજન તરફ જોવાનું મન થતું નહોતું, અને કામ વિનાની બેઠી હતી પણ કાંઇ પણ કામ કરવાની રૂચિ થતી નહોતી. તે દિવસ તો જેમ તેમ કરીને વીતાડતી હતી. પણ પર્વત જેવી રાત જલ્દી વીતતી નહોતી; એથી તે રાત્રિ જ્યારે બે ત્રણ ઘડી બાકી રહેતી, ત્યારે ઊઠીને ચિત્ર ચિતરતી, કવિતા કરતી, પુસ્તકો વાંચતી અને સરોવરના કિનારાપર જઇને ગીતો ગાતી અથવા ચૂપચાપ બેઠી બેઠી વખત વીતાડતી હતી. આજે પણ તે તેવીજ રીતે સરોવરના કિનારાપર બેસીને સાગરને ભેટવાં

ઇચ્છતી નદીની પેઠે પોતાના પ્રિયતમના મનોહર મુખમંડળનું હૃદયમાં ધ્યાન ધરતી આંખમાંથી આંસૂની અવિરલ ધારા વરસાવી રહી હતી.

સરોવરમાં ખીલેલી અસંખ્ય કુમુદિની દિનમણિના આગમનના સમાચાર સાંભળીને શરમથી ધીમે ધીમે સંકુચિત થવા લાગી, પુષ્કરિણીના તળીયાંની ગોદમાં નક્ષત્રમંડળીમંડિત મલિન મૃગાંકનું મનોહર પ્રતિબિંબ ઝગમગતું, હાલતું, નાચતું, ડોલતું અસ્ત થવા ઇચ્છતું હતું. તેની છબીલી છટાથી ગગનમંડળ હસી રહ્યું હતું, નલિનીના દળના તરલ જળમાં અસ્તોન્મુખ ચંદ્રમાની રશ્મિઓ ગોથાં ખાઈ રહી હતી, પુષ્કરિણીની ચારે તરફ છવાયલી ચાંદની સંકોચાવા માંડી હતી, તથાપિ ઉષઃકાળનો સમય સોહામણો અને મનોહર હતો.

એવા રમણીય સમયમાં મંદારિકા સરોવરના કિનારાપરના સોપાનપર બેઠી હતી. કરપર કપોલ મૂકી ચિંતામાં ડુબી ગઇ હતી. આ પ્રમાણે ધ્યાનમગ્ન અવસ્થામાં બેસીને તે અલૌકિક આનંદ લૂંટી રહી હતી. બાહ્ય જગતની શોભા તેની નજર આગળ શૂન્યમય ભાસતી હતી. તેવી રીતે તે કેટલીક વાર સૂધી બેસી રહી, એનો નિર્ણય કરનાર કોઇ બીજી વ્યક્તિ તે વખતે તેની પાસે નહોતી અને તેને શુદ્ધિ પણ નહોતી. તેમ છતાં પણ એટલું તો અમો અવશ્ય કહી શકીએ છીએ કે, તેને ધ્યાન ધરવામાં કલાકોના કલાકો વીતી ગયા હતા.

જ્યારે મંદારિકાની આવી અવસ્થા હતી, ત્યારે બીજી તરફ ચંદ્રમંડળને મલિન કરનારૂં આકાશમંડળ શ્વેત થઇ ગયું. દૂરનાં પર્વત શિખરોપરથી ઉઠેલાં વાદળાંઓએ ચારે તરફથી દશે દિશાઓને ઘેરી લીધી. પૃથ્વી અને આકાશમાં કાંઈ અંતર ન રહ્યું અને સર્વ શૂન્યમય દેખાવા લાગ્યું. ધીમે ધીમે પૂર્વ દિશામાં થોડું થોડું અજવાળું થવા લાગ્યું અને ભગવાન ભાસ્કરનાં બાણ જેવાં કિરણોએ વાદળાંની જાળનો સંહાર કરીને પૃથ્વીને પોતાના તેજથી સ્વર્ણપ્રતિમા

બતાવી દીધી. પક્ષી કલરવ કરવા લાગ્યાં અને પોતાના માળાઓમાંથી નીકળીને ખોરાકને માટે શોધ કરવા જવા લાગ્યાં, કમલિની પોતાના પ્રિયતમના સ્વાગતને માટે ખીલી ઉઠી, પરંતુ કુમુદિનીએ વિયોગથી પોતાનું સુખ મલિન કરી લીધું. ભ્રમર ગુંજાર કરવા લાગ્યા, કળી કળીનો રસ ચૂસવા લાગ્યા અને પ્રકૃતિએ સોહામણા સમયનું વસન પરિધાન કરીને જગતીતલમાં વિચરણ કરવા માંડયું. આ સર્વ થયું ખરૂં, પરંતુ એ દશ્યોનાં તરફ મંદારિકાનું મન નહોતું, તે અથાગ મનમાં ગોથાં ખાતી ચૂપચાપ બેઠી હતી.

એવામાં કોઇએ બોલાવીઃ—"મંદા ! ઓ મંદારિકા !"

એક, બે, ત્રણ વાર બોલાવવાથી મંદારિકાના ધ્યાનનો ભંગ થયો અને તેની સરલ સમાધિ છૂટી ગઇ. તે પોતાના વિચારમાંથી મુક્ત થઇને ચકિતની પેઠે આમતેમ જોવા લાગી. એવામાં ફરીવાર કોઇએ કહ્યું:—"અરે મંદારિકા ! તું અત્યાર સુધી અહીં બેઠી બેઠી શું કરે છે ? જો તો ખરી કે દિવસ કેટલો બધો ચઢી ગયો છે."

આ શબ્દોથી મંદારિકાની થોડી ઘણી બાકી રહેલી મોહનિદ્રાનો પણ ભંગ થયો, તે ઉઠીને ઉભી થઇ ગઇ અને ધીમા અવાજથી બોલી:—

"હા, ભાઇ ! આજે કાંઇક વાર લાગી ગઈ છે ! અહીં ઠંડી હવા ખાતી હતી, તેથી ઊંઘ આવી ગઇ હતી. હું તો હમણાંજ આવી રહી હતી."

આવનાર વ્યક્તિ અન્ય કોઇ નહિ પણ મંદારિકાનો ભાઇ સોમદત્તજ હતો. તેણે સહજ રોષમાં આવીને કહ્યું:—"મંદા ! આવી કુમારી અવસ્થામાં આમ મરજીમાં આવે ત્યાં જ્યારે ને ત્યારે એકલી રખડયા કરવું એ કોઇ પણ રીતે વ્યાજબી ગણાય ખરૂં કે ? મેં તને સખ્ત મનાઇ કરી છે કે, તારે એકલીને કદાપિ તારા અંતઃપુરમાંથી એક ડગલું પણ બહાર મૂકવું નહિ, તેમ છતાં પણ તું આ

પ્રમાણે શા માટે રખડયા કરે છે? શું મારી આજ્ઞાને તું કેવળ મશ્કરીજ માને છે?"

"ભાઇ! તમારૂં મગજ આજકાલ ભમી ગયું હોય, એમ જણાય છે. શું એક બાળા પોતાના મનને જરા આનંદ આપવાની ખાતર ઘરના આંગણુંમાંથી પગલું પણ બહાર ન ભરી શકે એ કયાંનો ન્યાય? કયાંનો ઇન્સાફ? પુરુષો પોતાની ઇચ્છામાં આવે ત્યાં વિચરી શકે; ઇચ્છામાં આવે તેવાં કામો કરી શકે અને કુળકન્યાઓ ઘરમાંથી બહાર પણ ન નીકળી શકે, એવો કાયદો ઘડનાર કોણ છે? હું ધારૂં છું કે, એવા કાયદા ઘડનારની આંખો પક્ષપાતના શસ્ત્રથી છેદાઇ ગઇ હોવી જોઇએ, તેમના હૃદયપર વજ્રપાત થયો હોવો જોઇએ. હું એવા જૂઠા હડહડતા અન્યાયવાળા કાયદાઓને જરા પણ માન આપી શકું તેમ નથી." મંદારિકાએ ઉશ્કેરાઇને કહ્યું.

"મંદા! તું મારી ભગિની છે. સહોદરા છે, એટલા માટેજ તારાં આવાં કઠોર વચનોને હું અત્યાર સુધી સ્થિરતાથી સાંભળી રહ્યો છું. જો બીજી કોઇ પણ સ્ત્રીએ મને આવા શબ્દો કહી સંભળાવ્યા હોત, તો મેં તેને કયારનીએ યમના ધામમાં મોકલી દીધી હોત. પણ હવે તને હું માત્ર એટલી જ સૂચના આપું છું કે, જો તું મારી આજ્ઞા વિરુદ્ધ કાંઇ પણ કાર્ય કરશે તો તને સદાને માટે મારા મહાલયમાંથી વિદાય થઇને વેરાનની વાસી થવું પડશે. તારી વર્ત્તણુકને માટે પણ મને પૂરતો સંદેહ છે. હું સારી રીતે જાણું છું કે, બંસીલાલને ગુપ્ત રીતે તેં તારો પ્રણય આપી દીધો છે. પણ યાદ રાખજે કે, જો હવે પછી તું તેની સાથે વાત પણ કરશે, તો તારી તથા તેની બન્નેની મહા ભયંકર દશા થશે. તે ભૂંડી રીતે માર્યો જશે અને તારે વનેવનમાં ભટકીને મરવું પડશે."

"ભાઇ! ભ્રમણાના ભયાનક ભવનમાં ભટકવાનો તને અભ્યા-

સજ પડી ગયો હોય તેમ જણાય છે. જ્યારથી સરલ અને ભોળા રાજકુમારની સાથે દોસ્તી બાંધી દગાબાજીથી તેં તેમનું રાજ્ય પચાવી પાડ્યું છે, ત્યારથી તું માનવમાંથી દાનવ થયો છે. તેં પિતાની પવિત્ર કીર્ત્તિપર પાણી ફેરવ્યું છે. મહત્તના મેરુપર ચઢી તું ન્યાય કે અન્યાયની તુલનાત્મક શક્તિથી પણ વંચિત થયો છે. બંસીલાલ ગમે તેમ પણ કુલીન કુટુંબનો અને પવિત્ર હૃદયનો છે. મેં એને આજથી નહિ પણ જ્યારે તને આ પાપથી મેળવેલું રાજ્ય નહોતું મળ્યું, ત્યારથી જ મારા જીવનનો સ્વામી બનાવી દીધો છે. એથી તેના વિના બીજા કોઇપણ પુરુષની સાથે લગ્ન કરવાની મારી ઇચ્છાજ નથી. અરે મારાથી તેમ બની શકે તેમ પણ નથી.” મંદારિકાએ પોતાના નિશ્ચયમાં દૃઢ રહીને કહ્યું.

“ત્યારે શું તારી ઇચ્છા આ સર્વ સ્વર્ગીય સુખો ત્યાગીને જંગલનાં ભયાનક દુઃખો ભોગવવાનીજ છે. હઠીલી છોકરી ! તું કોની સ્હામો આવો હઠ કરી રહી છે, એનો જરા ખ્યાલ કર.” સોમદત્ત અથવા સોમભદ્રે ગુસ્સામાં આવીને કહ્યું.

“હા, અન્યાય અને પાપથી મેળવેલાં સુખો કરતાં જંગલનાં દુઃખો પણ હજારોવાર ઉત્તમ છે, તું એક પાપની જીવતી જાગતી પ્રતિમા છે, મને તારો કશોપણ ભય નથી.” મંદારિકાએ કહ્યું.

“ઠીક છે, ત્યારે જો કે એ પાપની પ્રતિમા કેવી ભયંકર છે.” આમ કહીને સોમદત્ત પોતાની ભગિની મંદારિકાનો હાથ ઝાલીને તેને સરોવરના અગાધ જળમાં ધકેલી દેવાને તૈયાર થયો. એ જોઇને મંદા જોરથી બૂમ પાડી ઊઠી. બૂમ સાંભળીને મંદાની માતા એકદમ ત્યાં દોડી આવીને અને સોમદત્તના ગળા સાથે વળગી પડી. એકાએક માતાને ત્યાં આવી ચઢેલી જોઇને સોમદત્ત મંદાનો હાથ છોડી નિરાશાથી ચાલ્યો ગયો.

## પંચમ પરિચ્છેદ

### પ્રેમીજનોનો પ્રેમાલાપ

ગઇ આશકી કારગર હો ચુકા;
જો હોના થા અય બેખબર હોચુકા:
સબકા ગુજર ઉસ ગલીમેં નહીં;
ગુજારા તેરા નામઃ બર હો ચુકા;
બહુદ સિજદે ઉસ દર પૈ સફદર કિયે;
ચલો બસ ઊઠો દર્દે સર હો ચુકા.

---

કિસ મુખતિલાકો હાય મુઝે બદદોઆ લગી;
ઉસ શોખ ચશ્મસે જો મેરી આંખ જા લગી;
રોનેસે એક પલ નહીં ફુરસત ફિરાક નહીં;
યહ આંખ કયા લગી મેરે પીછે બલા લગી

---

રાત્રિનો એકાદ પ્રહર વીતી જવા આવ્યો હતો. નીલ નભો-મંડળમાં અસંખ્ય તારાઓ અંધારી રાત્રિના નીલ દુકૂલમાં કારીગીરીની પેઠ જગમગી રહ્યા હતા. અર્દ્ધચંદ્રનો સ્પષ્ટ પ્રકાશ વિશાળ પુષ્કરિણીના હૃદયપટ પર ઝળહળતો નાચી રહ્યો હતો. મંદમારુત મનુષ્યોના મનને મુદિત કરી રહ્યો હતો. સમય સોહામણો અને સુંદર હતો.

રાત્રિના આઠ વાગ્યા હતા. મંદારિકા પોતાના ઓરડામાં બેઠી બેઠી એક પુસ્તક વાંચી રહી હતી અને તે સાથે બંસીલાલના આવવાની વાટ જોઇ રહી હતી. ઘણીવાર સૂધી વાટ જોવા છતાં પણ બંસીલાલ ન આવવાથી તેનું મન નિરાશ થઇ ગયું હતું. તે મનમાં ને મનમાંજ નિરાશાને સૂચવનારૂં એક અતિ મનહર અને મધુર ગાયન પોતાની પાસેના પુસ્તકમાંથી વાંચી રહી હતીઃ—

" હલેસાં વીણુ હિમતથી, ચઢાવીને સદ્ધ ચોંપે,
'નિરાશાની નદિ'માંહિ, ચલાવી હોડી મેં હોંસે;
પુરણુ શશિના પ્રકાશેથી, અતિ અજવાળું આકાશે;
તથા જળના તરંગોથી, અનેરી શાંતિ ત્યાં ભાસે;
મલીન માયાતણા મોટા, મગરમચ્છો તથા મીનો;
નથી નિર્મળ નિરાશામાં, કપટ, કુટિલતા ફીનો:
શિતળતાને અતિ શાંતિ, 'નિરાશાની નદિ'માંહિ;
ઉપાધિ ને ઉદાસીની, નિશાની દીસતી નાંહિ;
સુગંધિ વ્હાય વા શીળો, શિતળ જળ આપતું શાંતિ;
જીવન આશા ઉડી જાતાં, જિગરની તો ટળી ભ્રાંતિ;
ઉદધિ સમ પાણી ઉંડું ને, તરંગોમાં ન તોફાનો;
સદા શાંત્તિ અને શાંતિ, મુદ્દલ ભયનાંહિ મરવાનો.
નિરાશાની નદીમાંહિં અશાંતિના જ અંકુરો.
સદા સુખડું અને શાંતિ પ્રકાશિત ગાનમાં પૂરો. "

આ કવિતા ગાવા છતાં તેના મનમાં શાંતિ ન વળી. તે પુસ્તકને બાજૂપર મૂકી પુનઃ વિચારમાં પડી ગઇ. ઘણીવાર સૂધી સોમભદ્રનાં તિરસ્કારનાં વચનો સંબંધી વિચાર કર્યાં પછી તે ઉઠીને ઉભી થઇ. ઉભી થઇને આમતેમ ટહેલવા લાગી. તેની આંખોમાં આંસૂ ભરાઈ આવ્યાં. મનમાં ને મનમાં જ વિચારવા લાગી:—

"હાય ! પરાધીનતા ! પરાધીનતા ! તું પણ મહા ભયંકર વસ્તુ છે. શું અનીતિના માર્ગમાં વિચરતાં એક પુરુષને નીતિના માર્ગપર લાવી મેં તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા કરી છે, એમાં કાંઇ અન્યાય કર્યો છે ? મારો ભાઇ કે જે હજારો નારીઓના શીલનો સંહાર કરી રહ્યો છે, જેણે સંસારમાં અનીતિનો અખાડો સ્થાપ્યો છે, તે મને ઉપદેશ આપવાને શા માટે તૈયાર થયો હશે ! હાય ! એ

નિર્દય મારા સૌભાગ્યના આધાર બંસીલાલનો જીવ લેવાને તૈયાર થયો છે. મારા પ્રેમના માર્ગમાં કંટક નાખવાને તૈયાર થયો છે. અરે એટલું જ નહિ પણ જો ગઇ કાલે મારી માતા ન આવી ચઢી હોત તો તે મારો જીવ પણ લઇ લેત. હાય ! હવે મારૂં શું થશે ? શું મારા જીવનનો સાર હવે મને નહિ જ મળે ?"

આ પ્રમાણે વિચાર કરતી તે થોડીવાર અટકી ગઇ. પાછી મનમાંજ કહેવા લાગીઃ "પણ હજી સુધી મારા હૃદયનો આધાર બં-સીલાલ કેમ નહિ આવ્યો હોય ! તેના આવવામાં આટલો બધો વિલંબ શાથી થયો હશે ? શું તેને સોમભદ્રનો ભય તો નહિ લાગ્યો હોય ! અથવા તેના ગુપ્તચરે તેને મારી તો નહિ નાખ્યો હોય ! હાય ! કાંઇ પણ સમજાતું નથી."

વળી પાછી તે પલંગપર બેસી ગઇ. દીપકની જ્યોતિ મુખપર પડવાથી તે સ્થિર સૌદામિનીના જેવી અચલ–પ્રતિમા જણાવા લાગી. પણ તે નવાનવા ભયાનક વિચારો આવવાથી વારંવાર થરથર કંપવા લાગી. પણ વળી પાછી '**निर्वात निष्कंपमिव प्रदीपम्**' બની જતી.

જેની વાટ જોતાં જોતાં તેની આંખો થાકી ગઇ હતી, તે મ-નોરથ ફળીભૂત થયો, નેત્રોની લાલસા પૂરી થઈ. તેનું પારિતોષિક મળી ગયું અને જેને માટે આટલી કઠિન તપસ્યા કરવી પડી હતી, તેનું ફળ પ્રાપ્ત થયું. મંદારિકાએ મ્હોં ઉંચું કરીને જોયું તો તેની સ્હામે તેનો પ્રિયકર બંસીલાલ હસતો હસતો ઉભેલો દેખાયો.

ક્ષણવાર સુધી તેઓ બન્ને એક બીજાને દીવાલપર ચિતરેલા ચિત્રની પેઠે અનિમેષ નયનોથી જોઇ રહ્યાં ! બન્ને એક બીજાનાં વચનામૃતનાં પિપાસિત થઇ રહ્યાં હતાં, પણ તેમ છતાં પણ બેમાંથી એક પણ બોલી શક્યું નહિ. થોડીવાર પછી મંદારિકા ચમકીને ઉભી થઇ અને તેણે બંસીલાલનો હાથ પકડીને તેને બેસાડયો. પુનઃ થોડી-વારને માટે શાન્તિ છવાઈ ગઇ અને બન્ને જણાં એવોજ વિચાર

કરવા લાગ્યાં કે, પહેલાં કોણ પ્રશ્ન કરે છે અને તે પ્રશ્ન કેવા પ્રકારનો કરે છે! પણ કોઇનું મ્હોં ખુલ્યું નહિ. બન્ને એક બીજાના બોલવાની વાટ જોવા લાગ્યાં. થોડીવાર પછી મંદારિકા બંસીલાલને પાનનાં બે બીડાં આપી સ્હામે આવી બેસી ગઈ. બંસીલાલે હસીને પાન લીધાં અને તેમાંનું એક પાન મુખમાં રાખીને કહ્યું:–"પ્યારી! તારા હાથનું રસીલું પાન ભાવી કલ્યાણનો આભાસ કરાવી રહ્યું છે."

મંદારિકાએ મુદિત થઇને મનમાં ને મનમાં જ બંસીલાલની એ વાતને અનુમોદન આપ્યું. પણ ખુલ્લી રીતે ભવાં ચઢાવીને તેણે બીજી વાત છેડી દીધી. તેણે હસીને કહ્યું:—"કેમ, પ્રાણનાથ! વિધાતાએ મનુષ્યના સર્વ અંગોને કોમળ તત્વોથી બનાવીને કેવળ હૃદયનેજ આવું વજ્રજેવું કઠોર બનાવ્યું હશે વારૂ?"

બંસીલાલે કહ્યું:—"એટલા માટેજ કે, તારા મુખમાંથી જે કઠોર વાતો નીકળે છે, તેને તે સહી શકે."

આ સાંભળીને મંદારિકા મનમાં શરમાઈ ગઈ. તે થોડીવાર થોભીને બોલી:–"તમારી સાથે વાદવિવાદ કરવામાં હું કોઇપણ રીતે જીતીશ નહિ."

"જો એમજ છે તો હું પહેલેથી જ મારી હાર માનું છું." બંસીલાલે હસીને કહ્યું.

"એમ કે, તમે તો આ પ્રમાણે વાતોનો જમા ખર્ચ રાખતા હો; એમ જણાય છે ને શું!" મંદારિકાએ કહ્યું.

"આવી ધડ માથા વગરની વાતો કેમ કરે છે?" બંસીલાલ બોલ્યો.

"તમે તો તમારાં અવનવાં ચિત્રોથી મારા ચિત્તને ચોરી લીધું છે." મંદારિકાએ કહ્યું.

"આમ કેમ કહે છે, તારા સોળે શૃંગારથી શૃંગારેલા સુંદર શરીરની પાસે મારૂં ચિતરેલું નિર્જીવ ચિત્ર શું કરી શકે તેમ છે? તું રૂપમાં જીવતી જાગતી રતિ છે, ત્યારે મારૂં ચિત્ર નિર્જીવ છે.

"રૂપમાં રતિ સમ સુંદરી ગુણમાં નહિ જેની ગતિ;
જાદૂ ભર્યું આ તન અતિ ને માધુરી મહિમાભરી;
તું મોહિની મનહરણ કરતી માનવીનાં મોહથી;
તુલના નહિ તારી થતી ચિત્રો તણા આકારથી,
શર્માવનારૂં વદન તારૂં ચંદ્રને શરમાવતું;
ત્યાં ચિત્ર મારૂં શું કરે? ઉરમાં નહિ કંઇ આવતું."

આ સાંભળીને મંદારિકાએ બંસીલાલનું મુખ બંધ કરીને કહ્યું:—"બસ, બસ, હવે રહેવા દો.

"વદો છો વાક્ય એવાં કે સુણીને હાર માનું છું;
તમે છો નાથ મારા, હું નમીને પાય લાગું છું;
નથી તુલના પ્રભાકરથી નલિનીની કદા થાતી;
રહે છે ધ્યાનમાં નિત્યે પ્રણયને ઉરમાં ધારી.
હૃદયના તાર તમે મારા જીવનના છો તમે તારા;
હસીને હાર માનું છું તમારાથી હવે પ્યારા."

આમ કહીને મંદારિકાએ તે વાતને ઉડાવી દઇને વચ્ચમાં એક બીજી નવીજ વાત રજૂ કરી કહ્યું:—"વ્હાલા! પણ એતો કહો કે, આપને જુલ્મી સોમભદ્રે મારી મુલાકાત લેવાની સખ્ત મના કરવા છતાં પણ તમે કઇ હિમ્મતને હૃદયમાં ધારણ કરીને મારી પાસે આવો છો વારૂ?"

"કેમ, આવો વિલક્ષણ પ્રશ્ન શાથી પૂછે છે! પ્રિયાના પ્રેમના કરતાં જે પુરુષ પોતાના પ્રાણને અધિક પ્રિય ગણે છે, તે પામર પશુ જ છે. તેનામાં મનુષ્યત્વનો અંશ માત્ર પણ નથી. કારણ કે,

"પ્રિયાના પ્રેમને કાજે જીવો સહુ પ્રાણ આપે છે;
નમાવી પ્રેમથી ગર્દન પિયૂ નિજ જાન આપે છે;
વિયોગી ને વિહારી સૌ પ્રિયાને માન આપે છે;
મહા મૃગરાજ પણ પ્રીતે પ્રિયાને સ્થાન આપે છે.

પ્રિયા છે સાર સંસારે, પ્રિયા વીણ સર્વ છે સૂનું;
પ્રિયા છે પ્રાણ પ્યારાનો પ્રિયા વીણ સર્વ છે જૂનું."

આ વાત સાંભળીને મંદારિકાના રોમરોમ પ્રસન્ન થઇ ગયા અને મુખપ્રભા પ્રભા પ્રભાન્વિત થઇ. પણ તે સાથેજ કાંઇક વિચાર આવતાં ઉદાસિનતાની છટા જણાઇ ગઇ અને તેણે એક ઊંડો નિઃસાસો મૂકીને કહ્યું:—"હા! ભગવાન શું એવા દિવસ અવશ્ય દેખાડશે?"

આમ કહીને તેણે ફરીવાર એક ઊંડો નિશ્વાસ મૂકયો. એ વખતે તેની મદીલી આંખોમાંથી મોતીના જેવાં આંસૂ ઝરવા લાગ્યાં. અરે એ આંસૂ ક્યાં હતાં? એ તો ચાંદની અને જળ બન્નેનો એકી સાથે સંયોગ થયો હતો. બંસીલાલે ઉચ્છ્વાસ લઇને તેનાં આંસૂ લૂછી નાખ્યાં. પ્રેમિકાનાં આંસૂ લૂછવામાં પ્રેમીને કેવો આનંદ મળે છે, એ વાતનો તો તેઓજ જાણી શકે છે કે, જેમણે કોઇવાર પોતાની હૃદય-પ્રતિમાના નેત્રમાર્જનના આનંદને લૂંટયો હોય! બંસીલાલે મંદારિકાની ચિબુકનો સ્પર્શ કરીને કહ્યું:—"અરે, પ્યારી! તું આટલી બધી ઉદાસ કેમ થાય છે! વિધાતાએ જેમ ધાર્યું હશે, તેમ થઇ રહેશે. વિધિની ગતિવિલક્ષણ છે! વિધાતાની લખેલી લિપિમાં કોઇ હસ્તાક્ષેપ કરી શકતું નથી. પણ હા—ધીરજની ડાળપર મેવો ફળે છે. જો સ્વર્ગીય પ્રેમનો પ્રાકૃતિક નિયમ અખંડનીય હશે તો તું મારી જ થઇશ."

આમ કહેતાં બંસીલાલનો કંઠ ગળગળો થઈ ગયો. સત્ય છે કે, પ્રેમનાં બીજ વિલક્ષણ જ હોય છે. તે પ્રથમ અંકુર, પછી પલ્લવ, પછી તરુ, પછી પુષ્પ અને પછી ફળ ઉત્પન્ન કરીને બન્ને પ્રેમીઓને ચંચળ કરી દે છે. એવી જ ગતિ એ બન્નેની હતી.

મંદારિકાએ મુખ નીચું કરીને ધીમા અવાજથી કહ્યું:—" ખરૂં છે, હું તમારી જ છું, પણ ભગવાન એવા દિવસો ક્યારે બતાવશે:—

" પ્રણય ઉદ્યાન મારાના થશે સ્વામી તમે પ્યારા,
પ્રીતેથી પાન પ્રીતિનું કરીને પ્રેમથી પ્યારા;
બનાવી હાર હૈયાનો કહો કંઠે કહીં ધરશો !
લડાવી લાડ લટકેથી કહી ' પ્યારી ' કહીં વદશો ! "

મંદારિકાની પ્રીતિ ભરી વાતો સાંભળીને બંસીલાલની દશા વિલક્ષણ થઇ ગઇ. તેણે કહ્યું:—" પ્રિયા ! થોડા દિવસ સબુર કર. મારા સાંભળવા પ્રમાણે સોમભદ્ર આવતી કાલે રાજકન્યા ગુલાબકુમારીની સાથે લગ્ન સંબંધી કેટલીક સલાહ કરવા તથા તેના માયામહેલને તોડવા જવાનો છો અને તેની પાસે કેટલાક દિવસ રોકવાનો છે. એ દરમ્યાન આપણે બધી સગવડ કરી લઇશું અને લાગ મળશે તો અહીંથી છટકીને રામનગરની મહારાણીના રાજ્યમાં જઇને રહીશ. રાણી સાવિત્રી સોમદત્ત કિંવા સોમભદ્ર પર જ્યારથી તેણે કુમાર મહેન્દ્રની હત્યા કરી, ત્યારથી ઘણીજ નારાજ થઈ છે, એટલે તેના રાજ્યમાં જઈ રહેવાથી આપણને કશી પણ ઈજા આવશે નહિ. ત્યાં જઇને આપણે સુખેથી આપણી જિન્દગીને વીતાડીશું. કેમ, મારો આ વિચાર તને ઉચિત જણાય છે ખરો કે નહિ વારૂ ? "

" હા, વિચાર તો ઘણોજ ઉત્તમ છે, પણ અત્યારે તમે જેમ સોમભદ્રના જાસૂસને લાંચ આપીને મારી પાસે આવ્યા છો, તેમ તે વખતે પણ બની શકશે ખરૂં કે ? ખરી અણીની વેળાયે તો તે બધી બાજીને નહિ બગાડી દેને ? " મંદારિકાએ સહજ શંકાશીલ થઇને પૂછ્યું.

" ના, એ બાબતમાં ચિંતા કરવાની કશી પણ જરૂર નથી. દ્રવ્યથી શું સાધિત નથી થતું ! હું પૈસાની લાલચથી તેને દબાવી દઇશ અને સહજમાં જ આપણા કામને પતાવી દઇશ."

" બસ, ત્યારે તો ઇશ્વર અવશ્ય આપણને સહાયભૂત થશે. " મંદારિકાએ કહ્યું.

અહા ! આ સંસારમાં પ્રેમીને માટે એનાથી વધારે આનંદની બીજી કઇ વાત છે કે, પ્રેયસી પોતે પ્રેમીની પ્રેમી બની જાય ! આવા અવસરમાં પ્રેમીને જેટલું સુખ પ્રાપ્ત થાય છે, તેનો વિચાર સહૃદય વાંચક બંધુઓ પોતપોતાની કલ્પના અનુસાર અવશ્ય કરી શકે તેમ છે. આવા સમયમાં આનંદ રોમ રોમમાંથી ટપકવા માંડે છે અને મનમાં સમાતો પણ નથી. એવીજ દશા બંસીલાલની પણ થઇ. જ્યારે તેણે મંદારિકાના મુખથી 'હું તમારી જ છું.' એવું સાંભળ્યું ત્યારે તેના આનંદની કશી સીમાજ ન રહી. તેને સ્વર્ગીય સુખનો સાક્ષાત્કાર થયો.

પ્રિય પાઠક ! પ્રેમ સ્વર્ગીય પદાર્થ છે ! પ્રેમનો મહિમા વિલક્ષણ છે. કવિજનો કહે છે કે:—

જે કલ્પના, જે લાલસા, જે ક્ષોભ, મોદ, વિચાર છે;
માનવ હૃદયનીમાંહિ ઉગતા પ્રેમના ઉદ્‌ગાર છે;
છે પ્રેમ જગનો આદિ કર્ત્તા સૃષ્ટિનો એ સાર છે;
છે વિશ્વનો પોષક સમર્થક ઇશનો આકાર છે;

પ્રેમ છે વેદાન્તનો સિદ્ધાન્ત, સિદ્ધ વિચારથી;
શુદ્ધ થાય છે હૃદય સત્પ્રેમના સંચાર થી;
પ્રેમ માનવ ધર્મ છે, સત્કર્મ, સદ્‌વ્યવહાર છે;
પ્રેમ પ્યારો પતિત પાવન શાંતિનો આધાર છે.

ઈશ્વરે જે પ્રેમને સુખનું દ્વાર બતાવ્યું છે, અજિતેન્દ્રિય પુરુષ તેનાથી નિરંકુશ થઇને વિષમય વિષણ ફલ ઉત્પન્ન કરે છે; પણ જે એવા પ્રેમમાંથી પુનીત ભાવનો વિકાસ કરે છે, તેને માટે એ સોનું અને સુગંધ બન્ને છે. મંદારિકા અને બંસીલાલના પ્રેમે હવે એવું પવિત્ર, સ્વર્ગીય કિંવા અલૌકિક સ્વરૂપ ધારણ કરી લીધું હતું.

શરૂઆતમાં તેમનાં બન્નેનાં હૃદય વિકારમય હતાં, બન્ને એક બીજાના વિકારનું વિદાહરણ કરવાને આવતાં હતાં, પણ અત્યારે એમાં ઘણું પરિવર્ત્તન થઈ ગયું હતું. વિકારને સ્થાને શુદ્ધ અને પવિત્ર પ્રણ-

યનો ઉદ્‌ભવ થયો હતો. મંદારિકાનો માયિક શોખ અને બંસીલાલની કામ પરાયણતા દૂર થયાં હતાં અને તેને બદલે પરમ વિશુદ્ધ સ્નેહનો બન્નેના હૃદયમાં સંચાર થયો હતો.

બન્ને સ્થિર નજરથી એક બીજાનાં સ્હામું જોવા લાગ્યાં. બન્નેના મન કાંઇક કહેવા ચાહતાં હતાં, પણ મુખ ઉઘડતાં નહોતાં. તે સમયે બન્ને પ્રેમીઓના મનમાં હર્ષ શોકનો અનિવર્ચનીય ઝંઝાવાત વહી રહ્યો હતો. જાણે પ્રબળ વેગથી હૃદયાકાશ ડોલાયમાન થઈ રહ્યું હતું. તે ભાવને નિર્જીવ લેખિનીથી લખવો દુષ્કર છે.

મંદારિકાએ આંખો લૂછતાં લૂછતાં કહ્યું:—"જોઉં છું કે, હવે આ દુઃખના દિવસો ક્યારે પૂરા થાય છે."

"જ્યાં સૂધી જેનો અવધિ છે, ત્યાં સૂધી લાખો ઉપાયો કરવા છતાં પણ સમય પલટાતો નથી; પરંતુ અવધિ પૂરો થવા પછી તે પોતાની મેળે બદલાઈ જાય છે. એટલા માટે વિદ્વાનો સુખ દુઃખને સમયનો વિકાર કહે છે."

"પ્યારા ! અભણ સ્ત્રીઓ આવું વિજ્ઞાન ક્યાંથી સમજે ! ભલા તેમનું મન આવી સૂકી વાતોથી શી રીતે માને ?"

"મનને ધીરજ આપવા માટે લાચારીથી સંતોષ જ માનવો પડે છે. બીજો કાંઇ ઉપાય જ નથી."

"ઠીક છે, હું સોમભદ્રના જતાં સૂધી મારા મનને શાંત રાખું છું અને ત્યાર પછી તમે શું કરો છો, તે પણ જોઉં છું."

"જ્યાં સૂધી ભાગ્ય પ્રસન્ન ન થાય, ત્યાં સૂધી ધીરજ ધરવી એજ વધારે ઉચિત છે."

એવામાં બહારથી દ્વાર ખખડવાનો અવાજ આવવાથી બન્ને પ્રેમી અને પ્રેયસી ઉત્સાહની મોહ નિદ્રામાંથી ચમકી ઊઠયાં ! જે સુખ સાગરમાં તેઓ બન્ને અવગાહન કરી રહ્યાં હતાં, તે સૂકાઇને મરુ ભૂમિમાં બદલાઇ ગયો. જે સુખ શર્વરીમાં તેઓ બન્ને સુખપૂર્વક વિહાર કરી

રહ્યાં હતાં, તે સવાર થઇ ગઇ. બહારથી કોઇએ બૂમ મારીઃ—" મં-દારિકા, દ્વાર ખોલ!"

આ અવાજ સાંભળીને મંદા ચમકી ઉઠી. તેણે ગભરાઇને કહ્યું:-" હાય! સોમદત્ત આવી ચઢયો!"

બંસીલાલે કહ્યું:-" ચિંતા નહિ. હું આ ઘર પાછળના બગીચા-માંથી ચાલ્યો જાઉં છું."

વાંચક! જ્યારે બંસીલાલ આવ્યો હતો, ત્યારે તેણે અંદરથી દ્વાર વાસી દીધું હતું, એ સારૂં કર્યું હતું, નહિ તો અત્યારે તેની બધી લીલા પ્રકટ થઈ જાત અને તેનો પ્રાણ પણ પરલોકવાસી થઈ જાત.



## ષષ્ઠ પરિચ્છેદ.

### વિશ્વવિમોહિની

ઝરણાં ભળે નદીમાં જઈ, નદીઓ તથૈવ સમુદ્રમાં;
સમીરો ભળંતા સ્વર્ગના કૈં મીઠી ઉર્મિથી સદા;
ના એકલું કો સૃષ્ટિમાં, સ્વર્ગીય કો કાનૂનથી;
સૌ એક બીજામાં ભળે, તો કેમ હું તુંમાં નહિ;
ગિરિઓ ચુમે ઊંચું વ્યોમ જો, મોજાં પરસ્પર ભેટતાં;
માફી મળેના પુષ્પને જો બંધુને તરછોડતાં;
સૂર્યકર ભેટે ભૂમિ, ચંદ્ર પ્રભા ઉદધિ ચુમે;
શા કામનાં આ ચુંબનો સૌ જો મને તું ના ચુમે!

ચન્દ્રશંકર

હવે અમો અમારા વાંચકોને એક નવીન રાજ્યમાં જ અમારી આ નવલકથાના નાયક સોમદત્ત કિંવા સોમભદ્રની સાથે તેનાં પ્રત્યેક કાર્યનું નિરીક્ષણ કરવા લઇ જઇશું, તો તે અસ્થાને તો નહિજ ગણાય. કારણ કે, આ વાર્ત્તાનો મુખ્ય નાયક સોમદત્ત હોવાથી તેનાં તમામ કામો તરફ લક્ષ રાખ્યા વિના વાર્તાનું રહસ્ય બરાબર જાણવામાં આવી શકે તેમ નથી. સોમદત્તની ઇચ્છા ઘણા દિવસ થયાં પોતાના રાજ્યમાંથી બહાર નીકળી જૂદાં જૂદાં રાજ્યોની સહેલ કરવાની તથા પાપના તાપથી દાઝતા દિલને શાંત કરવાની હતી. અને કાંચન ગણી મહારાણી ગુલાબકુમારીના ગર્વના ચૂરા કરી તેના માયામહેલો તોડવાની હતી. એથી તે રાજ્યનો કાર્યભાર પોતાના પરમ વિશ્વાસુ અને વફાદાર દોસ્ત સેનાપતિ કુલીનસિંહને સોંપી પોતાની સાથે જોઇતી વસ્તુઓ તથા પોતાના સહાયકારી બહુરૂપી સેનાપતિ ક્રૂરસિંહને લઇને કૃષ્ણપૂર નગરમાંથી બહાર નીકળી પડયો અને કૃષ્ણપૂરથી વીસેક

માઇલ દૂર આવેલા પોતાના તાબાના એક નાના ગામડામાં મુકામ નાખી સાંઝને સમયે અશ્વપર સ્વાર થઇ સેનાપતિ ક્રૂરસિંહની સાથે બહાર નીકળી પડયો.

ભાદ્રપદ માસની કૃષ્ણપક્ષની આ એક અંધારી રાત હતી. પાણીવાળાં મોટાં વાદળાંની ઘટાથી આસ્માન છવાયલું હતું. હવા બહુ જ ધીમે ધીમે વહી રહી હતી. એક તરફથી આકાશ ઘોર વાદળાંથી ઘેરાઇને એવા ભાસ કરાવી રહ્યું હતું કે, થોડીવારમાંજ મૂષળધારે વરસાદ વરસવા ચાહે છે.

ભયાનક અને વધતા જતા અંધારામાં સોમભદ્ર તથા ક્રૂરસિંહ ગભરાતા ગભરાતા પોતાની ચારે તરફ જોતા ચાલ્યા જતા હતા. કોઇવાર તેમની નજરો અજાણતાંજ તે પહાડી પર્વતપર જઇ પડતી હતી, કે જે પર્વત તેના પગતળે પ્રસરેલો હતો અને જે પર્વતને ઓળંગ્યા પછી તરતજ ભયંકર અને ઘણુંજ ઘટાદાર જંગલ શરૂ થઇ ગયું હતું, કોઇવાર તેમની તેમના ડાબા હાથપર નજર પડતી હતી, તો ભયાનક અંધકારના કાળા રંગથી રંગાયલા પહાડોના પહાડો દેખાઇ આવતા હતા. થોડીવાર સુધી આ પ્રમાણે જોતા જોતા તેઓ આગળ વધવા માંડયા. પછી ક્રૂરસિંહે સોમદત્તને સંબોધીને કહ્યું:—

"હાય, આતો જબરો ગજબ થયો! આપણે રસ્તો ભૂલીને પર્વતના તે વિભાગમાં આવી ચઢયા છીએ કે, જ્યાં આવવાને સરદાર સાહેબ સર્વ કોઇને મના કરે છે. જો કે તેમનું મના કરવાનું કારણ હજી સુધી કોઇના જાણવામાં આવ્યું નથી, તેમ છતાં પણ તેમના કહેવાપરથી સાફ જણાઇ આવે છે કે, તેમની વાતમાં કોઇ મોટો ભેદ છુપાયલો છે. હવે આપણે આપણા મુકામ પર પણ વેળાસર જઇ શકીએ તેમ નથી. વારૂ, હવે રાત વિતાડવાના વિષયમાં આપ શી સલાહ આપો છો. (અટકીને) સાંભળો, સિંહનાગરજવાનો અવાજ આવી રહ્યો છે! કદાચ કયાંક ગજબ થઇ જાય નહિ! (આકાશ તરફ

જોઇને ) વાદળાંથી આકાશ બેહદ ઢંકાયલું છે. વરસાદ વરસવામાં વિલંબ નથી. રહેવા લાયક કોઇ સારી જગા પણ આટલામાં ક્યાંઈ પણ દેખાતી નથી."

ક્રૂરસિંહની વાત સાંભળીને સોગભદ્રે કહ્યું:–"જે થવાનું હતું તે થઇ ગયું, પણ હવે રાત્રિ વીતાડવા માટે કોઇ ગુહા શોધવી પડશે. જો તેવી ગુહા મળી જાય તો ઠીક છે, નહિ તો કોઇ વૃક્ષનો આશ્રય લેવો પડશે. ( ચમકીને ) પણ ક્રૂરસિંહ આ ભયાનક પહાડી પ્રદેશમાં અત્યારે આ મૃદુ મંજુલ અવાજ શાનો આવી રહ્યો છે ?"

ત્યાર પછી તેનાથી કાંઇ પણ વધારે બોલી શકાયું નહિ. પોતાની વાતને અધુરી મૂકીને તે કાન દઈ તે સુરીલા અવાજને બરાબર ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો.

નજીકની કોઇ એક જગાએથી કેટલાક સુરીલા અવાજથી તાલ–લયવાળા સ્ત્રીઓના ગાવાનો અવાજ તેના કાને સંભળાયો. અવાજ ઘણોજ મધુર અને મનમોહક હતો.

ગાયન કોઇ એવા સુરીલા અને લયદાર ગળામાંથી નીકળી રહ્યો હતો કે જેની અસર બંને મુસાફરોના હૃદયપર જાદૂના જેવી થઇ ગઇ. ગાયન આ આશયનું હતું:—

નખરાળી જોબનવાળી, કોઇ બુલબુલને બોલાવો;
મચકાતી મેંદી વાળી, આ બુલબુલને બોલાવો;
કોઇ સલુણા સંગે માનું, મોહનમાળા પહેરી;
મદન જંગનું જોર જણાવું, લાલ કોઇ છે લહેરી;—આ.
હાવ ભાવ રસ ભેદ બતાવું, સમજાવું સૌ વાતો;
ગયો વખત પાછો નહિ આવે, માણવી હોય મજાતો.—આ.

થોડીવાર પછી ક્રૂરસિંહે કહ્યું:–"સરદાર સાહેબ! આજે કાંઇક શુકન જોઇને ફરવા નીકળ્યા હોઈએ એમજ જણાય છે. શું આપ આ ગાયનની કાંઇ મતલબ સમજી શકો છો ખરા કે ?"

"આ શું કાંઇ જલસો જામ્યો છે કે સુંદરીઓનો સમુદાય એકઠો થયો છે! અહા જાણે જંગલમાં મંગળ જામી ગયું હોયની! એવોજ ભાસ થાય છે. પરંતુ—"

"પરંતુ શું?"

"ઘણીજ અજાયબી થાય છે કે, આ જંગલમાં આવી દિલ્દાર કમાલ કરનારી કામિનીઓ ક્યાંથી પેદા થઇ! જરા વિચાર તો કરો કે, આવી ભયાનક રાત્રિ, બિહામણો સમય, આવે વખતે મોટા મોટા બહાદુરોનાં પણ અહીં આવતાં કાળજાં કંપી ઉઠે તેમ છે! આવા ત્રાસદાયક સ્થાનમાં સ્ત્રીઓના સુરીલા ગાનથી તાજુબ્બી થયા વિના રહે ખરી કે વારૂ?" સોમભદ્રે પૂછ્યું.

"મારૂં તો માથુંજ ફરી જાય છે! મારી ધારણા પ્રમાણે આ ગાયન દૂરના જાનવરને લાલચ બતાવીને બોલાવવાના ફંદા સમાન છે. એની પાસે જતાંની સાથેજ મનુષ્યને ફંદામાં આવી પડવું પડે તેમ છે. મને ઠાકોર સાહેબની વાતો આ વખતે બરાબર યાદ આવે છે. તેઓ કહેતા હતા કે, ગામની પશ્ચિમ તરફના પહાડી પ્રદેશમાં ભુલ્યા ચૂક્યા પણ કદાપિ જશો નહિ. એમાં કોઇ કાતિલ કારસ્થાન સમાયલું છે! ત્યાં ગયા પછી મનુષ્યને પાછા ફરવું મુશ્કેલ થઇ પડે છે. તેમના નાના ભાઇ એટલા માટેજ અહીં શિકાર ખેલવા આવતા નથી. આપણે રસ્તો ભૂલીને અહીં આવી ચઢ્યા છીએ. હવે પરમાત્મા બચાવે તોજ બચી શકીએ તેમ છીએ. આપ હવે ગાવાનું ધ્યાન છોડી દો. આવો, કોઇ ગુફા મળી આવે તો તેમાં જઇને સવાર થતાં સૂધી જરા આરામ લઇએ. મેં ધાર્યું નહોતુ કે ફરવા આવતાં આપણે આમ આફતમાં આવી પડવું પડશે, નહિ તો કૃષ્ણપૂરની રાજધાનીમાંથી આપને હું એક પગલું પણ બહાર ભરવા દેત નહિ. રાજધાનીને રેઢી મૂકી આપને આમ બહાર નીકળવાની જરૂર પણ નહોતી. મહેન્દ્ર કુમાર હજી જીવતો છે કે નહિ, તેની પણ પાકી ખબર મળી નથી

નથી. આવી સ્થિતિમાં આપને બહાર નીકળવું ઉચિત નહોતું, કારણ કે જો કદાચ તે આવી ચઢશે, તો રાજ્યની લગામ આપના હાથમાંથી છટકી જશે અને એ દુષ્ટાત્મા આપનું મરણ કરવામાં પણ દયા દેખાડશે નહિ. અહા ! આજે આપણે કાંઇ જેવી તેવી ભૂલ કરી નથી. આમ જૂઓ, બીજી તરફથી આ વરસાદ પણ મૂશળધારે પડી રહ્યો છે. હવે એમાંથી બચવાનો પણ કોઇ ઇલાજ કરવો જોઇએ.

"સેનાપતિ ક્રુરસિંહ ! એ બાબતમાં ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. રાજ્યની રક્ષા માટે મેં કુલીનસિંહને નીમ્યો છે, એટલે કાંઇ ભય જેવું નથી. કારણ કે તે તમારી પેઠે મારા બાલ્યાવસ્થાનો મિત્ર છે. તેમજ પ્રમાણિક અને ખાન્દાન છે, એટલે મહેન્દ્રકુમારના આવવા છતાં પણ તે તેને કોઇ પણ રીતે ફાવવા દે તેવું નથી. મારી ઇચ્છા રાજ્ય છોડીને નીકળવાની નહોતી. પણ કોણ જાણે શા કારણથી મેં જ્યારથી રમણરાયની રાજમહાલયમાં જલ્લાદના હાથથી હત્યા કરાવી છે, ત્યારથી મને રાજધાનીમાં રહેવાનું મન પણ થતું નથી. કોઇ ભયાનક વ્યક્તિ અદૃશ્યમાં રહીને મને બહુજ ડરાવ્યા કરે છે. રાજા મહેન્દ્રકુમારનો પિતા મારી આંખો આગળજ તર્યા કરે છે. આ સર્વ કારણોથીજ થોડા વખતને માટે હું રાજધાની છોડીને જૂદાં જૂદાં રાજ્યોનું તથા દેશનું ગુપ્ત વેશ ધારણ કરી અવલોકન કરવા ઇચ્છું છું. મને સંપૂર્ણ આશા છે કે, એકાદ બે માસ આ પ્રમાણે ફરવાથી મારા મનનો સંતાપ દૂર થશે અને મારી સર્વ ચિંતા આવી જશે. આમ થયા પછી રાજ્ય ચલાવવામાં મને કશી પણ અડચણ આવશે નહિ."

આમ કહીને સોમભદ્ર થોડી વાર સુધી ચૂપ થઇ ગયો અને ત્યાર પછી પુનઃ પાછો કહેવા લાગ્યો કેઃ—"ભાઇ ક્રૂરસિંહ ! ગમે તેમ હો, પણ મને તો એ જલ્સાને એક વાર જોવાની સંપૂર્ણ ઇચ્છા થઇ આવે છે. સ્વાભાવિક રીતેજ મારા પગ તે અવાજ તરફ

જવાને આતુર થઇ રહ્યા છે. જ્યારે રાજ્ય છોડીને આપણે દુનિયા જોવાજ નીકળ્યા છીએ, ત્યારે પછી મરણનો ભય શા માટે રાખવો જોઇએ ! જગતમાં જન્મીને સર્વને એક વાર તો અવશ્ય મરવાનુંજ છે, તો પછી મરવાથી ડરીને એક ઉમદા દેખાવ જોવા જતાં નિરર્થક ભયને હૃદયમાં શા માટે સ્થાન આપવું જોઇએ ? ચાલો, તમે પણ મારી સાથે ત્યાં ચાલો.”

આમ કહીને તેણે તે અવાજ તરફ પોતાના પગ મરડયા. ક્રૂરસિંહ પણ બોલ્યા ચાલ્યા વિના તેની સાથેજ ચાલ્યો. આ પરથી જણાઇ આવ્યું કે, ક્રૂરસિંહ સોમભદ્રના દૃઢ સ્વભાવથી બરાબર જાણીતો હતો.

સંગીતના સુકોમળ સ્વરથી વાયુ મંડળ કંપી રહ્યું હતું. પહાડના જેવા અવાજમાંથી અવાજ અને તેમાંથી પણ અવાજ બહાર નીકળી રહ્યો હતો, એ વખતે એવુંજ માલૂમ થતું હતું કે, જંગલનાં ઝાડો પણ એ સંગીતથી મસ્ત થઇને તેનો સાથ પૂરાવી તાન મારી રહ્યાં હતાં. જ્યાંથી અવાજ આવતો હતો, તે તરફ સોમભદ્ર તથા ક્રૂરસિંહ ચાલ્યા જતા હતા. થોડેક દૂર આવેલા એક પહાડ પર ચડીને તેમણે જોયું તો તેમને ડાબા હાથપર પહાડપર ચઢવાની એક સાંકડી કેડી નજરે પડી. બન્નેએ તે કેડીપર ચાલવા માંડયું. અવાજ તે તરફથીજ આવી રહ્યો હતો. જેમ જેમ તેઓ બંને જણા આગળ વધતા જતા હતા, તેમ તેમ તેમને તે અવાજ સાફ સંભળાતો હતો. આખરે થોડીવારમાં પહાડનો ચઢાવ ખતમ કરીને તેઓ એક નાના મેદાનમાં આવી પહોંચ્યા, જે મેદાનની ચારે બાજૂએ પહાડના પહાડોજ આવેલા હતા. તે નાના મેદાનમાં સંગીતનો દમામ પૂર જોશથી ચાલી રહ્યો હતો. તે અદ્ભુત મેદાનમાં એક વિચિત્ર પ્રકારનો જલસો જામેલો હતો.

લગભગ વીસ હાથના એક લાંબા પહોળા શામિયાણાની નીચે કે જે મેદાનની વચ્ચોવચ્ચ ઉભો હતો, ત્યાં સુંદર અને યુવાન સ્ત્રીઓનો અપૂર્વ જલ્સો જામ્યો હતો. મેદાનના જે ભાગમાં સોમભદ્ર તથા ક્રૂરસિંહ જઇ પહોંચ્યા હતા, તેની બરાબર સ્હામેના ભાગમાં આવેલા શામિયાણાની ધચ્ચોવચ્ચ એક સુંદર સિંહાસનપર એક ઘણીજ સુંદર અને સોહામણી રેશમી ગાદીપર તકિયાને આઢેલીને ડાબી બાજૂએ જરા નમીને એક અલબેલી યુવતી બેઠી હતી.

સુંદરીની સ્હામે, સિંહાસનની ડાબી બાજૂએ, ફર્શપર બેઠેલી દસપંદર સુંદર સાહેલીઓ ગાવા બજાવવામાં મશગુલ બની ગઈ હતી. સુંદરીની પાછળ અનેક દાસીઓ અને ખવાસણો ઉભેલી હતી. શામિયાણાની નીચે મોટી મોટી મીણબત્તીઓ અને ફાનસોની રોશની થઇ રહી હતી. એ સિવાય બીજી પણ ઘણી અયશ આરામની ચીજોથી જલ્સો ઝળહળી રહ્યો હતો.

જ્યારે સોમભદ્ર અને ક્રૂરસિંહ ત્યાં આવ્યા, ત્યારે તે સુંદરીની સાહેલીઓ પોતાના મનોહર અને મનુષ્યને મોહાવનારા મીઠા અવાજથી આ મંજુલ ગાયન ગાઇ દહી હતી:—

સ્વર્ગ કેરો બાગ આ એકાંત ચઢો દરવેશની:
વૈભવ તણું છે મૂલ ખીદમતની મહીં દરવેશની;
સંન્યાસની થાપણ અજબ છે છે તલસ્માતે ભરી;
એ ભંદની આવી નજર મીઠી મહીં દરવેશની;
સ્વર્ગીય મહેલાતની રીઝવાન રખવાળી કરે;
ત્યાં કર નઝરમાં વાટિકા એ સ્હેલની દરવેશની;
જેના કિરણથી શુષ્ક મિશ્રણનું જુવો સોનું બને;
કેવો અજબ આ કિમિયો મજલિસમહીં દરવેશની;
પ્રશસ્ત સૂરજ ક્યાં ધરે છે તાજ નિજ પરતાપનો;
એ પરતાપનો સૌ તાપ છે વિભૂતિ મહીં દરવેશની;

ઐશ્વર્ય, જેના નાશથી દિલડું કદિયે ના બળે;
સાંભળ વગર પૂછ્યે કહું પૂંજી બધી દરવેશની;
ખુશરૂ જરૂરીને દુવા—કીબ્લા તણા દેનાર છે;
એનો સબબ ખીદમત રૂપી વિભૂતિ મહીં દરવેશની;
જહાન કેરા શહેનશાહ શોધે પ્રતિમા અહીં તહીં;
પ્રતિબંધ કેરો આયનો છે હાજરી દરવેશની;
અય તવંગર! શા ઉપર તું આવડો મગરૂર છું;
દોલત અને તવ ઝિંદગી આશિષ મહીં દરવેશની.

કારૂનનો ભંડાર ઊંડો જાય હજુએ ભૂ મહીં;
તેં પણ કદી વાંચ્યું હશે એ રીસ હતી દરવેશની;
હાફેઝ અદબસર અહીં રહો સુલ્તાનને મસ્તાન સૌ;
ખીદમત ઉઠાવે હોંશથી વિભૂતિ તણી દરવેશની. "

જ્યાં આગળ સોમભદ્ર તથા ક્રૂરસિંહ ઉભા હતા, ત્યાથી શામિયાણો વીસ બાવીસ કદમ જેટલો દૂર હતો. સોમદત્ત ઘણીવાર સુધી તે સ્થળે ઉભો રહીને તે કામિનીને નિહાળતો રહ્યો અને મનમાં ને મનમાં જ બોલ્યો કેઃ—

" દિલડું દીવાનું છે બન્યું આ સુંદરીના રૂપથી;
છે મોહિની આ મદ ભરી જેની કંઇ તુલના નથી;
સૌન્દર્યમાં શોભાભરી ગાલો મહીં લાવી વસી;
અનુપમ અતિ છે અંગના ખામી નથી તેમાં કશી;
હા, જિગર મારૂં માનિનીના મોહથી રીબાય છે;
ભેટી પડું હું ભુજથી, હૈયું હવે અકળાય છે.' '

આ સમયે જોરથી ગર્જના કરી વાદળ ગજવા માંડયું અને વીજળી પણ ચમકતી એક તરફથી નજદીક આવવા લાગી. ઉકળાટ મટી ગયો. હવાની ઠંડી ઠંડી લ્હેરો આવવા લાગી. ત્યાર પછી છેવટે

એક મોટું હવાનું ઝોકું આવ્યું, જેથી તંબુ તળેની રોશની કાંઇ હલી ગઇ અને જણાવવા લાગ્યું કે, હવા હવે વધવા માંડી છે.

રોશનીના ઝળહળાટની સાથેજ તખ્તપરની ઝુકેલી કામિની સંભાળીને બેસી ગઇ, અને તેણે પોતાની સ્હામેની ગાનારીઓને કાંઇક સૂચના આપી દીધી. ત્યાર પછી તેમણે સહુએ ગાવા બજાવાનું બંધ કર્યું અને તખ્તની પાછળ ઉભેલી સ્ત્રીઓને કાંઇક ઇશારો કર્યો. જેથી તે ઇશારાનો આશય જાણી જઇને તેમણે સર્વ સરસામાનને સંકેલવા તથા બાંધવાની શરૂઆત કરી દીધી. એ વખતે બે સ્ત્રીઓ મશાલ લઇને પોતાની સ્વામીની પાસે આવી.

તેમનાં આવવાની સાથેજ સિંહાસનપર બેઠેલી કામિની ઊઠીને ઊભી થઇ અને સોમભદ્ર તથા ક્રૂરસિંહના તરફ પીઠ ફેરવીને તંબૂની બીજી બાજૂએ ચાલવા લાગી, તેની ખવાસણો તેની પાછળ ચાલી.

ક્રૂરસિંહે કહ્યું:–“ વરસાદના ભયથી જલ્સો બરખાસ્ત થઇ ગયો પણ હવે જોઇએ છીએ કે, શું થાય છે. મામલો કાંઇક રંગપર આવ્યો હોય તેમ જણાય છે. ”

“ આમ જૂઓ, તેમની સ્વામિની તો શામિયાણાની નીચેથી નીકળીને પહાડ તરફ વધી રહી છે, અને શામિયાણાની નીચેની એ દાસીઓ પણ તેની પાછળ પાછળ જઇ રહી છે. ” સોમભદ્રે કહ્યું.

“ લ્યો, હવે તો રોશનીને પણ હોલલી નાખવા માંડી છે. પણ ભાઇ, હવે એ અહીંથી ક્યાં જાય છે, એ જોવાની ખાસ જરૂર છે. ”

“ મને પણ એથી ઘણીજ તાજ્જુબી થાય છે. પણ શું તમો એની હકીકત જાણો છો કે ? ”

“ હું એને જાણવા માટે ઘણોજ ઇન્તેજાર છું. ” સોમભદ્રે આતુરતાથી કહ્યું.

"જ્યારે આપની એવીજ ઇચ્છા છે, તો થોડીવારને માટે ખામોશ કરો અને મારી સાથ ચાલો."

ઠંડી હવા હવે વધી ગઇ હતી, પણ તે એટલી બધી વધી ગઈ નહોતી કે, જેથી વરસાદ ન વરસવાનો ખ્યાલ પેદા થાય. તેના વહનપરથી જણાઇ આવતું હતું. કે, વરસાદ ધીમે ધીમે વરસીને છેવટે બહુજ જોશથી વરસવા માંડશે. સોમભદ્ર તથા ક્રૂરસિંહ વાયુના વંટોળિયા અને ઘનઘોર અંધારામાં શામિયાણા તરફ ચાલવા લાગ્યા.

બન્ને જ્યારે શામિયાણાની નજદીકમાં આવી પહોંચ્યા, ત્યારે ત્યાંની તમામ રોશની હોલવાઈ ચૂકી હતી. બે સ્ત્રીઓ કે જેઓ રોશની હોલવી રહી હતી, તેઓ પોતાની રોશની બુઝાવવાની લાકડીઓ લઇને જે તરપ તેમની સંગિનીઓ ચાલી જતી હતી, તે તરફ ચાલી.

આ સમયે સોમદત્તને સંબોધીને ક્રૂરસિંહે કહ્યું:—"આપ બરાબર પાછળ પાછળ ચાલ્યા આવો. આપના પગનો અવાજ ન થઇ જાય, તેની ખાસ સંભાળ રાખજો."

"કેમ, એમ કરવાની શી જરૂર છે?" સોમભદ્રે આતુરતાથી પૂછ્યું.

"એ થોડીવારમાં જ આપના જાણવામાં આવી જશે." ક્રૂરસિંહે જવાબમાં જણાવ્યું.

આમ કહીને ક્રૂરસિંહ તંબુની ડાબી બાજૂએથી ફરતો ફરતો ફરતો એકદમ આગળ વધવા લાગ્યો. તે સોમભદ્ર લઇને થોડીવારમાં જ રોશની બુઝાવીને જે બે સ્ત્રીઓ ચાલી જતી હતી, તેમની આગળ નીકળી પડયો, હવે તેઓ બરાબર પોતાની જમણી બાજૂના જે રસ્તાપરથી તે બે સ્ત્રીઓ ચાલી જતી હતી, તે રસ્તા તરફ વળ્યા. તેમના પહોંચતાં પહેલાં બે મિનિટ અગાઉજ તેઓ તે કેડીને તીરની

પેઠે ઓળંગીને ચાલ્યા ગયા કે જે કેડીપરથી તે બન્ને સ્ત્રીઓ ચાલી આવતી હતી.

કેડી ઓળંગીને થોડેક વધારે દૂર જઇને તેઓ પોતાનાં મુખને કેડી તરફ ફેરવીને ઉભા રહ્યા. હવે તે સ્ત્રીઓ બરાબર તે સ્થળે આવી પહોંચી કે જ્યાંજ તેમણે બન્નેએ પેલી કેડીને ઓળંગી હતી. રાત્રિના અંધારામાં બન્નેને દેખાયું કે, તે બન્ને સ્ત્રીઓ એકદમ અટકીને બીજી ક્ષણે જ ધડાધડ છીંકો ખાઇને જમીનપર ગબડી પડી છે.

ક્રૂરસિંહ ફરીવાર આગળ વધવા લાગ્યો, તીરની પેઠે તે જે કે-કેડીને ઓળંગીને આગળ વધ્યો હતો, તે કેડીપર આવી પહોંચ્યો. ત્યાં તેને બે વ્યક્તિઓ જમીનપર પડેલી જણાઇ આવી.

ક્રૂરસિંહને પોતાના સાથી સોમદત્તે કહ્યું–" ભાઇ ક્રૂરસિંહ ! આ તમે શો જાદૂ કર્યો ! આ અબળાઓને તમે શી રીતે બેભાન બ-નાવી દીધી ?."

ક્રૂરસિંહે જવાબ આપ્યો:–" જ્યારે આપની સાથે હું અહીંથી હમણાં હમણાં આવ્યો, ત્યારે કેડીની વચ્ચોવચ્ચ એક બેહોશીની ભૂકીથી ભરેલો ડબ્બો મૂકતો આવ્યો હતો. મેં ધાર્યું હતું કે, એ ડબ્બાપર નજર પડતાંની સાથેજ એ સ્ત્રીઓ ડબ્બાને ઉપાડી લીધા વિના રહેશે નહિ. ડબ્બો હાથમાં લીધા પછી આતુરતાને વશ થઇને તેઓ ડબ્બાને અવશ્ય ઉઘાડી જોશે અને એ ડબ્બાને ઉઘાડતાંની સાથેજ બેહોશીની દવા ઉડવાથી તેઓ બન્ને બેભાન બની જશે. અત્યારે મારી તે ધારણા બરાબર બર આવી ગઇ છે."

" પણ તમે તો મને અત્યાર સૂધી એ ડબ્બાની કાંઇ વાત પણ કરી નહોતી ! " સોમભદ્રે કહ્યું.

" રાજન્ ! મુસાફરીમાં નીકળ્યા પછી દરેક જાતનાં સાધન

સાથે રાખવાં પડે છે. હું કોઈ દિવસ આવાં ખાસ જરૂરનાં કેટલાંક સાધન લીધા વિના બહાર નીકળતો નથી. આ ડબ્બાના સંબંધમાં આપને તે વખતે વાત કહેવાની જરૂર ન જણાયાથી જ હું ચૂપ રહ્યો હતો."

"વાહ! વાહ! બહુરૂપી બનવામાં તો બડા ચાલાક જણાઓ છો ને શું? હું નહોતો જાણતો કે તમે આટલા બધા ચાલાક હશો! પણ હવે એ વાતને જવાદો અને હું જે કાંઇ સવાલ પૂછું તેનો બરાબર જવાબ આપો. ધારો કે, તે સ્ત્રીઓએ કદાચ તે ડબ્બાને પોતાના હાથમાં લઇને તપાસી ન જોયો હોત, તો શું થાત વારૂ?" સોમભદ્રે પૂછયું.

"ક્રૂરસિંહે જવાબ આપ્યોઃ–"તો બીજો કાંઇક ઇલાજ કરત! પણ હવે વાતો કરવાનો વખત નથી. આપ તે ઝાડીના કિનારાપર જાઓ, હું હમણાંજ આપની પાસે પાછો આવી પહોંચું છું."

બન્ને બેહોશ થયેલી સ્ત્રીઓને પીઠપર લાદીને ક્રૂરસિંહ ઝાડીના ઓથમાં છુપાઇ ગયો. ત્યાં દીવાસળી સળગાવીને જેટલી બને તેટલી ઉતાવળથી, તેમાંની એક સૂરત બનાવી અને ત્યાર પછી બોલ્યો કેઃ– "હવે આપ મારી પાછળ અવાજ ન થાય તેવી રીતે ઉતાવળા ઉતાવળા દોડયા આવો."

આમ કહીને ક્રૂરસિંહ તે કેડીપરથી આગળ ચાલવા લાગ્યો. જ્યાં સૂધી તેને પોતાની આગળ ચાલી જતી સ્ત્રીઓનો અવાજ ન સંભળાયો, ત્યાં સૂધી તે તેમની પાછળ પાછળ ઉતાવળો ઉતાવળો દોડી ગયો, જ્યારે તે સ્ત્રીઓનો અવાજ તેના સાંભળવામાં આવ્યો, ત્યારે તે થોભી ગયો અને પોતાના સોબતી સોમદત્તને પોતાનાથી દસ હાથ જેટલે દૂર ઉભા રહેવાનો તેણે ઇશારો કર્યો. સોમદત્ત, ક્રૂરસિંહના કહેવાથી તેની પાછળ પાછળ ચાલ્યો અને ક્રૂરસિંહ ઉતાવળાં ઉતાવળાં પગલાં ભરતો તે સ્ત્રીઓના ટોળામાં જઇ પહોંચ્યો.

તેને જોતાંની સાથેજ તે ટોળાંમાંથી એક સ્ત્રીએ કહ્યું:—"બહેન કાન્તા! આવો તમારાં પનોતાં પગલાંને આગળ વધારો. વરસાદ વરસવાની તૈયારી કરી રહ્યો છે! મશાલની રોશનીમાં તમે તો આગળ વધી ગયાં અને અમો આ અંધારામાંજ અથડાતાં રહ્યાં! તમારી સંગિની મેના ક્યાં છે?"

ક્રૂરસિંહે સ્ત્રીના જેવો અવાજ કરી જવાબ આપ્યો:—"તેના તો પગ ભારી થઇ ગયા છે! તેનાથી જલ્દી ચાલી શકાતું નથી. મને તો વરસાદ વરસવાની ધાસ્તી લાગવાથી હું તેને પાછળ મૂકીને એકદમ તમારી પાસે દોડી આવી છું."

જે મેદાનમાં શામિયાણો ઉભો કરવામાં આવ્યો હતો, તે મેદાન ત્રણ બાજૂએથી પહાડોથી ઘેરાયલું હતું, એ તો આ પહેલાંજ જણાવી દેવામાં આવ્યું છે. જ્યાંથી સોમભદ્ર તથા ક્રૂરસિંહ મેદાનમાં આવ્યા હતા, તેની સ્હામે મેદાનમાં બીજા છેડાપર મોટા પહાડોના પહાડો એ હારબંધ ગોઠવાઇને મેદાનને પોતાની ગોદમાં છૂપાવી દીધું હતું. આ સમયે ખવાસણનો વેશ ધારણ કરેલા ક્રૂરસિંહે જોયું કે, તે સ્ત્રીઓના ટોળાંની સ્વામિનીની સાથેની મશાલો પહાડી હારોના તે ભાગના કોઇ એક વિભાગ સૂધી જઇને એકાએક ગુમ થઇ ગઇ છે! આથી તેણે વિચાર્યું કે એટલામાં અવશ્ય કોઇ ચોર—દરવાજો હોવો જોઇએ.

એ વખતે અંધારૂં એટલું બધું છવાયલું હતું કે, ક્રૂરસિંહ એકલો કોઇ પણ રીતે ચાલી શકતો નહોતો, એવામાં એકાએક સ્ત્રીઓનું ટોળું મળી જવાથી ચાલવામાં તેને ઘણીજ સહાયતા મળી. વરસાદ પણ ત્યારે ધીમે ધીમે વરસવા લાગ્યો હતો. જ્યારે તે જ્યાંથી બે મશાલો અદશ્ય થઇ ગઇ ત્યાં પહોંચ્યો, ત્યારે વરસાદ વધુ વેગથી વરસવા માંડયો.

પહાડની બહુજ નજદીકમાં ગયા પછી તેને માલૂમ થયું કે, પહાડના મૂળમાં કોઇ એક મોટી ગુહાનું મ્હોં આવેલું છે. ગુહાની અંદરથી મંદ મંદ પ્રકાશની આભા નીકળી રહી છે. ગુફાના મ્હોં આગળ આવ્યા પછી તેને એમ જણાયું કે, તે સ્ત્રીઓનું ટોળું કોઈ સીડીના આધારે બેધડક ગુહાની અંદર ઉતરવા માંડી હતી.

ગુહામાં ઉતરનારી સર્વ સ્ત્રીઓની પાછળ ક્રૂરસિંહ રહી ગયો અને સર્વના ઉતરી જવા પછી તે ધીમે ધીમે ગુહાની અંદર ઉતર્યો. તે ગુહાના મ્હોં આગળથી ગુહાના તળીયા સૂધી લઇ જનારી આઠ ડંડાની એક સીડી જોવામાં આવી, તે સીડીપરથી ઉતરતો ઉતરતો તે ગુહાની અંદર પહોંચી ગયો. ગુહામાં—સીડીની ડાબી બાજૂએ લોઢાનો તાક બનાવવામાં આવ્યો હતો અને તેમાં લોઢાનો એક ઝાંખો દીવો સળગી રહ્યો હતો. સીડીની જમણી બાજૂએ, તાકની બરાબર સ્હામે એક માણસની ઉંચાઇથી કાંઇક વિશેષ ઉંચો અને આઠ ફીટ પહોળો એમ મોટો દરવાજો બનેલો હતો. તાકપરનો ઝાંખો દીવો અંદરના ભાગમાં ઘનઘોર અંધારા સિવાય બીજું કાંઇ પણ જાહિર કરતો નહોતો.

ક્રૂરસિંહે જોયું કે, તે દરવાજાની જોડમાં કેટલાક પત્થરાના બનાવેલા એક પહોળા ચબુતરા પર એક હથિયાર બંધ સિપાહીના જેવો એક જવાન બેઠો છે. તે જવાને તેને ધીમે ધીમે ઉતરતો તથા પોતાના તરફ વારંવાર જોતો જોઇને સવાલ કર્યો:—“ શું તમામ સ્ત્રીઓ અંદર આવી ગઇ છે ! હવે હું ગુહાનો દરવાજો અંદરથી બંધ કરી લઉં કે ? ”

ક્રૂરસિંહે પગલાંના અવાજપરથી જાણી લીધું હતું કે, તે સ્ત્રીઓ તે ગુહાવાળા દરવામાંથી દોડીને આગળ ચાલવા માંડી છે. તે ગુહામાં તે સિપાહીના જેવા જવાન સિવાય બીજું કોઇ પણ નથી. આમ

માલૂમ થતાંની સાથે જ ક્રૂરસિંહે તે જવાનને જવાબમાં જણાવ્યું કે:— "અહીં સીડીની નજદીક આવો તો હું તમને એક તમાશો બતાવું, ચાલો, જલ્દી આવો."

આ સાંભળીને પહેરેગીર એકદમ તેની પાસે આવ્યો અને બોલ્યો:—"કેમ શો તમાશો બતાવો છો."

ક્રૂરસિંહે ગુહાની બહારના કોઇ એક સ્થળ તરફ આંગળી ચીંધીદીધી. એ જોઇને અજાયબીનો માર્યો પહેરેગીર એકદમ બે ત્રણ સીડીઓપર ચઢીને ગુહાની બહાર જોવા લાગ્યો, પરંતુ જ્યારે તેને કાંઈ પણ દેખાયું નહિ, ત્યારે તેણે ચીડાઇને પાછું વાળી જોયું. પણ એ હજી કાંઇ પણ કહી શકયો નહોતો, એવામાં તો ક્રૂરસિંહનો ફેંકલો બેહોશીની દવાવાળો કપડાંનો એક ગોટો આવીને તેના નાક સાથે અથડાયો; જેથી ધડાધડ ત્રણ ચાર છીંકો તેને આવી અને તે બેહોશ થઇને જીવ વગરની ગાંસડીની પેઠે જમીનપર ગબડી પડયો. એ વખતે ક્રૂરસિંહ કે જે પહેલેથી જ તૈયાર થઇને ઉભો હતો, તેણે તેને પોતાની ગોદમાં લઈ લીધો અને ગુહાના એક અતિ ઊંડાણવાળા ભાગમાં લઇ જઇને તેને સૂવાડી દીધો. ત્યાર પછી તેણે ગુહાના દરવાજા સૂધી આવીને એક મતલબવાળી સીટી બજાવી, જેથી તે સીટીના અવાજથી આખું મેદાન ગાજી ઊઠયું.

સીટીનું પરિણામ તત્કાળ આવ્યું ! તેનો સાથી સોમભદ્ર અવાજ થતાંની સાથે જ તેની સ્હામો આવીને ઉભો રહ્યો. ત્યાર પછી ક્રૂરસિંહે બેધડક પોતાની પાછળ સોમભદ્રને આવવાનું કહીને તે તેને જે સ્થળે પેલો સિપાહીના જેવો જવાન બેભાન થઇને પડયો હતો, ત્યાં લઇ ગયો અને ત્યાર પછી પોતાની કમરપરથી એક દોરડું છોડીને તેણે કહ્યું:—'રુપિયાની લાલચ અને જીવનો ખૌફ બતાવીને મોટાં મોટાં કામો પણ પાર પાડી શકાય છે."

"ખરૂં છે, મહેન્દ્રને દગો દઇને જેવી રીતે મેં તેનું રાજ્ય પચાવી પાડયું છે, તેવીજ રીતે બીજું કોઇ પણ રાજ્ય મળી જાય, તો મારી બધી દહેશત ટળી જાય અને એકી સાથે બે રાજ્ય મારા કબજામાં આવવાથી આખી આલમ મારી ગુલામ બની જાય. ક્રૂરસિંહ! ખરૂં કહોતો હું એ આશાને હૃદયમાં ધારણ કરીને જ રાજપાટ છોડી તમારી સાથે આમ બહાર નીકળી પડયો છું. મને આશા છે કે, તમારા જેવા ચાલાક સરદારની સહાયતાથી મારી તે આશા ફળીભૂત થશે અને વિના લોહી રેડયે તેવું બીજું કોઇ રાજ્ય પણ અવસ્ય મળી જશે."

સોમભદ્રે પોતાનો આંતરિક ભાવ જાહિર કરતાં જણાવ્યું:—
"દુનિયામાં દગા વિના દોલત મળતી નથી. પ્રપંચ વિના પ્રભુતા પ્રાપ્ત નથી. એટલા માટે મેં તો એવુંજ ધ્યેય ધારી રાખ્યું છે કે:—

"ચલાવી જોર દગાનું હું બધી દુનિયા ડગાવું છું;
પ્રપંચી દાવ ખેલીને જનો ભોળાં ફસાવું છું;
બતાવી ડૉળ નીતિનો સદા શિકાર સાધું છું;
હણું છું ન્યાય ન્યારાને દગાબાજી ચલાવું છું;
દગો છે દેવ દુનિયાનો દગાથી દેવ ત્રાસે છે;
ગ્રહે જે શર્ણ તેનું તે સદા આનંદ મ્હાલે છે."

આ સાંભળીને ક્રૂરસિંહે તેને અનુમોદન આપીને કહ્યું:—"બેશક, એમા જરા પણ ખોટું નથી.

"કરે પોકાર નીતિનો સદા તે ભૂખથી મરતા;
ધરે જે ધર્મને દિલમાં નહિ તે ઠામથી ઠરતા;
જગતમાં જોર દગાનું છે, દગામાં સુખ સાચું છે.
દગા વીણ સર્વ છે સૂનું જગતનું રાજ કાચું છે.
દગાથી દેવ જીત્યા છે તથા દાનવ નમાવ્યા છે;
મહા બળવાન અર્જુને દગાથી ભીષ્મ માર્યા છે."

સોમભદ્રે કહ્યું:—“પણ તમે એ બેમાંથી કયો ઇલાજ અજમાવવાનો ઇરાદો કર્યો છે! અત્યારે તમો રૂપિયાની લાલચથી કામ કાઢવા માગો છો કે જીવનો ભય બતાવીને?”

ક્રૂરસિંહે આ પ્રશ્નનો કશો પણ જવાબ વાળ્યો નહિ. તે કેવળ ધીમેથી હસી માથું નમાવીને ચૂપચાપ રહી ગયો. તેણે પોતાની કમરપરથી છોડેલા દોરડાં વડે સિપાહીના જેવા પોશાકવાળા પુરુષના હાથ પગને ખૂબ મજબુતીથી બાંધી દીધા અને ત્યાર પછી તેણે એક ખુલ્લું ખંજર મ્હોંમાં દબાવીને તેની છાતીપર પોતાના ધુંટણ દબાવીને બહોશીની દવા તેને સુંઘાડી દીધી. જ્યારે એકાદ બે છીંકા ખાઇને તે પુરુષે આંખો ઉઘાડી જોયું તો તે મરણના મુખમાં અત્યારે આવી પડયો હોય, એમ તેને દેખાયું. ક્રૂરસિંહનો ડાબો હાથ હવામાં ડોલી રહ્યો હતો અને બીજા હાથમાં લાંબું અને પાતળું ખંજર તે ગુહાના ઝાંખા દીપકના પ્રકાશમાં ઝળહળી રહ્યું હતું. ક્રૂરસિંહ એવી રીતે બેઠો હતો કે, જેથી દીવાની રોશની તે પુરુષના ચહેરાપર પડી રહી હતી. તેણે તે રોશનીમાં એ કાર્યનું પરિણામ ઇચ્છાનુસાર આવે તેમ જોયું, બિચારા હોશમાં આવેલા પુરુષની હાલત ભયની મારી ઘણીજ ભયંકર થઇ ગઇ હતી.

હવે ક્રૂરસિંહ ધીમા પણ દૃઢ અવાજથી, હોશમાં આવેલા પુરુષને કહેવા માંડયો કે:—“જીવન ઘણી ઉમદા ચીજ છે! માટે તેને બચાવવાની દરેક રીતે કોશિશ કરવી જોઇ. એ તારા ગળાંની સાથે ભેટી પડવાને મોત તૈયાર થઇ રહ્યું છે! તેની અને તારી વચ્ચે ફક્ત એટલું જ અંતર છે કે, જેટલું અંતર તારી છાતી અને મારા આ ચળકતા ખંજર વચ્ચે છે. જો હઠ કરી હું પૂછું તેનો જવાબ નહિ આપે તો આ ખૂની ખંજરની તીક્ષ્ણ ધારાથી મરણને શરણ થઇશ.”

“ખૂની ખંજર થયું તત્પર હવે છે લોહી પીવાને
જિગર વીંધી હૃદય ચીરી ધસે છે જાન લેવાને;

નથી પરવા કદી કરતું જગતના જીવ જુઠ્ઠાની;
નથી ડરતું ખૂની ખંજર જીવોના પ્રાણ હણવાથી;
હજારો હાય મારીને થયાં બરબાદ ખંજરથી;
નહિ તું માનશે મારૂં, થશે નાબુદ ખંજરથી;

સોમભદ્ર પણ આવેશમાં આવીને ગર્જના કરી બોલી ઊઠયો:– "હા, બરાબર છે, નહિ તો.

"મહા કાતિલ ખંજરથી વપુ તારૂં વિદારાશે;
જીવનની જ્યોત તારાની અહીં ઝાંખી થઇ જાશે;
વહેશે રક્તની ધારા, અને ઉત્પાત અહીં થાશે;
હશે જે આશ મનમાં તે બળીને ખાક થઇ જાશે."

"આપને જે કાંઇ પૂછવું હોય તે ખુશીથી પૂછો, પણ આપ કોણ છો ! આપ હીરા બાઇ નથી પણ કોઇ પુરુષ હો, એમ જણાઇ આવે છે ?" પહેરેગીરે અજાયબીથી પૂછ્યું.

"હું ગમે તે છું–પણ તું મારી વાતોનો જવાબ આપ. જે સ્ત્રી સર્વની સ્વામિની છે અને જેની સાથે બે મશાલવાળી સ્ત્રીઓ હતી, તે સ્ત્રી કોણ હતી, તે જણાવ જોઇએ ?"

"તે સર્વની સ્વામિની નથી, પણ સર્વની સરદાર છે, તે એક કેદીના જેવી છે, જેની હકીકત હજી સુધી અમો પણ જાણતા નથી. હા, અમો અમારા માલિકના હુકમથી તેનું સન્માન એવું જ સાચવીએ છીએ કે, જેવી રીતે કોઇ સ્વામિનીને ચહાવી જોઇએ ?"

"તમે કોનાં નોકરો છો ?"

"રાણી ગુલાબ કુમારીના."

"ત્યારે શું ગુલાબકુમારીએ જ તે સ્ત્રીને અહીં કેદ કરી રાખી છે તેને શા કારણથી અને કેવી રીતે કેદ કરી છે. એ બાબતમાં તું કાંઈ પણ જાણે છે ખરો કે ?" ક્રૂરસિંહે પૂછ્યું.

"બિલ્કૂલ નહિ; હું શી રીતે જાણી શકું ? મારૂં કામ અહીં પહેરો ભરવાનું છે ? સાત સાત દિવસને અંતરે મારો પહેરો બદલાય જાય છે. અને મારી જગાએ બીજો પહેરેગીર આવીને આ સુરંગમાં પહેરો ભરે છે:–" પહેરેગીરે ધીમે ધીમે ભયના માર્યા બધી હકીક્ત જણાવવા માંડી.

"આ સુરંગ કેટલીક લાંબી છે ? એને પેલે પાર શું છે ?" ક્રૂરસિંહે આતુરતાથી પૂછ્યું.

"સુરંગને પેલે પાર એક મોટું મેદાન છે. જે ઊંચા ઊંચા પહાડોથી ઘેરાયલું છે: મેદાનની વચ્ચે એક મોટો મહેલ બનેલો છે, તે મહેલની ચારે બાજૂએ પાણીની એક ખાઇ ભરેલી છે. મહેલની સ્હામે ખાઇના કિનારા પર થોડાંક મકાનો બનેલાં છે, જેમાં દસ સિપાહીઓ તથા કેટલીક દાસીઓ અથવા બાંદીઓ રહે છે." પહેરેગીરે જવાબ આપ્યો.

"અને એ કામિની ક્યાં રહે છે ?" સોમભદ્રે વચ્ચમાં જ આતુરતાથી પ્રશ્ન કર્યો.

"તે મહેલમાં તેની સાથે. તે મહેલમાં બીજું કોઇ પણ જતું નથી." પ્રહરીએ કહ્યું.

"અજબ મામલો છે ! વારૂ; હવે કહે જોઇએ કે, રાણી ગુલાબકુમારી ક્યાં રહે છે ? તે અત્યારે ક્યાં હશે ?" ક્રૂરસિંહે ધીમે ધીમે બધી બીના જાણી લેવાની કોશિશ કરવા માંડી.

"મહારાણી અહીં નથી; પોતાની રાજધાની કાંચનગઢમાં છે." પ્રહરીએ જવાબ આપ્યો.

"સારૂં; આ સુરંગ કેટલી લાંબી છે ? આ સીધી ચાલી ગઈ છે કે, વાંકી ચૂંકી છે ! આના છેડા પર પણ શું પહેરો બદલાય છે ?" સોમદત્તે અજાયબીથી પૂછ્યું.

"આ સુરંગ લગભગ વીસ પચીસ હાથ સીધી ગયા પછી ડાબી બાજૂએ જરા વાંકી વળે છે, વાંકી વળ્યા પછી વીસ ગજની લંબાઇની એક ઓરડીમાં જઇને ખતમ થાય છે. તે ઓરડીમાં પણ મારીજ પેઠે બીજો એક પહેરેગીર પહેરો ભરતો ઉભો રહે છે."

"સારૂં; પણ એતો કહે કે તે કેદ થયેલી સુંદરીનું નામ શું છે વારૂ?" સોમભદ્રે પૂછયું.

"વિશ્વમોહિની."

"જ્યારે તે કેદી છે, ત્યારે આ પ્રમાણે બહાર શી રીતે નીકળી શકી?" ક્રૂરસિંહે પૂછયું.

"મહિનામાં એકાદવાર ગુહાની બહારના મેદાનમાં આવીને તે જલ્સો જમાવે છે." પ્રહરીએ કહ્યું.

"જૂઠી વાત–તદ્દન જૂઠી વાત! ક્રૂરસિંહે સહજ કરડી આંખ કરીને કહ્યું.

પ્રહરીએ થરથર કંપતાં કપતાં બહુજ ડરીને કહ્યું:–"મેં તો એક—"

"હવે ચૂપ રહે હરામખોર બદમાશ!" સોમભદ્રે કોપાવેશમાં આવીને કહ્યું.

"ઠીક છે, હું હમણાંજ એ લુચ્ચાના સરદારને બરાબર સીધો કરી દઉં છું." આમ કહીને ક્રૂરસિંહે પ્રહરીનું નાક પકડીને જોરથી મસળી નાખ્યું. જેથી તે બિચારો તરતજ બેભાન બની ગયો. ક્રૂરસિંહની ચપટીમાં બેહોશીનું અત્તર લગાવેલું હતું, એથીજ તે પ્રહરી બેભાન થઇ ગયો.

તેને બેહોશ કર્યા પછી ક્રૂરસિંહે સોમભદ્રને કહ્યું:–"આ સુરંગની અંદર કોઇ ઘણીજ પેચીલી વાત છે, સિપાહીના ચહેરા પરથી માલૂમ પડી આવે છે કે, તેણે જે કાંઇ કહ્યું છે, તે અક્ષરે અક્ષર

સત્યજ છે. એ કામિની અહીં કેદી થઇને રહી હશે, એ વાત પણ બરાબર સત્ય જ હશે. પરંતુ તેમ છતાં પણ કેદીને આવી રીતે માન મર્યાદા શા માટે કરવામાં આવે છે, એનો વિચાર આવતાં તાજ્જુબી પેદા થાય છે. કોણ જાણે શા અપરાધથી રાણી ગુલાબ કુમારીએ એને અહીં કેદ કરી હશે. આ મામલો જરૂર કાંઇક ગંભીર હોય તેમ જણાય છે. મને તો આ ભયંકર ભેદને ખોલવાની ખ્વાહિશ થઇ આવે છે. વારૂ, હવે હું આપને થોડીવારને માટે તકલીફ આપવા ઇચ્છું છું. મને આશા છે કે, આપ જરૂર તેને કબુલી લેશો."

"કેવી તકલીફ આપવા માગો છો?" સોમભદ્રે અજાયબીનો સાથે પૂછયું.

"આપને આ સિપાહીનું સ્વરૂપ સ્વરૂપ ધારણ કરાવવાની મારી ઇચ્છા છે. કારણ કે. અસલી સ્વરૂપમાં આવવાથી આપના તથા મારા બન્નેનાપર કાંઇક આફત આવી પડવાનો સંભવ રહે છે."

આમ કહીને ક્રૂરસિંહે તે બેભાન થયેલા પુરુષનાં કપડાં ઉતારીને સોમદત્તને પહેરાવી દીધાં અને ત્યાર પછી તેણે બેભાન પુરુષ ગુહાની એક શિલાતળે દબાવી દીધો.

આ પ્રમાણે બન્ને જણાં બધાં કામોમાંથી પરવારીને કપડાંની એક મોટી અને તેલથી ભરેલી બત્તી પોતાના બહુરૂપીપણાના એક બલતામાંથી બહાર કાઢી તેને સળગાવીને તેઓ તે સુરંગના મ્હોં આગળ આવી પહોંચ્યા. ત્યાર પછી ક્રૂરસિંહે સોમદત્તને પોતાની પાછળ પાછળ આવવાનું કહ્યું અને પોતે ધીમે ધીમે તે ગુહાની અંદર પેસી ગયા.

સુરંગની ઊંચાઇ અને પહોળાઇ લગભગ એટલીજ હતી કે, જેટલી તે સુરંગના દરવાજાની હતી; અને જે દરવાજો ગુહાની અંદરના ભાગમાં આવેલો હતો. બન્ને જણા ઘણે દૂર સૂધી તે સુરંગમાં

વધતા ચાલ્યા ગયા આખરે તેઓ સુરંગની ડાબી બાજૂએ વળીને આગળ ચાલવા લાગ્યા ! થોડેક દૂર તેઓ આ પ્રમાણે આગળ ગયા હશે કે, અંધારામાં તેમને સુરંગની જેટલી ઊંચાઇ, પહોળાઇનો એક દરવાજો દેખાઈ આવ્યો, આ દરવાજાની અંદર રોશની થઇ રહી હતી.

આગળ વધતા બન્ને જવાનો જ્યારે તે દરવાજામાં ગયા, ત્યારે ત્યાં તેમણે તેમને એક ઉમદા પ્રકારની વસ્તુઓથી શણગારેલી એક ઓરડીમાં ઉભેલા જોયા. સુરંગની ડાબી બાજુએ તેમને એક નાની તથા સાંકડી બારી દેખાઇ આવી, જે બારીના બંધ થવાથી સુરંગમાંનો માણસ ઓરડીમાં આવી શકતો નહોતો. તે બારીપર હાથ મૂકીને એક કદાવર હથિયારબંધ આદમી તે બારીવાળી ઓરડીમાં બેઠો હતો. તેનું મજબુત શરીર ત્યાં આગળ સળગતા દીપકના ઝાંખા પ્રકાશમાં પણ સાફ દેખાઇ આવતું હતું. ત્યાં જે દીવો સળગતો હતો; તે બરાબર સુરંગની સ્હામેની દીવાલપરના મધ્ય ભાગમાં રાખવામા આવ્યો હતો.

"તેમના બન્નેના ઓરડીમાં પહોંચતાંની સાથે જ તે સિપાહીએ ચમકીને ક્રૂરસિંહના સોબતી સોમદત્ત અથવા સોમભદ્રને સંબોધીને કહ્યું:—"પહેરો છોડીને તમે કેમ ચાલ્યા આવ્યા ? શું ત્યાં કોઇને બેસાડી આવ્યા છો કે ?"

આ સાંભળીને ક્રૂરસિંહ કે જેણે સ્ત્રીનો પોશાક ધારણ કર્યો હતો તે આગળ વધીને સ્ત્રીના જેવા સ્વરથી બોલ્યો કે:—" અમો શું કરીએ ? સરકારી હુકમ જ એવો મળ્યો હતો. જૂઓ આ પરવાનો તપાસી જૂઓ."

આમ કહીને તેણે સિપાહીના હાથમાં એક લપટેલો કાગળ પકડાવી દીધો. જ્યારે તે તેને ઉઘાડવામાં ગુંથાયો, ત્યારે ક્રૂરસિંહે લાગ સાધીને બેહોશીની દવા તેના નાકપર એવી તાકીને લગાડી દીધી કે જેથી તે છીંકો મારતો મારતો બેહોશ થઇને જમીનપર ગબડી પડ્યો.

ક્રૂરસિંહે તેને ઘસડીને એક ખૂણામાં રાખી દીધો. ત્યાંનો દીવો હોલવી નાખ્યો અને જોડેના દરવાજો ઉઘાડી માથું બહાર કાઢી તે ઓરડીની બહાર તે કાંઇક જોવા લાગ્યો.

બહાર જમીન અને આસ્માનમાં કાંઇ ઝાઝો તફાવત જણાતો નણાતો. બન્ને જણાને ઘોર અંધકારે પોતાના વિશાળ શરીરમાં છુપાવી દીધા હતા. વચ્ચે વચ્ચે વાદળાંઓ ગડગડાટ કરતાં હતાં. આ વખતે વિજળી પણ જોરથી ચમકી ઊઠી.

ક્રૂરસિંહને વિજળીના થોડા પ્રકાશમાં જણાયું કે, તેની સ્હામે જ કોઇ ઘણો મોટો મહેલ આવેલો છે. પરંતુ ખૂબ બારીકીથી જોવા છતાં પણ મહેલની કોઇ બારી અથવા ઝરુખામાંથી પ્રકાશ આવતો તેને દેખાયો નહિ. તેને એ માલૂમ હતું કે, મહેલની ચારે બાજૂએ ખાઈ છે, એટલા માટે તે મહેલ તરફ વધવાની કોશિશ કરતો નહોતો. હવે તેણે પોતાની ડાબી બાજૂએ નજર કરી. તે વખતે વિજળી ફરી વાર ચમકી ઊઠી. જેથી તેના ઝાંખા પ્રકાશમાં તેને દેખાયું કે, જે ઓરડીમાં તે ઊભો હતો, તેનાથી થોડેક દૂર ડાબી બાજૂએ અનેક ઇમારતો બનેલી છે. તેને જોઇને ક્રૂરસિંહે વિચાર્યું કે, અહીંની મજૂરણો અથવા સિપાહીઓ એમાં વસતા હશે.

ક્રૂરસિંહનો સાથી સોમભદ્ર ક્રૂરસિંહના ખભાપર પોતાની કોણી મૂકીને ઓરડીમાંથી તે મહેલ તરફ જોઇ રહ્યો હતો, કે જે વિજળી ચમકવાથી દેખાતો હતો. અને તેની જ્યોતિ મટી જવાથી પાછો અંધારામાં છુપાઇ જતો હતો, હવે આગળ બીજું કોઇ પણ કામ કરવાની તેમનીં બન્નેની વચ્ચે કાંઇ સલાહ થઇ નહોતી. બન્નેની પોતપોતાની સ્હામેનાં દશ્ય જોઇ રહ્યા હતા. બરાબર તે વખતે સોમભદ્રની બગલમાં કોઇએ આવીને જોરથી ખંજર માર્યું; જેથી તેણે એક જાતની કારમી ચીસ મારી અને તે સાથેજ તે ઓરડીના ભોંયત-

ળીયાંપર પડીને તરફડીયાં ખાવા લાગ્યો. ત્યાર પછી તરતજ દરવાજા પર લાગલા એક પંજાપર એક જબરો આઘાત થયો, જેથી જણાઇ આવ્યું કે, ક્રૂરસિંહ પર પણ વાર કરવામાં આવ્યો હતો, પણ તેની ફુર્તિએ તેને પૂરેપૂરો બચાવી લીધો હતો. તેના પર જે વાર કરવામાં આવ્યો હતો, તે ખાલી જઇને દરવાજાપર જઇ પડયો.

ક્રૂરસિંહે ખંજરના ખખડવાનો અવાજ સાંભળ્યો, અને તે સાથેજ તે કૂદીને ઓરડીની બહાર વરસતા વરસાદમાં નીકળી ગયો, જે ઓરડીમાં તેઓ બન્ને ઉભા હતા, તે તદ્દન અંધારી હતી, તે ભયનો માર્યો પોતાના સ્વરૂપને છૂપાવવાના ઇરાદાથી તે અંધારી ઓરડીમાંથી કૂદીને બહાર નીકળ્યો હતો, પણ હજી પાંચ દસ પગલાં પણ તેણે આગળ નહિ ભર્યાં હોય, એવામાં તો તેનો પગ કોઇ ઢાળવાળી જગાપર જઇને લપસી પડયો અને તેની બીજી ઘડીએજ ક્રૂરસિંહ મહેલની ચારે બાજૂએ જે ખાઇ વિંટળાયલી હતી, તેમાં જઇ પડયો. ત્યાર પછી તે બેભાન બની ગયો. સોમભદ્ર પણ તે ઓરડીમાં બેભાન અવસ્થામાંજ પડયો રહ્યો.

## સપ્તમ પરિચ્છેદ

### ગુલાબકુમારી

અરે ના ઇશ્કમાં પડશો, પૂરા પસ્તાઇને રડશો;
બની કૈં ઇશ્કના બંદા, મરાયા ઇશ્કના માટે;
ઘણા જન ઇશ્કમાં ઘેલા, બની ઘરબાર મેલીને;
જગાવી જોગ જંગલમાં, ભરાયા ઇશ્કના માટે.
ભલે હો શાહ કે સેવક, ભલે રાણી અગર દાસી;
સકળનું સુખમને વૈભવ હરાયા ઇશ્કના માટે.
ખરેખર ખૂન કૈં કીધાં, જુલમના જામ પી લીધાં;
પડીને પાપના ફંદે ફસાયા ઇશ્કના માટે.

મણિકાન્ત

જે પહાડી પ્રદેશની હારોવાળા કોઇ એક સ્થાનનો વૃત્તાંત ગયા પરિચ્છેદમાં લખવામાં આવ્યો છે, તે પહાડી પ્રદેશથી છ એક કોસના અંતર પર પૂર્વ દિશામાં એક મોટું શહેર આબાદ હતું! શહેરની વચ્ચોવચ ઊંડી ખાઇથી ઘેરાયલો એક ઘણોજ જબરો કિલ્લો હતો. કિલ્લાના દરવાજાપરના ઊંચા બુર્જપર એક બહુ મોટો ઝુંડો હવામાં ધીમેધીમે ફરકતો હતો.

તે કાંચનગઢ નામના એક સુંદર નગરનું રાજ્ય મહારાણી ગુલાબકુમારીના અધિકારમાં હતું. રાણી ગુલાબકુમારીની અવસ્થા અત્યારે કેવળ પચીસ વરસની જ હતી. તેના અધિકારમાં રાજ્ય—સિંહાસન પ્રાપ્ત થયું, તે સંબંધમાં એક ઘણી જ વિચિત્ર કથા કાંચનદુર્ગના પ્રજા જનોમાં મશહૂર હતી.

રાણી ગુલાબકુમારી રામનગરની મહારાણી સાવિત્રી દેવીની પરમ સખી હતી અને દરમહિને એકવાર તે રામનગર જઇને તેનો મેળાપ કરી આવતી હતી. મહારાણી સાવિત્રી પણ વારંવાર તેને મળવા માટે આવતી હતી, રાણી સાવિત્રીમાં અને ગુલાબકુમારીમાં તફાવત માત્ર એટલો જ હતો કે, સાવિત્રીએ હજી સૂધી કોઇ રસીલા રાજવી સાથે લગ્ન કરી પ્રણયોદ્યાનનાં પુષ્પોનો ઉપભોગ કર્યો નહોતો, તે પોતાના હૃદય રાજ્યના સિંહાસન પર કોઈ મનમાન્યા મોહનવરને સ્થાપી શકી નહોતી, કેવળ રાજકુમાર મહેન્દ્રના પ્રેમને સંપાદન કરવાના પ્રયત્નમાં જ ગુંથાયલી હતી, ત્યારે ગુલાબકુમારી તે સુખનો યત્કિંચિત અનુભવ કરીને અકાળે વૈધવ્ય દશાને પ્રાપ્ત થઇ હતી. સાવિત્રના હૃદયમાં નવીન આશા, નવીન ઉત્સાહ અને નવીન ઉમંગપૂર જોરથી ઉછાળા મારી રહ્યો હતો, ત્યારે ગુલાબકુમારીના હૃદયની સર્વ આશાઓ શિથિલ થઇ ગઇ હતી, ઉત્સાહ મંદ પડી ગયો હતો અને ઉમંગનું અવસાન આવી ગયું હતું,

રાણી ગુલાબકુમારીના પતિ મરહુમ મહારાજા કિશોરસિંહનાં બે વાર લગ્ન થયાં હતાં, જેમાંની પહેલી રાણીના ગર્ભથી એક કન્યા ઉત્પન્ન થઈ હતી અને તેનું નામ લલિતાંગી હતું. લલિતાંગીની માતા લલિતાંગીને આઠવર્ષની મૂકીને આ અસાર સંસારમાંથી પરલોક વાસિની થઇ ગઇ હતી. લલિતાંગીની માતાનામૃત્યુ પછી મહારાજા કિશોરસિંહે બીજીવાર લગ્ન કર્યા હતાં અને એ બીજીવારની મહા માનવંતી મહાણીનું નામજ ગુલાબકુમારી હતું. ગુલાબકુમારીનાં લગ્ન થયા પછી બીજે વરસેજ મહારાજા કિશોરસિંહ વૈકુંઠવાસી થઈ ગયા હતા! મરતાં પહેલાં થોડીવારે મહારાણા કિશોરસિંહે એક મોટો દરબાર ભર્યો હતો, જેમાં પોતાના મુખ્ય મુખ્ય સરદારોને એકઠા કરીને તેણે પોતાના મરણ પછી રાજ્યના સિંહાસનપર પોતાની કન્યા લલિતાંગીને બેસાડવાની આજ્ઞા આપી હતી. તેણે એમ કહ્યું હતું કે, જે વ્યક્તિને તેની કન્યા પસંદ

કરે તેની સાથે તેનાં લગ્ન કરવાં અને ત્યાર પછી લલિતાંગીના પતિને રાજ્યની ગાદીપર બેસાડવો. રાજા કિશોરસિંહે મરતી વેળાયે પોતાની માનવંતી મહારાણી ગુલાબકુમારીને ગમે તે કારણવશાત્ રાજ્યનો લેશ માત્ર પણ વિભાગ આપ્યો નહે.તો. મરતી વખતની રાજા બહાદુરની વાતો પરથી સર્વ જનોને માલૂમ થઈ ગયું હતું કે, છેલ્લા કેટલાક દિવસો થયાં તેઓ નવીન મહારાણીપર બહુજ નારાજ થઈ ગયા હતા, નારાજીનું કારણ જાહિર કરતાં પહેલાં જ મહારાજા કિશોરસિંહને કરાળ કાળ આવીને પોતાના રાજ્યમાં લઈ ગયો હતો.

રાજા સાહેબના ફરમાન મુજબ તેમના પછી મંત્રીજનો તેમની પુત્રી લલિતાંગાને રાજરાજેશ્વરી થવાના શુભ સમાચાર સંભળાવવા ગયા, પરંતુ જ્યારે તે લોકો રાજમહાલયમાં આવ્યા, ત્યારે તપાસ કરાવવાથી તેમના જાણવામાં આવ્યું કે, લલિતાંગીનો મહાલયમાં કશો પત્તોજ નથી! આ સમાચારથી આખા શહેરમાં ભારી ગભરાટ ફેલાઇ ગયો. લલિતાંગીના ગુમ થવાના વિષયમાં તરેહ તરેહની વાતો થવા લાગી. કેટલાક કૃષ્ણપૂરના નવીન પાપાત્મા રાજન્ સોમભદ્રના શિરપર એ આક્ષેપનું આરોપણ કર્યો વિના રહી શક્યા નહિ પોતપોતાની બુદ્ધિ અનુસાર લોકોએ ચારે તરફ અને તે સાથે ખાસ કરીને સોમભદ્રની રાજધાની કૃષ્ણપૂરમાં પણ તેની તપાસ કરાવી, પરંતુ લલિતાંગીનો ક્યાંયથી પત્તોજ ન મળ્યો તે નજ મળ્યો! લોકોની બધી મેહનત બરબાદ ગઇ!!

લલિતાંગીના ગુમ થવાનું કારણ રાણી ગુલાબકુમારી તરતજ જાણી ગઇ. કારણ કે, લલિતાંગીના ગુમ થવાથી તેના પક્ષમાં મોટો લાભ થાય, તેવો સંપૂર્ણ સંભવ હતો. ત્યારે એક દિવસ પ્રજાએ રાણીના મહેલપર એવા ઇરાદાથી બળવો કર્યો કે, જેથી તે તે રાજ્યની અધીશ્વરીનો પત્તો બતાવે અથવા તેને ગમે ત્યાંથી લાવીને હાજર કરી દે, નહિ તો પ્રજા તેને મારી નાખશે. પ્રજાના એ જબરદસ્ત બળવાને રાજ્યના નોકરોએ અટકાવ્યો નહિ.

એક મખમલના પડદા પાછળ બેસીને મહારાણી ગુલાબકુમારી પ્રજાપાસે પોતાના બેકસૂરપણાને સાબીત કરી રહી હતી, પરંતુ પ્રજા સખ્ત ચીડાઈ રહી હતી, અને મખમલનો પડદો ફાડીને મહારાણીના શરીરપર તૂટી પડવાનો સંકલ્પ કરી રહી હતી, એવામાં માણસોની ભીડને હડસેલતી પ્રજાના સમૂહમાંથી બહાર નીકળીને લલિતાંગી મખમલનાં પડદા સ્હામે આવીને ઉભી રહી.

લલિતાંગી અત્યારે ભગવા પોશાકમાં હતી! થોડા દિવસમાં જ લલિતાંગીનો રંગ એવો બદલાઈ ગયો હતો કે, પહેલ વહેલાં તો તેને કોઈ બરાબર ઓળખી પણ શકયું નહિ. પછીથી લલિતાંગી ઓળખાઇ ગઇ. ઓળખાણ પડયા પછી લલિતાંગીએ કહ્યું કે:—"હું આ અસાર સંસારને ત્યાગી ચૂકી છું. મારા દિલમાં આપો આપ વૈરાગ્ય ઉત્પન્ન થયો છે!

"સકળ સંસાર ત્યાગીને લીધો સંન્યાસ મેં ધારી;
જહાંની સર્વ જંજાળો હૃદયથી હું હવે હારી;
મને પરવા નથી કાંઈ હવે આ રાજ્યસુખોની;
લીધી કફની હવે અંગે સુખેથી મેં જ દુઃખોની;
જગતના રંગ છે જૂઠા બધે માયા છવાઈ છે:
ખરે એ મોહ માયાથી હવે મુક્તિ પમાઈ છે."

હું રાજ્યનું કાર્ય સંભાળવાનો ભાર ઉઠાવી શકું તેમ નથી. તમે લોકો મને રાજ્યની અધીશ્વરી બનાવો છો, પણ હું મારા તરફથી મારી માતાને રાજ્ય–સિંહાસન આપી દઉં છું. તમો આજથી એનેજ તમારાં માનવંતાં મહારાણી માની લેજો અને તેમની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરજો."

"હવે આ રાજ્યને લક્ષ્મી થયાં છે માત મારાનાં;
થયાં છે સ્વામિની તેઓ હવે ધન માલ મારાનાં;

તમો સહુ પૂજજો પ્રેમે ચરણ સેવા સ્વીકારીને;
હવેથી માનજો 'માતા' હૃદયમાં હેત ધારીને.

આમ કહીને તથા ભીડમાંથી નીકળીને લલિતાંગી કોણ જાણે ક્યાં અદૃશ્ય થઇ ગઇ ગઇ! લલિતાંગીને આ પ્રમાણે ગુમ થયાંને પાંચ વર્ષ વીતી ગયાં હતાં. મહારાણી ગુલાબકુમારી એ પાંચ વર્ષ થયાં કાંચનગઢના રાજ્ય–સિંહાસનપર વિરાજમાન થઇ હતી.

સાંઝનો સમય હતો. દીવા પ્રકટી ચૂક્યા હતા. કૃષ્ણ પક્ષની અંધારી રાત્રિના જેવું અંધારૂં છવાયલું હતું. એ વખતે મહારાણી ગુલાબકુમારીના મહાલયની પાછળ આવેલા તેના ખાનગી બગીચાના એક ઘટાદાર ઝાડની નીચે એક પુરુષ ટહેલી રહ્યો હતો અને વારંવાર મહેલના તરફ નજર કરીને જોઇ રહ્યો હતો. આ પ્રમાણે ટહેલતાં ટહેલતાં તે મનમાં ને મનમાંજ બબડી ઉઠ્યો કે:–"મને વિશ્વાસ છે કે, હું મારી મતલબને અહીં જરૂર પૂરી કરી શકીશ. રાણી ગુલાબકુમારી એક ભયાનક ભામિની છે. તે ચીન દેશની સોનેરી નાગિણી છે. તેની ચામડી તો સોનાની છે, પરંતુ તેના રોમરોમમાં દુનિયાને દહનારી ભયંકર ભુજંગના જેવી વિષનીજ્વાળા ભરેલી છે. તેનું એકએક કામ હજારો માણસોનાં લોહી રેડે તેવું કાતિલ અને જુલ્મી છે,

"એ નાર નારી છે નહિ, કારી કટારી છે નકી;
એ નારનાં સહુ કામમાં વ્યાપ્યું વિષમ વિષ છે અતી;
એ નારના હૈયા મહીં નહિ જુલ્મની ખામી કંઈ;
આઘાતમાંને ત્રાસમાં ઉપમા કશી તેની નથી."

પણ ચિંતા નહિ, હિમ્મતનું હથિયાર ધારણ કરી હું એ રાક્ષસીનો ગમે તે રીતે સંહાર કરીશ. દુનિયાના પડપરથી એ પિશાચિનીના નામનિશાનને પણ નાબુદ કરીશ. પણ હા—એનો વિનાશ કરવાનું કામ શરૂ કરતાં પહેલાં એ નાગિણીનાં દરેક કામની બાતમી મેળવ-

વાની ખાસ જરૂર છે. બાતમી મેળવ્યા પછી મને આશા છે કે હું જરૂર મારા કામમાં ફતેહમંદ થઇશ. કદાચ નહિ થાઉં તો પણ—"

એવામાં અચાન કોઇના પગલાંના અવાજે તેની વિચારમાળાને એટલેથી જ તોડી નાખી. તે થોભીને એક તરફ જોવા લાગ્યો. તેને જણાયું કે, કાળા પોશાકવાળી એક મૂર્ત્તિ ઝપાટાબંધ મહેલ તરફ આવી રહી છે. એ મૂર્ત્તિની ચાલચલગત પરથી તે પુરુષ ઘણો જ અજાયબીમાં આવી પડ્યો. મૂર્ત્તિના કુંજભવનમાં દાખલ થયા પછી થોડીવાર સૂધી તે તે કુંજવાટિકાના તરફ જોવા લાગ્યો, પરંતુ જ્યારે તેને તે મૂર્ત્તિ પાછી નીકળતી ન જોવામાં આવી, ત્યારે તે પણ ધીમે ધીમે કુંજગલી તરફ ચાલવા લાગ્યો.

કુંજગલીના દરવાજા સૂધી ધીમાં પગલાંથી ગયા પછી તેણે અંદરનો અવાજ સાંભળવા માટે દીવાલની સાથે કાન અડકાડ્યા. થોડીવાર સૂધી કાન લગાડ્યા પછી તેને જણાયું કે: કુંજગલીની અંદર બીજું કોઇ પણ નથી—ત્યારે તે આવનાર કૃષ્ણ મૂર્ત્તિ ક્યાં ગઇ ?"

આ પ્રમાણે વિચાર કરીને તે પુરુષ કુંજગલીના દરવાજા પાસે ચાલ્યો ગયો અને પેટભરીયાં ચાલીને તે કુંજગલીમાં દાખલ થયો. તે જમીનપર કાન માંડીને કોઇના ધીમાથી પણ ધીમો શ્વાસ લેવાનો અવાજ સાંભળવાની કોશિશ કરવા લાગ્યો, પરંતુ તે પણ તેના સાંભળવામાં બરાબર આવી શક્યો નહિ. ત્યારે તે ઊઠીને ઉભો થયો અને તેણે પોતાના ખીસામાંથી એક લેમ્પ બહાર કાઢીને સળગાવ્યું. લેમ્પના પ્રકાશમાં તેને તે કુંજભવનમાં એક અદ્‌ભુત ફૂલ ખીલેલું દેખાઇ આવ્યું."

અમો પ્રથમ જ લખી ચૂક્યા છીએ કે, એ કુંજભવન મહેલની દીવાલની સાથે તદ્દન અડકીને બનેલું હતું, એથી મહેલની દીવાલનો થોડોક ભાગ કુંજભવનમાં પણ હતો ! એ દિવાલમાં એક નાનો સરખો પત્થરનો દરવાજો પણ દેખાતો હતો. દરવાજાપર પત્થરની એક

શિલા લગાડેલી હતી, જે શિલા અંદરની તરફ ખુલ્લી હતી અને જેના બંધ થઇ જવાથી એક લાંબી હાર ઉપર ચાલી જતી હતી, જેની હદપર એક દરવાજો દેખાઇ આવતો હતો. દરવાજાની અંદર ઝાંખી ઝાંખી રોશની ફેલાયલી દેખાઇ આવતી હતી.

તે પુરુષને જણાઈ આવ્યું કે, તે સીડી દીવાલની અંદર ને અંદર જ બનાવવામાં આવી હતી. તેણે એ બધું બરાબર જોઈ લીધા પછી સીડી પર ચડવા માંડયું. થોડી વારમાં તે સીડીની ઉપરના દરવાજાની સ્હામે જઈ પહોંચ્યો. દરવાજા તરફ નજર નાખવાથી તેને જણાયું કે, તે એક નાની ઓરડીનું દ્વાર હતું, જે ઓરડીમાં તરેહ તરેહવારનો સ્ત્રીઓનો ઉમદા તથા કીમતી પોશાક ખીંટીઓ પર લટકી રહ્યો હતો. એ દરવાજા સિવાય ઓરડીમાં બીજું એક દ્વાર પણ હતું, જે મહેલના અંદરના ભાગમાંથી ઉઘડતું હતું. તે દરવાજો તે સમયે ખુલ્લો હતો, પરંતુ તેના પર એક લીલો પડદો ઢંકાયલો હતો. પડદા પર બીજી ઓરડીના તીવ્ર પ્રકાશની આભા વિસ્તરી રહી હતી અને તે સાગે કોઈનાં પગલાંનો અવાજ નજદીક આવતો તથા દૂર જતો સંભળાતો હતો.

તે પુરુષ કોટડીમાં પેસી પડદા પાસે આવી સૂઈ ગયો અને પડદાના ખૂણાને થોડો ઘણો ખસેડીને અંદરનો બધો દેખાવ જોવા લાગ્યો. અંદર એક ઘણો જ શણગારેલો મોટો ઓરડો હતો. જેમાં કેટલાંક ફાનસ સળગી રહ્યાં હતાં અને તે કૃષ્ણમૂર્ત્તિ નિર્ભયતાથી આમતેમ ટહેલી રહી હતી.

તે પુરુષને જોવાથી માલૂમ થઈ ગયું કે, તે પોતે રાણી ગુલાબકુમારીનાં કપડાંના ઓરડામાં અથવા વસ્ત્રાગારમાં પડયો હતો અને તેની સ્હામે જ રાણીસાહબાનું બેઠકખાનું હતું.

આ પ્રમાણે તેને જોતાં હજી ઝાઝી વાર નહોતી થઈ, એવામાં તો એકાએક બેઠકખાનાનો દરવાજો ઉઘડી ગયો અને રાણી ગુલાબકુમારીએ બેઠકખાનામાં પ્રવેશ કર્યો.

રાણી ગુલાબકુમારીની ઉમ્મર પચીસ વર્ષથી કાંઈક વધારે હતી. તો પણ તે એક અપૂર્વ સૌન્દર્યસંપન્ન સુંદરી કહેવાતી હતી. તેનો રંગ ગોરો તથા લાલ હતો, કદ સામાન્ય હતું અને શરીર કાંઈક જાડું હોઇને સ્વાભાવિક રીતે જ બેડોળ બની ગયું હતું. તેની આંખો તથા ચહેરા પરથી હજી બાલપણની સરળતા સ્પષ્ટ દેખાઈ આવતી હતી. તેના મનની હાલત ઘણી કોશિશ કરવા છતાં પણ રીતે જાણી શકાતી નહોતી.

એવું સંભળાતું હતું કે, કૃષ્ણપૂરનો રાજા સોમભદ્ર તેનું રાજ્ય મેળવવાની આશાથી તેની સાથે પુનર્લગ્ન કરવાને પણ રાજી હતો અને ગમે તે રીતે ફોસલાવીને પણ તેને પોતાની પટરાણી બનાવવાના પ્રયત્નમાં રોકાઈ ગયો હતો. અહા ! તૃષ્ણા ! તું કેવી ભયાનક વસ્તુ છે ! મનુષ્યને મનુષ્યમાંથી શયતાન બનાવવા છતાં પણ તું તૃપ્ત થતી નથી ? શું તારા દિલમાં જરા પણ દયા નથી ! ના. લેશ માત્ર પણ નથી. જો તારા જેવી પિશાચિકાના દિલમાં દયા હોય તો આ સોનાના સંસારને કદાપિ દુઃખનો સ્પર્શ પણ થાત નહિ. સોમદત્ત અથવા સોમભદ્ર પોતાના પરમ પ્રિય મિત્ર મહેન્દ્રને દગો દઈ તેનું રાજ્ય પચાવી પાડી રાણી ગુલાબકુમારીની સાથે લગ્ન કરી તેના રાજ્યને મેળવવાની આકાશકુસુમ જેવી આશાને ધારણ કરી અનાયાસે મળેલા રાજ્યને છોડી ભિખારીના વેશમાં ઠેકઠેકાણે ભટકતો ફરે નહિ. ખરેખર ! તૃષ્ણા ! તૃષ્ણા ! ! તારી કુટિલ માયાનો પાર જ નથી. તું મનુષ્યને હેવાન બનાવનારી વિકરાળ ડાકિણી છે, મહત્વાકાંક્ષાની સાથિણી ડાકિણી છે ! તારી આ ખલ્કમાં બલિહારી છે ! તારો મહિમા મહા ભારી છે ! જગત્‌માં જો તારૂં અસ્તિત્વ ન હોત, તો આ સંસાર સુખનું સદન અને શાંતિના આગારરૂપ જ બની જાત.

કૃષ્ણમૂર્ત્તિ તેની સ્હામેની એક લાંબી પહોળી સુકોમળ શય્યાપર બેસી ગઈ. બેસતાંની સાથે જ, જ્યારે તેણે પોતાના મુખપરનો કાળો

બુરખો ઉતારીને અલગ કર્યો, ત્યારે તે મૂર્ત્તિનો ચહેરો દેખાઈ આવ્યો, જેને જોતાંની સાથે જ તે છુપાયલા પુરુષે મનમાં ને મનમાં જ કહ્યું કે:–"અરે લાવણ્યમયી લલિતાંગી તું અત્યારે અહીં ક્યાંથી ?"

તે પુરુષના કહેવા પરથી વાંચક બંધુઓને માલૂમ થઈ ગયું હશે કે, તે કૃષ્ણમૂર્ત્તિ અસલના મરહુમ મહારાજા કિશોરસિંહની કન્યા લલિતાંગી જ હતી. એ કૃષ્ણમૂર્ત્તિ લલિતાંગી જ હતી, કે જે આ પહેલાં પાંચ વર્ષ પૂર્વે એકદમ સર્વ પ્રજાજનોની વચ્ચેથી ગુમ થઈ ગઈ હતી ! છુપાયલો પુરુષ તેને જોઇને ઘણી જ તાજ્જુબીમાં આવી પડયો. તે ઘણી જ આતુરતાથી તેમની બન્નેની વાતોને સાંભળવા લાગ્યો.

પ્રથમ મહારાણી ગુલાબકુમારીએ કહ્યું કે:–"કહે, ત્યાં સર્વ આનંદમાં છે ને ?"

લલિતાંગીએ ઉત્તર આપ્યો:—"આનંદમાં છે અને શોકમાં પણ છે."

"એનો શો અર્થ સમજવો ? જે કાંઈ હોય તે ચોકખે ચોકખું જણાવી દે." ગુલાબકુમારીએ કહ્યું.

"સત્ય વાત તો એ છે કે, તમારી કેદી બનાવેલી બાળા હજી સુધી કેદમાં જ છે, પરંતુ હમણાં ત્યાં બે નવી બલાઓ આવી ચડી છે." લલિતાંગીએ સત્ય ઉત્તર આપ્યો.

મહારાણી ગુલાબકુમારીએ ચમકીને કહ્યું:—"નવી બલાઓ કોણ છે ? આહ ! હવે એ બધી ભેદભરેલી વાતો કરવાનું છોડી દે, લાંબી ભૂમિકાને ટુંકામાં જ પતાવી દે અને જે કાંઈ બનાવ બન્યો હોય, તે એક ક્ષણનો પણ વિલંબ લગાડ્યા વિના સાફ સાફ સંભળાવી દે."

લલિતાંગીએ કહ્યું:—"સોમભદ્ર કે રાજકુમાર મહેન્દ્રસિંહનું ખૂન કરી હમણાં હમણાં જ કૃષ્ણપૂરની ગાદી પર આવ્યો છે તેને તથા તેના બહુરૂપી સરદાર ક્રૂરસિંહને તમે ઓળખો છો ખરાં કે નહિ

વારૂ ? સોમભદ્રે હાલમાં કૃષ્ણપૂર નગર પાસેના વસંતદુર્ગ નામના શહેરમાં પોતાનો એક મજબૂત કિલ્લો બનાવ્યો છે અને એ કિલ્લામાં રહીને તે હજારો કાળાં કામ કરે છે, એ બધી બીના તમારા જાણુવામાં જ હશે. વળી કેટલાંક ગામો તેના—"

મહારાણી ગુલાબકુમારીએ જવાબ આપ્યો:—"હા, હું હવે બરાબર સમજી ગઈ, તેજ રાજા સોમભદ્રની તું વાત કહી રહી છે ખરૂં ને વારૂ, કે જેના સરદાર ભદ્રસિંહ તથા ખડ્ગસિંહે બે વરસની ખંડણી ન આપતાં આપણા લોકોનાં ખૂન કર્યાં હતા તથા છૂપી રીતે જેઓ દગો દઇને ન્હાસી ગયા હતા અને જેના પર ચઢાઈ કરવાની હકીકત મેં તને જણાવી હતી ? ગમે તેમ હો, પણ વસંતદુર્ગ કૃષ્ણપૂર રાજ્યના તાબાનું ન હોતાં આપણા કાંચનગઢના તાબાનું હોવાથી સોમભદ્ર તથા તેના સરદારોએ આપણને અવશ્ય ખંડણી આપવી જ જોઇએ અને ન આપે તો તેમને સખ્ત સજા કરીને અથવા આપણે આપણી ધાક બતાવીને પણ તેમને આપણા તાબામાં લાવવા જોઇએ."

"બસ, બસ. હવે બરાબર સમજી ગયાં, તેજ સોમભદ્ર પોતાના બહુરૂપી સરદાર ક્રૂરસિંહને સાથે લઇને આપણા ભયાનક ભેદવાળા માયામહેલમાં આવી પહોંચ્યો છે." લલિતાંગીએ જવાબ દીધો.

મહારાણીએ ચમકીને કહ્યું:—"જરા સાફ સાફ બધી હકીકત જણાવ જોઇએ."

લલિતાંગીએ જવાબમાં વિસ્તાર સાથે જણાવ્યું કે:—"કાલે જલ્સો જમાવીને હું પહાડ પર બેઠી હતી. નાચ ગાનનો મુજરો ચાલી રહ્યો હતો. એવામાં વરસાદ ચઢી આવેલો જોઇને મેં જલ્સાને બરખાસ્ત કરાવી દીધો અને તરત જ હું માયામહેલની ગુહામાં ચાલી ગઈ. અમારી ઓળખાણ સોમભદ્ર તથા તેના બહુરૂપી સેનાપતિ ક્રૂરસિંહને એ વખતે અમારાં ગાયન સાંભળીને પડી જવાથી તેઓ બન્ને તે વખતે અમારા જલ્સાવાળી જગાએ આવી પહોંચ્યા હતા, હું ધારૂં

છું. એ વખતે તેઓ શિકાર કરવા અથવા સહેલ કરવાના ઈરાદાથીજ તે પહાડી પ્રદેશમાં આવી ચઢયા હશે. જ્યારે હું મારી સાહેલીઓ સહિત માયા મહેલ તરફ ચાલી, ત્યારે તે લોકોએ અમારો ભેદ જાણવા માટે અમારી ખવાસણોને બેહોશીની દવાથી બેભાન કરી દીધી અને પછી ગુહાના પહેલા ચોકીદારને પણ બેભાન કરી દીધો. ત્યાર પછી સોમભદ્ર તથા ક્રૂરસિંહ બન્ને ગુહાની બીજી ઓરડીમાં આવી ચઢયા અને ત્યાં આવીને તેમણે બીજા પહેરેગીરને પણ ગમે તે ઇલાજથી બેભાન કરી દીધો."

રાણી ગુલાબકુમારી વચ્ચમાંજ આતુર થઇને બોલી ઉઠી:—"હં-ત્યાર પછી શું થયું વારૂ ? ?"

લલીતાંગીએ ઉત્તર આપ્યો:—જે વખતે તે ઓરડીના પહેરેગીરને બેહોશ કરીને તેઓ ત્યાંથી આગળ વધવા ચાહતા હતા, એ વખતે હું અચાનક તે ઓરડીમાં જઇ પહોંચી. કારણ કે, તે ઓરડીમાંના સિપાહીને તમારી પાસે મોકલવા માટે હું તેને બોલાવવા આવી હતી. તે લોકોએ જેવો દીવો હોલવી નાંખ્યો કે તરતજ હું એક પળનો પણ વીલંબ કર્યા વિના તે ઓરડીમાં ધસી ગઇ. એ વખતે વરસાદ પૂર જોશથી પડી રહ્યો હતો. તેઓ બન્ને દરવાજાપર ઉભા ઉભા બહારની તરફ જોઇ રહ્યા હતા. બરાબર એજ વખતે મેં ઓરડીના ખૂણામાંથી આગળ વધીને મારી સ્હામેના પુરુષની બગલમાં જોરથી એક ખંજર ઘોંચી દીધું, જેથી તે તરફડીને જમીન પર ગબડી પડયો. પરંતુ ખંજરનો અવાજ સાંભળતાની સાથેજ તેની સાથેનો બીજો બદમાશ ક્રૂરસિંહ કૂદીને બહાર નીકળી પડયો. પછીથી મને જણાયું કે, તે ખાઇમાં જઇ પડયો હતો અને તે સાથે તે નિયમ પ્રમાણે ખાઇમાં ચાલ્યો ગયો હતો.

મહારાણીએ આતુરતાથી પૂછ્યું:—"તે બીજા પુરુષ સોમભદ્રનું શું થયું વારૂ ?"

લલીતાંગીએ જવાબમાં જણાવ્યું કે:—" તેના પડતાંની સાથે જ તથા બીજા માણસના ન્હાસી જવા પછી મેં મારા ખીસામાંથી એક બત્તી કાઢીને સળગાવી, તે બત્તીની રોશનીથી મને માલુમ થયું કે, તે કૃષ્ણપૂરની ગાદી પર દગાથી બેઠેલો નવો રાજા સોમભદ્રજ હતો. એ જોઇને મને પૂરતી ખાતરી થઈ ગઈ કે, તે ખાઈમાં ન્હાસી જનાર પુરુષ તેનો સોબતી ચાલાક બહુરૂપીજ હતો. ત્યાર પછી મને એવી ઈચ્છા થઈ આવી કે, હું બેહોશ થએલા સિપાહીઓને હોશમાં લાવું તથા બીજા સિપાહીઓને બોલાવું, પણ મેં વળી પાછો તરતજ વિચાર કર્યો કે, એમ કરવાથી કદાચ હું ઓળખાઈ જઈશ. તમે એ તો સારી રીતે જાણોજ છો કે, જો કદાચ હું ઓળખાઈ જાઉં, તેથી મારે લોકોની કેટલી બધી નિંદા સાંભળવી પડે તેમ હતી."

બસ, આવો વિચાર કરીને મેં એ જખ્મી થએલા સોમદત્ત અથવા સોમભદ્રને એક મજબુત ચાદરમાં કસકસાવીને બાંધી લીધો. ત્યાર પછી માયામહેલમાં જઇને મેં તેને ત્રીજા નંબરની ઓરડીમાં કેદ કરી દીધો અને ત્યાંથી એ વાતની તમને ખબર આપવા માટે હું અહીં આવવાને રવાના થઈ. મેં મારા ઓળખાઈ જવાના ભયથીજ તે બન્ને બેભાન થએલા સિપાહીઓને જાગ્રત કર્યાં નહિ. હા, ગુહામાંથી બહાર નીકળીને મેં ગુહાના દરવાજાને બહારથી બંધ કરી દીધો હતો. હું ધારતી હતી કે, બહુરૂપી કોઇને બેભાન કરીને ગુહામાં ગયો હશે! એવો વિચાર આવવાથી ફાનસની રોશનીથી હું મારી ચારે બાજૂએ બરાબર જોતી જતી હતી. આખરે ગુહા અને શામિયાણાવાળી જગાની વચ્ચોવચ મેં તમારી બન્ને ખવાસણોને બેહોશ થઇને જમીનપર પડેલી જોઈ. તેમને પણ પહેલાના જેવાજ ડરથી હું હોશમાં લાવી શકી નહિ. તે વખતે થોડો થોડો વરસાદ વરસી રહ્યો હતો. તે વરસાદના પાણીમાં તેમને પણ ભીંજાતી મૂકીને હું તમને ખબર આપવા માટે અહિં ચાલી આવી. હવે તમને જેમ ઉચિત લાગે તેમ કહો. હું તમારી

દરેક દરેક આજ્ઞા ઉઠાવવાને ઉભે પગે તો તૈયાર છું. કહો, સેવિકાને હવે શી આજ્ઞા ફરમાવવાની ઇચ્છા ધરાથો છો વારૂ ?"

મહારાણી ઘણીજ આતુરતાથી લલિતાંગીની વાતો સાંભળતી રહી. જ્યારે તેણે પોતાની વાતને પૂરી કરી, ત્યારે મહારાણીએ પૂછ્યું– "જ્યારે તેં બેહોશ સોમભદ્રને ઓરડીમાં પૂર્યો, ત્યારે શું તેનો શ્વાસ ચાલી રહ્યો હતો કે ?"

લલિતાંગીએ જવાબ આપ્યો:—"તેની છાતીનો ધબકારો વધતો જતો હતો એ પરથી સ્પષ્ટ જણાઈ આવતું હતું કે, તે થોડીવારમાં જ બેહોશ થઈ જાય તેમ હતો,"

ચિંતાતુર ચિત્તથી મહારાણીએ ચાવીઓનો એક ઝુડો પોતાની સાડીના છેડા પરથી છોડીને લલિતાંગીની પાસે ફેંકયો. લલિતાંગી એ ઈશારાને જાણે ખૂબ સમજતી હોય એમ જણાયું. ચાવીઓ ઉપાડીને તેણે ઓરડીમાંનું એક કબાટ ઉઘાડયું અને તેમાંની એક પેટીમાંથી એક પુસ્તક તેણે બહાર કાઢયું. ત્યાર પછી પેટી તથા કબાટને બંધ કરીને પુસ્તક લઈ તે ફરીવાર મહારાણીની પાસે આવી ઉભી રહી. મહારાણીએ લલિતાંગીના હાથમાંથી પુસ્તક લઇ લીધું અને તેને ઉ-ઘાડીને પાનાં ફેરવવા માંડયાં. જોતાં જોતાં એક પાનું વાંચીને તેણે પુસ્તકને બંધ કરી દીધું અને ત્યાર પછી એકાએક તેના મુખમાંથી એક ઊંડો નિઃસાસો બહાર નીકળી પડયો.

લલિતાંગીએ અજાયબીથી પૂછ્યું:—"કેમ, કુશળ તો છે ને ?"

મહારાણીએ જવાબ આપ્યો ?—"કુશળતા તો કોસોના કોસો સૂધી દૂર રહેલી છે."

લલિતાંગીએ ગભરાઇને કહ્યું:—"કેમ, કેમ ! કાંઇક હકીકત તો કહી સંભળાવો."

મહારાણીએ કહ્યું:—"માયામહેલની માયા હવે તૂટી જશે !

મારી પણ કુશળતા દેખાતી નથી. કોઈ મોટી આફત આવી પડે એવો સંભવ રહે છે. આ માયાસાર ગ્રંથમાં લખ્યું છે કે, ફલાણી તારીખે જે વ્યક્તિને માયા મહેલની ત્રીજી ઓરડીમાં કેદ કરવામાં આવશે; તેજ વ્યક્તિ 'માયામહેલ'ની માયા તોડનારી અને માયામહેલ-ના માલિકને મારનારી થઈ પડશે! તું તો જાણેજ છે લલિતાંગી! કે આ પુસ્તકની કોઈ પણ વાત જૂઠી પડતી નથી. એથી હવે મારૂં દિલ કંપી ઉઠે છે.

" ગળે છે ગાત્ર મારાં ને ભયંકર ભાસતું ભાવી;
વપુ મારૂં વિદારે છે અકાળે આપદા આવી?
ફરે છે નેત્ર મારાં ને બધુંયે શૂન્ય ભાસે છે;
હવે માયા બધી મારી તજીને રાહ માગે છે;
ઇલાજો ના હવે દેખું જિગરમાં લાહ્ય લાગે છે;
નથી કંઇ ભાગતું સારૂં અકારૂં સર્વ લાગે છે;

લલિતાંગી પોતે પણ મહારાણીનાં આવાં વચનો સાંભળીને ખૂબ ગભરાઈ ગઈ, પરંતુ પુનઃ કાંઈક વિચાર આવતાં તેણે પોતાના હૈયાના ગભરાટને દબાવી દઇને કહ્યું:—" પરંતુ તમારામાં એટલી બધી તાકાત છે કે, તમે મોટી ફોજોની ફોજોને પણ બાળીને ભસ્મીભૂત કરી શકો તેમ છો. મોટા મોટા કિલ્લાઓના ઘડીના છઠ્ઠા ભાગમાં ચૂરેચૂરા કરી શકો તેમ છો. મોટા મોટા પહેલ્વાનોને પછાડી શકો તેમ છે!

" તમે છો સિંહની જાયા પછી ચિંતા ધરો શાને?
કળામાં નામના ન્યારી પછી ભીતિ ધરો શાને!
રિપુ વાદળ વિદારીને બતાવો વીરતા ભારી;
ધરીને રૂપ માયાનું બતાવો ક્રૂરતા ભારી;
જગતમાં જોર નારીનું, મહા વિકરાળ માયા છે;
પુરુષો બાપડા તેથી નમીને પાય લાગ્યા છે. "

"તમારામાં એવી જબરી તાકાત હોવા છતાં પણ તમે તે મામૂલી સોમદત્તની જાન લઇ શકતાં નથી ? જે તમારા માયા મહેલની એક એવી અંધારી ઓરડીમાં તમારો કેદી બન્યો છે, જ્યાં બીજાના બોલવાનો અવાજ કે સાક્ષાત્ વાયુ દેવતા પણ સંચાર કરી શકતો નથી, ત્યાં રહેલા એક પામર સોમભદ્રનો સંહાર કરવાની તમારામાં શક્તિ નથી ! સોમભદ્ર સાક્ષાત્ શયતાનની જીવતી જાગતી પ્રતિમા છે. જેણે તમારા પિતાના મિત્રના પુત્ર મહેન્દ્રકુમારને દગાબાજીથી મારી નાખ્યા છે, તથા કપટકળાથી તેનું રાજ્ય પચાવી પાડયું છે, તેની કત્લ કરતાં તમારા કાળજામાં કંપનો આવિર્ભાવ થાય છે ? ઘણી જ અજાયબીની વાત છે !

"નિજ મિત્રના હણનારને હણવા મહીં નહીં પાપ છે,
આવી ગયો જે દાવ તેને છોડવામાં પાપ છે;
મારો, વિદારો પાપીને દિલમાં નહીં તેથી ડરો,
સંહાર સાધી શત્રુનો તમ વૈરને પૂરૂં કરો.
પાપી તણા પીડન થકી તમ નામના અમર થશે;
સંતાપ ને વળી શોક સઘળો એ થકી અળગો થશે."

મહારાણી ગુલાબકુમારીએ ગંભીર સ્વરથી કહ્યું:—"માયા મહેલની મહારાણી થવા કરતાં બેશક મારો અધિકાર હજારોવાર ચઢિયાતો છે. મારી પાસેનાં સાધનોની સાનુકૂળતા જોતાં મને સાફ જણાઈ આવે છે કે, મારા હાથમાંથી એ પુરુષ કોઈ પણ રીતે બચી શકશે નહિ. મારા સાંભળવા પ્રમાણે એ પાપાત્મા સોમભદ્રે મારા તરફ પણ કુદૃષ્ટિ કરી છે અને મારી સાથે લગ્ન કરીને મારા કાંચનગઢના રાજ્યને પોતાના અધિકારમાં લેવાની પાપમયી વાસનાને હૃદયમાં ધરી છે. પણ તે ગમારના સરદારને એટલી પણ ખબર નથી કે, મારા તરફ જે આંખો નજર નાખો છે, તે આંખોનું અસ્તિત્વ પણ સદાને માટે નષ્ટ થઈ જાય છે. ચિંતા નહિ, હું એને એની દુષ્ટતાનું બરા-

બર ફળ થોડા વખતમાં જ ચખાડી આપીશ. એ પિશાચપુત્રને ધરાના ધામપરથી નાબુદ કરીશ. પણ લલિતાંગી ! મારા હૃદયમાં આટલું બધું સાહસ હોવા છતાં પણ આ પુસ્તકનું લખાણ વાંચીને મારૂં કાળજું કંપી ઉઠે છે, હૃદયમાં કોઈ અજ્ઞાત ભય આવીને મને વ્યાકુળ બનાવી દે છે. ”

લલિતાંગીએ કહ્યું:—“ બુદ્ધિમાન પુરુષોનુ કહેવું એવું છે કે, જ્યારે આફત આવી પડે, ત્યારે મનુષ્યે કોઈ પણ રીતે ગભરાવું જોઈએ નહિ ! ગભરાવાથી એક તો આફતમાંથી બચવાનો કોઇ પણ ઈલાજ મનુષ્યથી કરી શકાતો નથી અને આફતનું પ્રમાણ વળી પણ હદ ઉપરાંત તે મનુષ્યના શિરપર આવી પડે છે. એટલા માટે મહારાણી સાહબા ! ધીરજની સાથે કામ શરૂ કરો. મનુષ્યથીજ ભૂલ થાય છે ! આ પુસ્તકનો લખનાર પણ મનુષ્યજ હતો, એથી એનાથી પણ ભૂલ થઈ શકે તેમ છે. તમે સ્થિર ચિત્તથી આ આફતને દૂર કરવાનો મનસૂબો કરો. ગભરાવાથી કામ ચાલી શકશે નહિ. ”

મહારાણીએ કહ્યું:—“ તારી વાતોએ મારા મનપર સખ્ત અસર કરી છે. ખરેખર હું હદ ઉપરાંત ગભરાઇ રહી છું. જે પુરુષને, આ પુસ્તક માયા મહેલનો તોડનાર બતાવે છે, તે નરાધમ નર-પિશાચ કલંદર સોમભદ્રના કાળજાંને છેદવાની હું તાકાત ધરાવી શકું છું. હું ઘણાજ થોડા વખતમાં આખી આલમને બતાવી આપીશ કે, ‘ માયાસાર ’ ગ્રંથના લખનારે એ ગ્રંથ લખવામાં એક સ્થળે મહા ભયંકર ભૂલ કરી છે. કેમ, મારૂં કહેવું સાંભળે છે ને ? ”

લલિતાંગીએ જવાબમાં ફક્ત માથું ધુણાવીને એટલું જ જણાવ્યું કે:—“ જી, હા, હું તમારા કહેવાના આશયને બહુ સારી રીતે સમજી શકી છું. જેમ બને તેમ જલ્દીજ હવે તમારે તમારી આ ટેકને પૂરી કરવી જોઇએ. ”

મહારાણી ગુલાબકુમારીએ કહ્યું:—“ હું હવે માયામહેલ તરફ

જાઉં છું, ત્યાં જતાંની સાથેજ ત્રીજા નંબરની ઓરડીમાં પૂરાયલા કેદીને હું મારી આ કારી વિષમ કટારીના આઘાતથી ખતમ કરી દઇશ. મારે એક ખાસ જરૂરનું કામ કરવાનું હતું, પરંતુ આ એક નવું કામ અચાનક આવી પડવાથી મારાથી હવે તે કામ થઈ શકશે નહિ. હું તને આ એક પત્ર લખી આપું છું, તે લઇને તું પર્વતની ટેકરીપર હમણાં ને હમણાંજ રવાના થા."

મહારાણી ગુલાબકુમારી પાસે જે કટાર હતી, તે બે ધારી અને મહા તીક્ષ્ણ હતી. તેના વડે તેણે ઘણાં માણસોની છાતી વિદારી નાખી હતી, ઘણાંનાં લોહી રેડયાં હતાં. આજે એજ ક્રૂર કટારીથી તે કલંદર સોમભદ્રની કત્લ કરવાના નિશ્ચયપર આવી ગઈ હતી. લલિતાંગી પાસે ગુલાબકુમારીના જેવુંજ બે ધારવાળું ખૂની ખંજર હતું કે જે ખંજરથી ગુહાની અંધારી ઓરડીમાં સોમદત્ત ઘાયલ થઈને જમીનપર ગબડી પડયો હતો. માતા પુત્રી બન્નેએ એવાં કાતિલ અથવા પ્રાણહારક હથિયારો રાખ્યાં હતાં કે જેની કોઈ પણ રીતે તુલનાજ થઈ શકે તેમ નહોતી.

અસ્તુઃ મહારાણી ગુલાબકુમારીએ જ્યારે લલિતાંગીને પત્ર લઈ જવાને કહ્યું, ત્યારે તે ઘણીજ પ્રસન્ન થઇને બોલી ઉઠીઃ—" કહો રાજરાજેશ્વરી ! હું એ પત્રને તમે કહો ત્યાં લઈ જવાને તૈયાર છું."

ત્યારપછી લખવાનાં ખડિયો, કલમ, કાગળ આદિ સર્વ સાહિત્યોને પોતાના એક ટેબલપરથી લઇને કાંચનગઢની મહિમામયી મહારાણી ગુલાબકુમારીએ ઉતાવળો ઉતાવળો એક પત્ર લખી આપ્યો. તે પત્રને કવરમાં બંધ કરી તેણે લલિતાંગીના હાથમાં આપીને કહ્યું કેઃ— "હવે તું આ પત્ર લઇને જલ્દી રવાના થા, હું માયા મહેલ તરફ જાઉં છું. જ્યાં સૂધી હું એ પાપાત્મા સોમદત્ત કિંવા સોમભદ્રનો સંહાર નહિ કરી શકું, ત્યાં સૂધી મારા સંતપ્ત ચિત્તને કોઈ પણ રીતે શાન્તિ વળી શકશે નહિ. અત્યારથી મારી દૃઢ પ્રતિજ્ઞા છે કેઃ—

"એ પાપપ્રતિમા હું હણું હથિયારના આઘાતથી;
નિજ વૈરનો બદલો લઉં આઘાતના પ્રતિઘાતથી;
ધારા વહાવું ખૂનની, ખંજર કરૂં ભીનું નક્કી;
એ કાર્યના કરવા વિના છૂટકો હવે મારો નથી."

આમ કહીને રાણી ગુલાબકુમારી પોતાની જગાપરથી ઉઠીને એકદમ ઓરડામાંથી બહાર ચાલી ગઈ. લલિતાંગીએ ગુલાબકુમારીએ આપેલા પત્રને પોતાની સાડીના છેડાપર બાંધી દીધો અને ત્યારપછી તે પાછી કાળો બુરખો ઓઢીને ત્યાંથી ચાલી ગઈ. વસ્ત્રાગારમાં છૂપાયલો પુરુષ હવે ઉઠયો અને ધીમાં પગલાંથી ઓરડીમાંથી બહાર નીકળી, સીડીપરથી ઉતરતો ઉતરતો કુંજગલીમાં આવી લાગ્યો.

જે પ્રકારે તે છુપાયલો પુરુષ છુપાઇને બધી વાતો સાંભળી રહ્યો હતો, તે પરથી સાફ જાહિર થઈ આવતું હતું કે, લલિતાંગી અને રાણી ગુલાબકુમારીની વાતો સાથે તેનો પણ કાંઈ સંબંધ હતો. કુંજગલીમાંથી બહાર નીકળીને તે એક વૃક્ષની પાછળ જઇ ઉભો રહ્યો. વૃક્ષ તળે ઉભો ઉભો તે કુંજભવનના દરવાજા સ્હામું એકી ટસે જોઇ રહ્યો. હવે તેને કુંજભવનમાં એક ધડાકો થતો સંભળાયો, જેથી તે પુરુષને જણાયું કે, દીવાલપરનો દરવાજો બંધ થઇ ગયો. બીજી પળેજ તે કૃષ્ણવેશવાળી મૂર્ત્તિ તેને કુંજભવનમાંથી બહાર નીકળતી દેખાઇ આવી.

આગળ વધતી વધતી તે મૂર્ત્તિ તે વૃક્ષની નીચે થઇને જવા લાગી, કે જે વૃક્ષની પાછળ તે પુરુષ ઉભો હતો. વૃક્ષની નીચેથી હજી તે મૂર્ત્તિ બહાર નીકળી ગઇ નહોતી, એવામાં તો એક ચીકણી અને પાતળી દોરીનો ફાંસો આવીને તેના ગળામાં પડી ગયો. તેને એની ખબર પડતાંની સાથેજ પાછું વાળીને જોયું, પણ એ દરમ્યાન તો તે છુપાયલા માણસે એકદમ આવીને તેના નાકપર બેહોશીની દવા સુંઘાડી દીધી, એથી તરતજ તે બે ચાર છીંકો ખાઇને બેહોશ બની ગઇ.

## અષ્ટમ પરિચ્છેદ

### સહિયરનું સાંત્વન

કબજે કરી કીલ્લો. કતલ શાહે ચલાવી શહેરમાં;
હો બાળ વૃદ્ધ યુવાન પણ સૌ કો કપાયાં કેરમાં;
પોકાર મરતાંનો સુણી અફસોસ કરતો શાહ રે;
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ?
શર સાંધીને મૃગ મારવા રે ! પારધી પુંઠે પડયો;
શર વાગતાં ધરણી ઢળ્યો પોકાર મૃગલીને કુર્યો;
મૃગલી મરી શિર પટકીને ઘાયલ થયાથી થરથરે;
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ?

મણિકાન્ત.

---

વરસાદનો પણ કેવો મનોહર દેખાવ છે ! પ્રકૃતિ કેવા ભીષણ અથવા મનોહર વેશથી સુસજ્જિત થઈને વિચરણ કરી રહી છે ! તેના મનોહર દશ્યને જોતાંની સાથેજ નયન, મન અને પ્રાણ શીતળ થઈને શાંતિનો ઉપભોગ કરવા માંડે છે ! આકાશમાં શ્વેત, કાળા, પીળા, લીલા, આસ્માની, વાદળી, લાલ, ગુલાબી આદિ અનેક રંગનાં વાદળાં પવનના ઝોકાં તથા જળના બોજાથી એક બીજાની સાથે અથડાતાં, ગરજતાં, કડકડતાં દશે દિશામાં વ્યાપ્ત થઈ રહ્યાં છે ! વચ્ચે વચ્ચે ચપળા ચમકીને આંખોમાં અંધારાં લાવી દે છે અને નાનાં નાનાં બિન્દુઓની બહાર નિહાળવાથી મન મહામુદિત થઈ જાય છે.

આ તરફ પૃથ્વીમાં ચારે તરફ હરિયાળી ફેલાઈ રહી છે ! જળના વરસાદથી ભૂમિ પરિપૂર્ણ થઈને ગર્ભવતીની પેઠે ઉરસત્વા દર્શાવી રહી છે ! તરૂલતા નવપલ્લવ અને ફળફૂલથી ઝૂમી રહી છે ! મોર,

પપૈયા, કોયલ આદિ પંખીઓના મધુર સ્વરની સાથે બીજાં કઠોર સ્વરવાળાં પક્ષીઓ પણ પોતાના કર્કશ નાદનું મિશ્રણ કરી રહ્યાં છે! દશ્ય અત્યંત મનોહર અને સંતોષપ્રદ છે!

આ સમયે પોતાના પુષ્પોદ્યાનમાં મંદારિકા પોતાની પ્રિય સખી અરૂણાની સાથે બેસીને વર્ષાબિંદુની બહાર જોઈ રહી હતી. ચિત્તના ચંચળ થવાથી કોઈ પણ વસ્તુપર સ્થિરતાથી દૃષ્ટિ ઠરતી નહોતી, એથી મંદારિકા ચંચળ દૃષ્ટિથી ચકિતની પેઠે આમ તેમ જોઈ રહી હતી અને અરૂણા તેની ચંચળતાથી ચંચળ બની ગઈ હતી.

આવા સોહામણા સમયમાં બન્ને સાહેલિઓનું સુંદર સ્વરૂપ જોવાની અથવા સાંભળવાની ઈચ્છા રૂપગર્વિતા પાઠિકા અને રસિક પાઠકો અવશ્ય કરતાજ હશે! એટલા માટે અમો પણ થોડો અવ-કાશ લઈને એમના વર્ણનમાં પ્રવૃત્ત થઈએ છીએ:—

હમણાં મંદારિકા સોળ સત્તર વર્ષની હતી. અરૂણા પણ એનાથી ન્યૂન નહોતી. જેવી રીતે બન્ને સરખી ઉમ્મરની હતી, તેવીજ રીતે પરસ્પર સખીપણાના સૂત્રમાં પણ બંધાયલી હતી! મંદારિકાનો રંગ ચપળાના જેવો ગોરો હતો, પણ અરૂણા ચમેલીના જેવા ઉજળા રંગની હતી! ગોરી હોવાથીજ કાંઈ કોઈ લલના લાવણ્યમયી કે રૂપ-વતી કહેવાતી નથી અને કાળી હોવાથી કોઈ કામિની કુરૂપા કહેવાતી નથી! કારણ કે, તુમુલ લાવણ્યના તરલ તરંગો જેના અંગપ્રત્યંગમાં જામી રહ્યા છે, તેનું તો પછી પૂછવુંજ શું? એવા રૂપ અને રંગપર આધાર રાખી શકાતો નથી, પરંતુ તે પોતે બીજાઓના આકર્ષણની શક્તિ ધરાવી શકે છે! એથી એ બન્ને એવા પ્રકારની અનુપમ સુંદ-રી હતી, પરંતુ વિધાતાના અદ્દભુત રચનાચાતુર્યને લીધે બન્ને એક સરખી હોવા છતાં પણ તારતમ્યથી રહિત નહોતી. કારણ કે મંદા-રિકાનું રૂપ મેઘોની ગોદમાં ક્રીડાકારિણી સૌદામિની સમાન ચંચિત

અથવા પ્રભામય હતું, પણ અરૂણાનું સ્વરૂપ કૌમુદીદીપ્ત સ્વચ્છ જળના સમાન તરલ લાવણ્યમય હતું. મંદારિકા કૃશાંગી અને કોમળ અવયવવાળી હતી, પણ અરૂણા હદ ઉપરાંત સ્થૂળાંગી પણ સુકુમાર શરીરવાળી હતી. મંદારિકાની ઉન્નત નાસિકાએ ભ્રૂયુગલની વચ્ચમાં જેટલું જોઈએ તેટલું સ્થાન ઘેરીને શોભાનો વિસ્તાર કર્યો હતો, પરંતુ અરૂણાની નાસા સરાસર સીધી અને સહજ ઉંચી હતી. મંદારિકાનાં મદમાતાં નયનો કાન સૂધી વિસ્તરેલાં, બહુજ લાંબાં અને અણીદાર હતાં; પણ અરૂણાનાં નેત્ર હદ ઉપરાંત ઘણાં મોટાં, ચંચળ અને સ્થિર કટાક્ષવાળાં હતાં. મંદારિકાનું લલાટ સમતલ અને ચમકતું હતું; પણ અરૂણાનું કપાળ ગોળ તથા ઉંચું હતું. મંદારિકાનો કંબુકંઠ જોઈએ તેવો ઉંચો હતો, પરંતુ અરૂણાનો કપોતકંઠ કાંઈક લાંબો હતો. મંદારિકાના ગોળ ગુલાબી ગાલ લાલિમાથી લ્હેકા લેતા હતા, ત્યારે અરૂણાના સમતલ કપોલ તે રસથી કાંઈક ફીકા હતા. મંદારિકાના હોઠ પાતળા અને બિંબફળના જેવા શોભિતા હતા, પરંતુ અરૂણાના અધરોષ્ટ ઈષત્ સ્થૂલ અને થોડા રસાળ હતા. બન્નેનો ગુંથેલો કાળો કેશકલાપ નિતંબ ચુંબિત અને ચીકણો હતો. જૂદી જૂદી જાતના રંગમાં અને સૌન્દર્યમાં બન્નેનાં શરીર સમાન તથા અનુપમ હતાં. બન્નેના કોમળ મૃણાલ જેવા બાહુ હતા અને બન્નેના મેંદીથી રંગેલા કોમળ કર હતા; પણ મંદારિકાના કોમળકર તથા અરૂણાના અપેક્ષાકૃત તાંબાકર કાંઈક કઠોર હતા. મંદારિકાના કુચયુગલ કમલની કલિકા સમાન હતા, પણ અરૂણાના પયોધર પરિપક્વ બિલ્વના સમાન વિશાળ હતાં. બન્નેના અમલ અંગોમાં નવીન યૌવનના આગમનનો સંચાર થયો હતો, પણ અરૂણા વયની સંધિમાં અને મંદારિકા સીમામાં પદાર્પણ કરી ચૂકી હતી. બસ બીજો તફાવત માત્ર એ હતો કે, મંદારિકા મંદાર પુષ્પના સમાન મોહિની શક્તિને ધારણ કરનારી સુકોમળાંગી અંગના હતી, ત્યારે અરૂણા પ્રતિ મંદા-

રિકાના અભાવે માનવ મન મોહિત થાય તેમ હતું. મંદારિકા કુમારી હતી અને અરૂણા વિવાહિતા હતી. આ સર્વ સાધનોની સાથે બન્નેનો મીઠો સ્વભાવ પણ સમાન અને સરળ હતો.

એ બન્ને વરસાદની બહાર નિહાળી રહી હતી, પરંતુ મંદારિકા ઉપરના મનથી અને અરૂણા મનના ઉમંગથી! જોતાં જોતાં અરૂણાએ મંદારિકાનો હાથ પકડીને હસતાં હસતાં કહ્યું:—

સખી—"વાદળ ગરજે, વૃષ્ટિ વરસે, મયુરો થેઈ થેઈ નાચે છે;
ચાતક હરખે, ચપળા ચમકે, વાયુ ઘેલો થઈ મ્હાલે છે;

મંદારિકાએ કહ્યું:—"એમાં શો સંદેહ છે!

"પૃથ્વી દેવી પટકુલ પહેરી વૃષ્ટિદેવી વધાવે છે;
કોયલ કૂજી ગાનો ગાતી સંગ રૂડો પૂરાવે છે;

અરૂણાએ કહ્યું:—"અરે વાહ!

"સૂની શય્યા સારી પતિ સાથ મને બોલાવે છે;
રતિનાથ પીટયો દિલડું આ અતિશય અકળાવે છે."

મંદારિકાએ કહ્યું:—સખી સત્ય છે!

"અંગે વ્યાપી યુવતી અંગ અનંગ અતિશય તાપે છે;
ભુજ ભરી પ્રેમે ભેટી પડવા કામણગારો લલચાવે છે."

અરૂણાએ કહ્યું:—"અને વળી:—

"બની પપૈયો બ્હાવરો, કરે પ્રિયા પ્રિયા પોકાર;
પ્રિયા વિના રૂચે નહિ અંગે આતશ ઉભરાય."

મંદારિકાએ કહ્યું:—"ખરૂં છે:—

"પ્રિયા વિના પિયુ અતિ ઊરમહીં અકળાય;
પિયુ વિના પ્રમદા બધી મન માંહિં મુંઝાય."

અરૂણાએ કહ્યું:—

"નથી પ્રેમી પ્રિયા પ્યારાં બધી એ ભૂલભૂલામણી છે;
ચહે જેને જિગર હેતે નહિ મળતું કદી તે પ્રેમ કે પ્રીતે."

મંદારિકાએ કહ્યું:—"સખી ! મને લાગે છે કે, તું આ મારા પોતાના પરજ અંગત આક્ષેપ કરી રહી છે, પતિ વિનાની નિરખીને મારો આવો ઉપહાસ કરી રહી છે !

"ઘેલી રે ઘેલી ! તારો પતિ તો વીસ વર્ષના યુવાન છે, છતાં તારા પોતાના પર તું આવા નકામા આરોપને શા માટે વ્હોરી લે છે !" અરૂણાએ સહજ હસીને કહ્યું.

"કોણ ! કોને તું મારો પતિ ઠરાવે છે ! જનસમાજની જાણમાં તો જગતના આંધળા નિયમ પ્રમાણે મારી માતા અથવા ભ્રાતા બેઉમાંથી કોઇએ પણ મારા પતિને નિર્માણ કર્યો નથી ?"

"તેમ છતાં પણ તેં તારી ઇચ્છાનુસાર તો મનમાન્યા મોહક માનવીને તારા હૃદયાગારનો સ્વામી બનાવી દીધો છે ને ?" અરૂણાએ આતુરતાથી પૂછ્યું.

"કોને ? તું કોના સંબંધમાં આ બધા અસત્ય આક્ષેપો કરી રહી છે, એ મારાથી સમજી સકાતું નથી."

"ક્યાંથી સમજે ? હજી તો નાની બાળા છે ને ! હું જે ભાગ્યશાળી નરને તારા હૈયાના હાર તરીકે ઓળખાવવા માગું છું, તેને શું તું નથી ઓળખતી ?" અરૂણાએ કહ્યું.

"ના, બાઇ ! આમ વળગી કેમ પડે છે ?"

"એમ કે ? આતો ઉલટો ચોર કોટવાળને દંડે, એવોજ ઇન્સાફ અપાય છે, એમાં તારો અન્યાય થાય છે. શું તું રસીલા, કામણગારા મોહનવર તારા બંસીલાલને નથી ઓળખતી ? તેં શું એ મહા પુરૂષનું નામ પણ નથી સાંભળ્યું ?" અરૂણાએ ખરી હકીકત જણાવી દીધી."

બંસીલાલનું–પોતાના હૃદયના સાર, જીવનના આધાર અને હૈયાના હાર–બંસીલાલનું નામ સાંભળીને મંદારિકાની આંખોમાં આંસૂ ઉભરાઇ આવ્યાં, શરીરમાં રોમાંચ થઇ આવ્યો. એ જોઇને અરૂણાનું

હૈયું પણ વલોવાઇ ગયું. તેના દિલમાં દયા ઉપજી આવી. તેણે પોતાની સાડીના છેડાથી મંદારિકાની આંખો લૂછતાં લૂછતાં કહ્યું કે:–"વાહ સખી ! આ શું ! શું તારી આંખોમાં સદા વરસાદજ છવાયલો રહે છે ?"

મંદારિકાએ એક ઊંડો નિશ્વાસ નાખીને કહ્યું:–"સખી ! દુર્દિનના વીત્યા વિના વસંત મહારાજનાં દર્શન ક્યાંથી થઇ શકે ?"

"કેમ, સોમભદ્રના જાણવામાં તારા ગુપ્ત પ્રેમની વાત આવી ગઇ છે ! તેણે બંસીલાલની સાથે તારાં લગ્ન ન કરવાનો પ્રતિબંધ કર્યો છે ?" અરૂણાએ અજાયબીથી પૂછ્યું.

"હા, મારા પર વરસાદ વિનાની વિજળીનો વજ્રાઘાત ફરીવાર થવાનાં લક્ષણો જણાઇ આવે છે. મારો દાનવી સ્વભાવનો કસાઇ ભાઈ મને દેવના હાથમાંથી દાનવના હાથમાં આપવા માગે છે,"

"ત્યારે શું તેણે કોઇ નવો સંબંધ સ્થિર કર્યો છે (" અરુણાએ ઉત્સુકતાથી પૂછ્યું.

આમ કહેતાં કહેતાં અરુણાના મુખપર ઉદાસિનતા છવાઇ ગઇ. મંદાએ ફરીવાર રડતાં રડતાંજ કહ્યું:–"નહિ તો, આ અભાગિનીને બીજું શું દુઃખ છે !"

"બહેન ! આ વ્યાધિમાંથી વારંવાર શી રીતે રક્ષા થશે ? સોમભદ્ર કોની સાથે તારાં લગ્ન કરવાની ઇચ્છા ધરાવે છે !" અરૂણાએ અજાયબીથી પૂછ્યું.

"સખી ! એ અસાધ્ય રોગની કાંઇ ઔષધીજ નથી. તે કામાંધ જાલિમસિંહ નામના પોતાના એક નવા રાજપૂતની સાથે મારાં લગ્ન કરવા ઇચ્છે છે." મંદારિકાએ જવાબ આપ્યો.

અરુણાએ કહ્યું:—"પણ સખી ! દઢતા અને કાળજીથી કોઈ પણ કાર્ય અસાધ્ય નથી. તું આટલી બધી ચિંતા શા માટે કરે છે ? જેણે માતાના ઉદરમાં રક્ષા કરી છે, તે પરમાત્માજ તને આ દુઃખમાંથી અવશ્ય બચાવશે. પણ હા, એ તો કહે કે, જે જાલિમસિંહની

સાથે સોમભદ્ર તારાં લગ્ન કરવાની ઇચ્છા ધરાવે છે, તે જાલિમસિંહ કોણ છે અને તેની સાથે લગ્ન કરવાનું શું કારણ છે ? મારાથી તો આ ભયંકર ભેદને કોઈ પણ રીતે સમજી શકાતો નથી."

"બહેન ! તે નરાધમ નરપિશાચ જાલિમસિંહ, આનંદદુર્ગનો એક મોટા જમીનદાર છે અને તે જાતિનો રાજપૂત છે. રાજપૂત હોવા છતાં, તેનામાં રાજપૂતનો એક પણ ગુણ નથી. મારા ભાઈ સોમભદ્રને તેની સાથે મિત્રતા છે અને તે તેની પાસેથી કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવતો હોય, તેમ જણાય છે. માયાના મોહમાં પડી મારો ભાઇ એટલો બધો અંધ બની ગયો છું કે, હું એક બ્રાહ્મણ કન્યા હોવા છતાં પણ તે એક રાજપૂત કે જે પચાસ વર્ષનો બુઢ્ઢો, દુરાચારી અને દરેક દુર્ગુણમાં પૂરો છે, તેની સાથે મારાં લગ્ન કરવાને તૈયાર થયો છે. હવે દુનિયાને રસાતળ જવામાં શું બાકી રહ્યું છે ! જ્યારે ભાઇઓજ આવા જલ્લાદ જેવા ભયંકર બની ભગિનીની ગરદન રેંસવાને તૈયાર થાય, ત્યારે પછી અધર્મમાં બાકીજ શું રહ્યું ?

"એ તો ગજબની વાત કહેવાય ! બ્રાહ્મણકન્યાનાં લગ્ન એક સાધારણ રાજપૂતની સાથે થાય, એના જેવો બીજો અન્યાય કયો કહેવાય ? બહેન ! મારી સલાહ માને તો બંસીલાલને લઇને સોમભદ્રના આવતાં પહેલાંજ તું બીજા કોઈ પણ આબાદ સ્થાનમાં ચાલી જા. જ્યાં રહેવાથી, ધર્મમાન, પ્રતિષ્ઠા અને જાતિની હાનિ થતી હોય, ત્યાં એક ક્ષણ પણ રહેવું, એ કોઇ પણ રીતે ઉચિત નથી. ઈશ્વરકૃપા હશે તો ગમે ત્યાંથી અન્નપાણી મળી રહેશે. જન્મ આપનારને જીવોની ચિંતા પડેલી છે. માટે એનો જરા પણ ખ્યાલ ન કર." અરુણાએ ઉપદેશ આપ્યો.

"એ બધું ખરૂં છે, પણ વૈરી વિધાતાએ સ્ત્રીઓને તો અબળા બનાવી છે, એટલે તેમની બિચારીઓનાથી શું થઇ શકે ? એક તરફ જનસમાજની ખોટી નિંદાનો ભય, બીજી તરફ કુળ પર કલંક

લાગવાનો તેનાથી પણ મહા ભયંકર ભય, અને તે સર્વના ઉપરાંત જીવતા નરરાક્ષસ સોમભદ્રનો પારાવાર ભય, આવી હાલતમાં મારાથી એક ડગલું પણ મહેલ બહાર શી રીતે ભરી શકાય ?"

"ઠીક છે, પણ કામ પડયે અબળાઓ પ્રબળાઓ બનીને પુરૂષોના પણ કાન કાપી લે છે. એને માટે અત્યારથી આટલી બધી ચિંતા ન કર. કારણ કેઃ—

"અબળા નહિ અબળા, પ્રબળા અતિ લેખાય છે;
નારી કરે જે કાર્યને પુરૂષો થકી નહિ થાય છે;
શક્તિ સમી છે સુંદરી ને દેવીનો એ અંશ છે;
લલના તણા સુકામથી નરનો રહેલો વંશ છે;
સીતા અને તારા સમી નારો સદા વિખ્યાત છે;
એ નારીના અંશો સમી અબળા સદા આબાદ છે."

"બહુ સારૂં, પ્યારી ત્યારે હવે પછી તેમજ કરીશ." આમ કહીને મંદારિકા અરૂણાનું મુખ જોવા લાગી. ત્યાર પછી અરૂણાએ હસીને સ્નેહસહિત તેના ગાલોપર ચુંબન કર્યું અને ગઇથી કાનમાં કાંઇક કહ્યું, એ સાંભળીને મંદારિકા શરમાઇ ગઇ.

ધીમે ધીમે સંધ્યા થઇ ગઇ, બગીચામાં એકાએક અંધારૂં છવાઇ ગયું અને વાદળાં ગરજવા લાગ્યાં, ત્યારે અરૂણાએ કહ્યું:—"ચાલ, મંદા ! ઘરમાં જઇને જરા હિંડોળાપર હિંચકા ખાઇએ."

ત્યાર પછી તેઓ બન્ને સખીઓ ઉઠીને મહાલયમાં ચાલી ગઇ, તેમની સાથે સાથે જાણે તે ઉદ્યાનની શોભા પણ ચાલી ગઇ. ફક્ત ચારે તરફ ઘોર અંધકારજ દેખાવા લાગ્યો !!

## નવમં પરિચ્છેદ

### પતિપત્નીનો પ્રેમાલાપ

માલૂમ તુમકો ભી હો કિસી પર જો આએ દિલ;
નાહક સતાયા કરતે હો સાહબ! પરાએ દિલ;
મિટ્ટી હુઆ હવા હુઆ પામાલ હો ગયા;
ક્યા પૂછતે હો, ખાક કહું માજરાએ દિલ;
જીલ્ફોંમેં ફંસકે સેંકડો ઝટકે ઊઠા ચૂકે;
લાઝિમ હય અબ મુઆંફ મીકરદો સવાએ દિલ;
જખમી ઇસે ન કીજીએ તેગે—નિગાહસે;
દેના પડેગા આપકો ભી ખૂં બહાએ દિલ;
દોનોંકા એક હાલ હૈ ઇજાએ—હિજ્ર મેં;
રોતા હૈ મેરે વાસ્તે દિલ, મૈં બરાએ દિલ.

**આબિદ**

એક સુસજ્જિત સદનમાં લગભગ સોળ–સત્તર વર્ષની બાલા સહજ શૃંગાર સજીને એક પલંગપર બેઠી હતી. આમતેમ સૂચી કર્મનાં, લખવા વાંચવાનાં તથા ચિત્ર ચિતરવાનાં અનેક સાધનો પડેલાં હતાં. સ્હામેના એક ઉંચા ટેબલપર અનેક પુસ્તકો અને પુષ્પના ગુચ્છાઓ પડેલા હતા. ઓરડામાં બીજું કોઈ નહોતું, કેવળ તે સુંદરી જ એકાગ્ર મનથી એક મંજુલ ગાયન ગાઈ રહી હતી! બારીઓમાંથી પવન આવીને તેના અંચલ સાથે ક્રીડા કરી રહ્યો હતો, વારંવાર વસ્ત્ર ઉરાડી ઉરોજની ઉન્નત છબિ પર મોહિત થઇ, બમણો ચોગણો અત્યાચાર કરી રહ્યો હતો, પરંતુ બાલા તેની ચપલતા પર ધ્યાન ન દેતાં વીણા હાથમાં ધારી છુપી રીતે પોતાના મનને જ મુદિત કરવાના આશયથી ગદિત આશયથી ગાયન ગાઈ રહી હતી:—

આ વિશ્વ ડોલે છે બંસરીના નાદમાં.
મધુર નાદે (૨) વ્યાપે પ્રણુવ શબ્દ રે—
જો, જો, મુનિઓ ઉચ્ચારે વેદ ગાનમાં.—આ વિશ્વ.
અમી ઝરતો વિકાસે વ્યોમે ચંદ્રમા;
જ્યોતિ વર્ષે અવની તરુ વૃંદમાં;
દિવ્ય તેજે (૨) આ વિશ્વ સર્વ ન્હાયરે—
ભૂલે વિરહિણી દેહ ભાન કામમાં—
અગ્નિ, વરુણ ને વાસવ ભાનુ,
ચંદ્ર તથા યમરાજ બિચારા;
કંપતો કાળ કટાક્ષથી જેના,
વિશ્વવિહારી છે વિશ્વથી ન્યારા,
શિવ સનક ને નારદ આદિ,
ધરે નિરંતર ધ્યાન સમાધિ;
એ અવિનાશીના નામ સ્મરણથી,
દૂર થતા સહુ આધિ ઉપાધિ.
પ્રકટ્યા હરવા ભૂમિભાર, કમળા કાન્તજીરે;
કરવા દુષ્ટનો સંહાર શ્રી યદુનાથજીરે;
એવા મોક્ષપતિને શિશ નમીએ વારંવાર,
ચરણે નમીએ વારંવાર.—આ વિશ્વ.

સુંદરી સપ્તમ સ્વરથી ગાયન ગાઇને જરાવાર વિશ્રાંતિ લેવા બેઠી, એવામાં એ ઓરડામાં એક વીસ બાવીસ વર્ષના યુવકે પ્રવેશ કર્યો. યુવકને જોતાંની સાથેજ યુવતી કાંઈક ઝંખવાણી પડી ગઇ અને પોતાના ગાયનને કદાચ એ યુવક સાંભળી ગયો હશે, એવી આ શંકાથી ગદ્દગદ્દ થઇ ગઇ. તે કાંઇક કહેવા ચાહતી હતી, એવામાં આવનાર યુવકે તેના હાથમાથી વીણાને છીનવી લઇ સહજ ધીમું પણ મધુરં હાસ્ય કરીને કહ્યું:—

"તું જો આવી રીતે સંગીતની શોખીન બની જઇશ, તો સંગીતના મોટા મોટા ઉસ્તાદોને પોતાનું ગુજરાન ચલાવવું પણ ભારી થઈ પડશે."

"અને તમારૂં ?"

આમ કહીને તે હસવા લાગી તથા તરતજ પાછી બોલી ઉઠી:–

"મીઠી મધુરી મોહિની સંગીતમાં આવી વસી;
દેવાંગના લોભાઇને સંગીતની સાથી બની;
સાગર મીઠો સુધા તણો સંગીતથી હારી જતો;
વાયુ વિકમ્પી સ્થિર થઈ સંગીતથી સ્તંભી જતો;
મૃગલાં સુણી સંગીતને મોહક અતિશય થાય છે;
ધારે હળાહળને હ્રદે એ સર્પ પણ લોભાય છે."

"વાહ! વાહ! સંગીત પ્રવીણાસુંદરી! સંગીતની મહત્તાને તો આજે તમે ગૌરવના મેરુ પર ચઢાવી દીધી છે અને મારી બોલવાની શક્તિને પણ બંધ કરી દીધી છે!"

"કેમ આજે કાંઈ આખી દુનિયાનો ઉપહાસ કરવાનો તમે ઇજારો લીધો છે કે શું વારૂ?"

"આવા શબ્દો શા કારણથી બોલાય છે, વિના કારણ અસત્ય આક્ષેપનું આરોપણ શાથી થાય છે?"

"આક્ષેપ તમે પોતે કરો છો અને અપરાધી મને ઠરાવો છો, એ ક્યાંનો ન્યાય, ક્યાંનો ઇન્સાફ?"

"હવે આ વિવાદનો અંત ક્યારે લાવશો?"

"જ્યારે તમારી ઇચ્છા થશે, ત્યારે!

"વાહ! ઇશ્વરે શરીરમાં જેવી સુંદરતા આપી છે. તેવીજ મુખમાં મિષ્ટ વાણી પણ આપી છેને શું!"

"પરીક્ષક વિના એ સુંદરતા અને વાણીની પ્રશંસા બીજું કોણ કરે?"

" ત્યારે શું આજે વચનના બાણુથી મને હરાવવાનોજ નિશ્ચય કરી રાખ્યો છે ? "

" ના, રે ના, તમારા જેવા રણભૂમિના પ્રચંડ યોદ્ધાઓને પરાજિત કરનારા પ્રબળ પ્રતાપી પુરુષને હું એક સામાન્ય અબળા શી રીતે હરાવી શકું ? "

" સ્ત્રીઓથી જ્યારે સમસ્ત સંસારે, રાધિકાથી કૃષ્ણે, શચીથી ઈંદ્રે, રતિથી મદને, ઉમાથી ભવે અને કાન્તાથી કાન્તે હાર સ્વીકારી લીધી છે, ત્યારે મારૂં શું ગુજું ! મારી શી બિસાત ! "

" એતો બધુંએ ઠીક, પણ તમે બેસતા કેમ નથી ? "

" ક્યાં બેસે ! "

" આ પલંગ પર ! અહા ! કેવું સુંદર બિછાનું બિછાવવામાં આવ્યું છે ? " યુવતીએ કહ્યું.

" એતો ઘણુંજ કઠિન આસન હોય, એમ જણાય છે ! " યુવકે સહજ કટાક્ષ કરીને કહ્યું.

" તો એનાથી કોમળ બીજું આસન ક્યાંથી લાવું ? " યુવતીએ આવેશમાં આવી પૂછ્યું.

" એ તો તારી પાસેજ છે, લેવા જવાનું શું પ્રયોજન છે ? " યુવકે મર્મમાંથી કહ્યું.

" એ શું ! મારી પાસે તો એવું કોઈ આસન હું જોઇ શકતી નથી. " યુવતીએ ઉત્તર આપ્યો.

" છે અને તેને હું બરાબર જોઇ રહ્યો છું. "

" શું છે, હોય તો બતાવવા કેમ નથી ? "

" બતાવું ! "

" હા, જરૂર. "

" જો આનાથી બીજું કયું કોમળ આસન હોય વારૂ ?" આમ કહીને યુવકે યુવતીની બે કોમળ ભુજાઓ તરફ ઇશારો કરીને આલિંગન

લેવાની ઇચ્છા દર્શાવી. ચપળ ચપળા તેના આશયને તરત જ જાણી ગઈ અને હસીને બોલી:—" ઓહો ! એમાં તે શી મોટી વાત છે, જો એ આસન પર વિરાજવાની ઇચ્છા હોય, તો તમારા માટે તે આસન સર્વદા તૈયાર છે. તમારા આ સુંદર અને સુકુમાર શરીર કરતાં એની કિમત કાંઈ વધારે નથી ! આવો, પધારો.

" પધારો પ્રેમથી પ્યારા હૃદય ભંડાર ખુલ્લો છે;
પ્રીતિનાં પુષ્પ છે ખિલ્યાં અહીં ઉદ્યાન ખુલ્લો છે;
ઝરે છે શાંતિના ઝરણાં, પ્રણયનો વાયુ ન્યારો છે;
ભલેને હોંશથી આવો અહીં દરબાર તમારો છે. "

" પણ તારી ક્રોડ તો બહુ જ કોમળ છે !" યુવકે હસીને કટાક્ષ કરીને કહ્યું.

" કદાચિત્ હશે ? પરીક્ષા કરીને જોઈ લો ! "

આવનાર યુવકે યુવતીને પોતાની ભુજાઓમાં ભરીને ગાઢાલિંગન આપ્યું અને ત્યારપછી તેઓ એક બીજાનાં ગળાં સાથે વળગીને બેસી ગયાં. યુવતીએ હસીને કહ્યું:—

"કેમ ! કોમળ છે ને !"

યુવકે આનંદમાં આવી ઉત્તર આપ્યો:—" આ તો મારી ધારણા કરતાં અતિશય કોમળ નથી, પણ તારી પાસે તેનાથી પણ એક વધારે કોમળ વસ્તુ છે ! "

" કયાં છે ? હું તો જાણતી નથી. " યુવતીએ સહજ સંકુચિત થઇને કહ્યું.

" ત્યારે તું તેને છુપાવી રહી છે ? જોઉં તારા ઉરસ અત્યંત કોમળ છે કે નહિ ! " યુવકે કહ્યું.

" ઇચ્છા હોય, તો એ પણ તૈયાર છે ! તમારાથી એ કાંઇ મને વધારે વ્હાલી વસ્તુ નથી ! "

યુવકે ફરીવાર યુવતીને કંઠ સાથે લગાડીને તેના ગાલોપર ચુંબન કરીને કહ્યું:—" પ્યારી ! તેં કાંઇ જાદૂ તો નથી કર્યો ને ? જોને દિવસમાં હું તને હજારોવાર જોઉં છું, તોપણ તને મળવાની મારી આશા કોઇ પણ પ્રકારે તૃપ્તજ થતી નથી ! "

" એમાં તો તમારી દૃષ્ટિનો ભ્રમ થતો હોય, એમ જણાય છે ! પણ કેમ, એવું શાથી થાય છે ? "

" તારા પ્રતાપથી ! " આમ કહીને યુવકે યુવતીના કોમળ કરને હાથમાં લઈ ફરીવાર કહ્યું:—

" નયન પ્રીતિભર્યાં આવાં નચાવીને નવોઢા તું !
અહાહા ! શું મૃદુતાએ ! મુદિત કરતી હૃદય મારૂં;
હૃદય બનતું સુધાસિન્ધુ ત્વરિત વિકાસ પામીને,
મિઠી આનંદ ઉર્મિ ત્યાં, રસે રમતી નવીન રંગે;
ચક્ષુ તારાં કદિ ધરી વિમળ કમળનું રૂપ;
કરતાં સૌ પરિતાપનું, શમન થતું દુઃખ દૂર. "

યુવતીએ પોતાની પ્રશંસાથી પુલકિત થઇ યુવકના હાથને ચુંબન કર્યું:—" હં—પછી ? "

યુવકે ઉત્તર આપ્યો:—" પછી !

" ઋતુ ગ્રીષ્મે શિતલ વાયુ, શરીર સંતાપને લાગે;
શરીર હલકું કરી મનનો પીડાકર ભાર ઉતારે;
પ્રસારી સ્ફુર્તિ તનમનમાં અર્પે સંસ્કારપટ રૂડા;
રૂચિર મુગ્ધા નજર ત્હારી અસરને ભાવ કરતી આ.
લોચન લલિત વિલોકતાં, ચઢતો અંગ સુરંગ;
દૃષ્ટિ પડતાં પલકમાં ધસતું મળવા મન.

" હં—હવે પ્રશંસાના પ્રવાહમાં કાંઈ ભરતી આવવાની ઉણપ રહી છે કે ? " યુવતીએ કહ્યું.

"હા, હજી થોડીક વાર છે. જો, સાંભળ!" યુવકે કહ્યું.

"ઉછાળા મારતા મનના ઉમળકે હું તને મળતો;
વિવિધ વિલાસ નિર્ઝરમાં, અલૌકિક સોખ્યથી ન્હાતો.
પ્રસારી બાહુ મારા હું સદાએ સ્નેહથી ભેટું;
રસીલા ગાલ તારાને સદા હું સ્નેહથી ચૂમું."

બસ, જ્યારે તને હું જોઉં છું, ત્યારે મારી આવી જ દશા થઇ જાય છે, માટે જો સામાન્ય દૃષ્ટિરોગ હોત તો સર્વદા જ મારી આવી ગતિ રહ્યા કરત."

"વાહ! ત્યારે શું હું કોઇ રંગબેરંગી જવાહિર છું?" યુવતીએ સહજ શરમાઇને કહ્યું.

"બસ, હવે તેં ખરૂં કહ્યું!" યુવકે યુવતીના કથનને પૂરતું અનુમોદન આપી કહ્યું.

ત્યારપછી યુવતીએ યુવકના ગાલોનું ચુંબન કરીને કહ્યું:—
"કેમ, આજે મારી સાથે શેતરંજ ખેલશો કે? મારી ઇચ્છાને માન આપશો કે?"

"શા માટે નહિ! લાવ, પણ પહેલાં બાજી તો લગાવી લે." યુવકે ઉત્તર આપ્યો.

"બાજી લગાડવાને માટે મારી પાસે હવે શું રહ્યું છે! જે કાંઇ તન, મન, હતું તે તો હું તમને પહેલીથી જ સમર્પણ કરી ચૂકી છું. એના સિવાય બીજું કાંઇ પણ હોય, તો કહો." યુવતીએ કહ્યું.

"એ સર્વના કરતાં પણ તારા અધરામૃતની ખૂબી તો કાંઈક ઓર જ છે! તેનો શરીરની સાથે કશો પણ સંબંધ જ નથી! વળી એ તો તારી ઈચ્છાને આધીન જ છે!" યુવકે કહ્યું.

ત્યાર પછી બન્ને શેતરંજ ખેલવા લાગ્યાં. બે કલાક સુધી ખૂબ ઠાઠમાઠથી બાજી ખેલી, પણ અંતે યુવતી જીતી. ત્યારે તેણે આનંદના પૂર બહારમાં આવીને કહ્યું કે:—

"કેમ, હવે તો તમે હાર્યા ને! હું મારો બદલો હવે વાળું કે નહિ વારૂ?"

"એમાં શો શક છે! અમો તો સદાથી હાર જ માનતા આવ્યા છીએ! આવતાં વેંત જ મેં તો મારી હાર માની લીધી! મોહિની વીણાના મોહનમંત્ર પાસે મૃગને પરાજિત થવું પડે છે, તેવી જ રીતે હૃદયરાણી સુંદરીની પાસે પુરુષોને સર્વદા પરાજય સ્વીકારવોજ પડે છે."

"જાઓ, હવે હું તમને બાંધી લઉં છું." આમ કહીને યુવતીએ યુવકને ભુજબંધનમાં જકડીને બાંધી લીધો તથા ત્યાર પછી તેણે હસતાં હસતાં કહેવા માંડયું.

"થયા બંદી તમે મારા, હવે બંધાઇને રહેજો;
નહિ તોડે તૂટે આ બંધ હૃદયમાં માની એ લેજો."

થોડીવાર સૂધી બન્ને ખેંચાખંચી કરતાં રહ્યાં. આખરે યુવકે કહ્યું:—"પ્યારી! ઘણીજ દુ:ખની વાત છે કે બંસીલાલને આપણે જરાપણ સુખી ન કરી શકયાં! હા! મૈત્રીના ચરણમાં આપણાથી શી રીતે મુક્ત થઇ શકાશે. મને તો કાંઈ પણ ઇલાજ સૂઝતો નથી!"

યુવતીએ કહ્યું:—"નાથ! જો મને સંસારમાં કાંઇ પણ દુ:ખ હોય, તો કેવળ તે એક જ દુ:ખ છે કે, મેં મારી પ્રિય સખી મંદારિકાને સુખી ન કરી એ જ છે. જોઉં છું, કે હવે શું થાય છે!"

યુવકે કહ્યું:—"જેમ ઇશ્વરની ઇચ્છા હશે, તેમ થઇ રહેશે."

ત્યારપછી બન્ને પ્રેમાલાપ કરવા લાગ્યાં. એ વાર્ત્તા સાંભળવાનો કોઇને પણ અધિકાર ન હોવાથી અમો પાઠક પાઠિકાઓને વિદાય કરીએ છીએ! એ યુવતી અરુણા હતી અને યુવક તેનો પતિ હતો. અરુણાના પતિનું નામ શું હતું, તે જાણવાની ઈચ્છા છે કે, જો હોય, તો તેનું નામ ગુલાબસિંહ હતું.



## દશમ પરિચ્છેદ

### માયામહેલ

આ અંગરૂપી બંગલાનો નિત નિવાસી ક્યાં ગયો ?
વિખુટો ખુંટો કરી મુજને અળગો કરી અળગો થયો !
તું એકનો બની બે વિભાગી કયમ થયો કપટી અલ્યા ?
જો બે બન્યો તો એકને છૂટો કરી તું ક્યાં ગયો !
દિલ લાગણીના જોગ જોડ્યા કયમ કર્યાં જાશે ટળ્યા ?
દિલવાસમાં ભોગ વસી જુદાઇ કરી તું ક્યાં ગયો ?
આ રીત ભૂંડી તે જ રૂડી કોણ કેનારો મળે ?
કૂડી જતે કૂડી અળગો કરી તું ક્યાં ગયો ?

રણશુર

ક્રૂરસિંહ જે વખતે પાણીમાં ગબડી પડયો હતો, તે વખતે તેને એવું માલૂમ પડી આવ્યું હતું કે, જાણે ઘણાં દોરડાં તેના પગ સાથે વિંટળાઇને તેને પાણીના ઘણા ઊંડાણમાં ખેંચીને લઇ જતાં હતાં. ક્રૂરસિંહ સારો તરીઓ હતો. તેણે ઘણી જ કાળજીથી સંભાળીને પોતાના પગને દોરડામાંથી છોડાવવાનો વિચાર કર્યો, પરંતુ એમાંથી એક પણ ઉપાય તેનાથી થઇ શક્યો નહિ. દોરડાં તેને પાણીના ઊંડાણમાં ખેંચી જતાં હતાં; આખરે તરફડીયાં ખાતો ખાતો તે નીચે જતાં સુધીમાં તો બેહોશ બની ગયો. થોડીવાર પછી જ્યારે હોશમાં આવ્યો, ત્યારે તેણે તેને પોતાને એક ઘણી જ અંધારા ગભારાવાળી ઓરડીમાં જોયો.

ક્રૂરસિંહને આ સંસારમાં માતા–પિતા આદિ કોઈ પણ નહોતું. તે કૃષ્ણપૂરના નવીન રાજા સોમભદ્રને જ પોતાનું સર્વસ્વ માનતો હતો, કારણ કે, સોમભદ્ર જ તેનો એક ખરો દોસ્ત હતો અને તેના

પર પૂરતો પ્રેમ રાખતો હતો. સોમભદ્રની સાથે તે નાનપણુથી જ રહેતો હતો. જ્યારે સોમભદ્ર તેના ગુરુ પાસેથી બહુરૂપીની વિદ્યા શીખતો હતો, ત્યારે ક્રૂરસિંહ પણ ખંતથી તે વિદ્યા શીખવા માંડ્યો હતો. બન્ને જણા પોતપોતાની વિદ્યાઓમાં નિપુણ થઇને પોતપોતાના ગુરુથી વિખૂટા થયા હતા. ક્રૂરસિંહની ઉમ્મર એકવીસ વર્ષની હતી, તેનો રંગ ગોરો, કદ પાતળું અને લાંબું હતું. દેખાવમાં તે એક ઘણો જ ખૂબસૂરત જવાન હતો. તે બાલ્યાવસ્થામાંથી જ બુદ્ધિમાન અને ચાલાક હતો. બાલ્યાવસ્થાથી જ તે કોઇ પણ ભયથી ભયભીત થતો નહોતો, વળી તેનામાં સહુથી મોટો ગુણ એ હતો કે, મોટામાં મોટી આફત આવી પડવા છતાં પણ તેનું મન લેશ માત્ર પણ ડગમગતું નહોતું.

ક્રૂરસિંહે જ્યારે પોતાને ઘોર અંધકારની ગોદમાં સપડાયલો જોયો, ત્યારે થોડીવાર સુધી બેઠો બેઠો વિચારતો રહ્યો અને જ્યારે તેને જણાઈ આવ્યું કે, તે કેવી રીતે ત્યાં આવી પહોંચ્યો છે, ત્યારે તેને દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો કે, કોઇ અસાધારણ આપત્તિમાં પોતે આવી પડ્યો છે.

ક્રૂરસિંહ ઉઠીને બેઠો થયો અને બહુરૂપીપણાના ખલતામાંથી બત્તી કાઢી, સળગાવીને તેની રોશનીમાં તે ઓરડીને તેણે બરાબર તપાસવા માંડી. તે વખતે તેને જણાયું કે, ચાળીસ ગજ ચોરસ તથા પાંચ ગજ ઊંચી એક ઓરડીમાં અત્યારે પોતે કેદ પકડાયલો છે. એ ઓરડીમાં એક પણ બારી, બારણું કે નાનું સરખું જાળીયું પણ ન જોવામાં આવવાથી તેના મનમાં ઘણીજ અજાયબી ઉત્પન્ન થઇ. ઓરડી તદ્દન ખાલી હતી. એક કાંકરી સરખી પણ ત્યાં જોવામાં આવતી નહોતી, એ જોઇને ક્રૂરસિંહે પોતાના મનમાં ને મનમાં જ વિચાર્યું કે, "આ અદ્‌ભૂત જગામાં તરફડીયાં ખાઇને મરવા માટેજ મને નાખી દેવામાં આવ્યો છે."

ફરીવાર તે વિચારવા લાગ્યો કે, આ ઓરડીમાં જો કે કોઈ જાહિર દરવાજો નથી, પરંતુ કોઈ ચોર દરવાજો તો જરૂર હશે! નહિ તો હું આ ઓરડીમાં શી રીતે દાખલ થઈ શકું? આમ કહીને તેણે પોતાના હાથમાંથી બત્તી લઇને ઓરડીના ચારે ખૂણાઓમાં બરાબર તપાસી તપાસીને જોવા માંડયું. લગભગ તેણે બધી જગાએ ઠોકરો મારી, પરંતુ એવો અવાજ ક્યાંયથી પણ તેના સાંભળવામાં આવ્યો નહિ કે, જેથી તેના મનમાં વિશ્વાસ બંધાઈ શકે કે, એની અંદર કોઇ પણ સ્થળ પોલું છે! પરંતુ તેથી જરાપણ નાઉમેદ ન થતાં તેણે બીજીવાર પુનઃ તે ઓરડીની તપાસ કરવા માંડી. પણ ક્રૂરસિંહના કમનસીબે ફરીવાર પણ તેની ધારણા પ્રમાણેનું કશું પણ પરિણામ આવ્યું નહિ.

"હવે ફક્ત છત અને દીવાલો ઉપરના ભાગોની તપાસ કરવાની બાકી રહી છે, પરંતુ પ્રથમ તો ત્યાં પહોંચવું એજ મુશ્કેલ છે, બીજું ત્યાં કાંઇ માલૂમ થવાની વકી પણ બહુજ ઓછી રાખી શકાય છે. આજે કિસ્મતનો પડદો અંધારાથી છવાઈ જાય, એમ સાફ દેખાય છે."

ક્રૂરસિંહે સાફ અને સુરીલા અવાજથી ઉપરનાં વચનો ઉચ્ચાર્યાં. થોડીવાર થોડોઘણો આરામ લીધા પછી તેણે છત તથા ઉપરની દીવાલો તપાસવાનો મનસૂબો કર્યો. બત્તીને ઓરડીના ભોંયતળીઆપર મૂકી દીધી અને પોતે દીવાલ સાથે પીઠ લગાડીને પલાંઠીવાળી બેસી ગયો. પરંતુ તેની નજર તો દીવાલો તરફજ ચોંટી રહી હતી! તે કોઇ ચોર દરવાજાની ફિકરમાં દિલોજાનથી ગુંથાઈ ગયો હતો.

ત્યાર પછી તેણે એક લોઢાની ગોળીને છત તથા દીવાલના ઉપરીભાગના દરેક પત્થર પર ફેંકીને જોયું કે, તેની અંદરની જગા પણ તેવીજ કઠણ હતી કે જેવી ઓરડીના ઉપરના ભાગની હતી.

ત્યારે ક્રૂરસિંહ ફરીવાર દીવાલને અઢેલીને બેસી ગયો. હજીપણ

તે નાઉમેદ થયો નહોતો! હજી સૂધી તે ગભરાયો નહોતો. તેણે સહુથી છેવટની કોશિશ એ નક્કી કરી કે, તે દીવાલની કેટલીક ઈંટો કાઢીને પોતાના ખંજરથી એક સુરંગ પાડવી. થોડીવાર સૂધી આરામ લીધા પછી તેણે બહુરૂપીપણાની કોથળીમાંથી છીણી અને હથોડી બહાર કાઢી, અને તેના વડે ઘણી મુશ્કેલીથી તેણે દીવાલમાંથી એકાદ બે ઈંટો બહાર ખેંચી કાઢી. જ્યારે ઇંટો સરી ગઈ, ત્યારે તેણે ખંજરની જોડી હાથમાં લઇને તે દીવાલને ખોદવા માંડી. ક્રૂરસિંહને માલૂમ થયું કે, દીવાલનો ચૂનો પત્થરથી પણ મજબૂત છે, તેના દરેક ઘાવથી માત્ર થોડી ઘણીજ દીવાલ કોતરાતી હતી. પણ તેથી લેશમાત્ર પણ ચલિત ન થતાં, તે દઢ સ્વભાવનો પુરૂપ પોતાના કામમાં-જ લાગી રહ્યો.

વચ્ચમાં થોડું ઘણું ખાઇ લીધા પછી ક્રૂરસિંહ પૂરા ચૌદ કલાક સૂધી તે મુશ્કેલી ભરેલી મહેનતમાં ગુંથાઈ રહ્યા તથા જરા પણ આરામ લીધા વિના સુરંગ ખોદતો રહ્યો. તેની સાથે તેની મહેનતનું સારૂં ફળ પણ દેખાઇ આવ્યું. દીવાલમાં લગભગ સવા ગજની સુરંગ તેણે ખોદી લીધી હતી. પળે પળે તેનું દિલ ધબકતું હતું કે, હવે તેનું ખંજર દીવાલને પેલેપાર નીકળી જવા માગે છે."

આખરે ખોદતાં ખોદતાં કોઇ એક ચોટે તેને જાહિર કરી દીધું કે, તેના ખંજરની અણી કોઇ પત્થર પર જઇ પડી છે! આમ માલૂમ થતાંની સાથેજ ક્રૂરસિંહ ઘણો ખુશ થઇ ગયો. તેને ખાત્રી થઇ ગઇ કે, તે પત્થર દીવાલની બીજી બાજૂનો હતો. તે તરતજ છીણી તથા હથોડાથી સંભાળી સંભાળીને કામ લેવા લાગ્યો, કારણ કે તેના મનમાં એવી દહેશત રહ્યા કરતી હતી કે, કદાચ તે તરફનું કોઇ પણ માણસ તેના કામથી વાકેફ ન થઈ જાય. પત્થર પરના તમામ ચૂના તથા મટોડીને ખસેડવાથી તેને જણાયું કે, તે એક

ચોખૂણ શિલા હતી. ક્રૂરસિંહે તે શિલાના એક ખૂણાને છીણી તથા હથોડીની સહાયતાથી જરા સેરવી દીધો અને ત્યાર પછી તે કાન માંડીને સાંભળવા લાગ્યો.

ક્રૂરસિંહ કાન ધરતાંની સાથેજ ચમકી ઊઠયો. તેને જણાયું કે, જાણે કોઈ મનુષ્ય કમજોર અવાજથી કહી રહ્યું છેઃ—"પગલાંના અવાજપરથી જણાઇ આવે છે કે, જરૂર કોઇ આદમી મારી પાસે છે. ગમે તો તે દોસ્ત હો કે દુશ્મન હો! પણ આ અંધારામાં પડેલા મનુષ્યની વાતનો જવાબ તો તેણે જરૂર આપવોજ જોઇએ."

ક્રૂરસિંહને જણાઇ આવ્યું કે, તે કમજોર અવાજ તેનો જાણીતો છે. તરતજ તેને વિશ્વાસ બંધાઇ ગયો કે, એ અવાજ કૃષ્ણપૂરના રાજાધિરાજ શ્રીમાન સોમદત્ત અથવા સોમભદ્રનો છે, પરંતુ જવાબમાં તેણે કાંઇ પણ ન કહેતાં તે શિલાને ખસેડવાની જલ્દી જલ્દી કોશિશ કરી. ચારે તરફથી તેણે શિલાને ખસેડી દીધી, એવામાં તેને વચ્ચમાં લાકડાંના પાટિયાંનો એક બંધ બાંધેલો જોવામાં આવ્યો. તે પાટિયાંને બે ચાર હથોડા મારીને દૂર કરવાને જેવો ક્રૂરસિંહે વિચાર કર્યો કે, તરતજ તે પાટિયાંની અંદરની જગામાં તેને એક મોટો ધડાકો થતો સંભળાયો. એથી ક્રૂરસિંહે તે પાટીયાંના છિદ્રમાંથી વાંકાવળીને જોયું, તો તેને જણાયું કે, પાટીયાંની બીજી બાજૂએ એકાએક રોશની થઇ ગઇ છે! એ સાથે તરતજ તેને કોઈના આવવાનાં પગલાંનો અવાજ પણ સંભળાયો.

ક્રૂરસિંહ હજી નિશ્ચય પણ કરી શકયો નહોતો કે, તે ધડાકો થવાનું, એકાએક રોશની પ્રકટ થવાનું તથા પગલાં સંભળાવાનું કારણ શું હતું, એવામાં તો તેને એક સ્ત્રીનો આવો અવાજ સંભળાયો. તે સ્ત્રી કહી રહી હતી કેઃ—

"સોમભદ્ર! તું મને ઓળખે છે! હું કાંચનગઢની રાજરાણી

અને માયામહેલની મહારાણી છું. તેં મારી સાથે ભયંકર બેઅદબી ચલાવી છે! રાજામહેન્દ્રની સાથે દગાબાજી કરી તેનું ખૂન કર્યું. તેની બહેન ચંદ્રકલા તથા માતા શ્રીમતીને રસ્તાની ભિખારિણીઓ બનાવી અને રમણરાય જેવા એક મહેન્દ્રકુમારના વફાદાર સરદારના લોહીથી પવિત્ર રાજમહાલયને રંજિત કર્યો? એ બધું તારાથી સહેલાઇથી થઇ શક્યું હશે! પણ કાંચનગઢની મહારાણી ગુલાબકુમારી પાસે તારૂં કશું પણ ચાલી શકશે નહિ.

"નથી હું રંકની બાળા સિંહણ જાયા ગણી લેજે;
ધર્યો છે ગર્વ જે દિલમાં હવે તેને તજી દેજે;
સ્મરીને તાત તારાને પ્રભુનું નામ ધારી લે;
થયા દિનો પૂરા તારા બધી આશા વિદારી દે;
હવે આ લોહીનું તરસ્યુ ખૂની ખપ્પર ભરાવા દે;
કરીને નષ્ટ દુનિયાથી હવે હૈયું ધરાવા દે."

નાદાન! પામર! ભીખારી! બ્રાહ્મણપણું ત્યાગી મહત્વાકાંક્ષાના મેરુ પર ચઢ્યો, તોપણ તારી તૃષ્ણાનો પાર ન આવ્યો! રંકમાંથી રાજા બન્યો છતાં, મારા રાજ્યને મેળવવાને ઇન્તેજાર થયો! જાલિમ નરરાક્ષસ! સિંહણની ગુફામાં પ્રવેશ કરતાં તને લેશ માત્ર પણ ભય ન લાગ્યો! તારા હૃદયમાં ભયંકર કંપ ન વ્યાપ્યો? તુચ્છ ચાંડાલ! વસંતદુર્ગની ખંડણી વસુલ કરવા જ્યારે મારો વઝીર આવ્યો હતો. ત્યારે તેં જ તેને મારીને નહસાડી મૂક્યો હતો ખરૂં ને વારૂ! નાદાન! તું એટલું પણ નથી જાણતો કે જેની કત્લ કરીને તું પાયતખ્તપર આવ્યો છે, તે મરહુમ મહેન્દ્રકુમાર તથા તેનો પિતા શ્રીદત્ત પણ મને એ વસંતદુર્ગની ખંડણી આપતા હતા? વસંતદુર્ગ મારા અધિકારનો છે અને તેની ખંડણી કૃષ્ણપૂરનું રાજ્ય પરંપરાથી આપતું આવે છે, તેમાં પણ તું ટંટો ઊઠાવવાને તૈયાર થયો.?

"પાપાત્મા ! તું સકલ સંસારને તારા હાથનું રમકડું ધારીને યથેચ્છ વર્તન ચલાવી રહ્યો હશે ! પણ આ કાંચનગઢની મહારાણી ગુલાબકુમારી પાસે તારૂં કશું પણ બળ ફાવીશ કે તેમ નથી. તું મારા રાજ્યને કશી પણ ઇજા કરી શકે તેમ નથી. કારણ કે:—

"શત્રુ સદા સંહારવા વીરતા ધરી મેં હામથી;
વક્ષો વિદારી પાપીનાં નિર્મૂળ કર્યાં આ ધામથી;
શૂરવીર ને વળી ધીરને માર્યા બહુ મેં મારથી;
અવની કંપાવી મેં અતિ આ ચર્ણના આઘાતથી;
નહિ ધારતો આ નારને તું નિર્બળા નારી કદી;
હાથે કરી નહિ માગતો તું મોતને મુખથી વદી."

કમજાત ! તેં તારી સલાહથી તારા બહુરૂપી સેનાપતિ ક્રૂરસિંહે મારી બે ખવાસણોને બેભાન બનાવી જંગલમાં સૂવડાવી અને મારા પ્રહરીઓની પણ આખરે દુર્દશા કરાવી ? તેં આ પહેલાં પણ મારી વિધવાની સાથે લગ્ન કરવાની તથા મારા રાજ્યને હજમ કરવાની પાપમયી ઇચ્છા ધરાવે છે. પણ મૂર્ખ સોમભદ્ર ! તારી એ બધી આશા નકામી છે !

"બધી છે વ્યર્થ એ આશા, બળીને ખાક થઈ જાશે;
તનુ તારૂં તપાવી તાપમાં ભારી અહીં ઉત્પાત થૈ જાશે;
નથી આ પંખિણી ભોળી, નહિ એ જાળમાં આવે;
શિકારીનો શિકારી પણ નહિ અહીં આવીને ફાવે !"

જે વ્યક્તિને ઉદ્દેશીને મહારાણી ગુલાબકુમારી આ શબ્દો કહી રહી હતી તે વ્યક્તિ સિંહ સમાન પ્રચંડ ગર્જના કરી કોપાવેશમાં આવી બોલી ઉઠી:—"ચૂપ કર નાદાન નારી ! બંધ કર આટલેજ તારી લવારી, નહિ તો અહીંને અહીં થશે ભીષણ ખુવારી.

"કર્યો છે કેદ પિંજરમાં નહિ પરવાહ છે તેની;
નિમાયું મોત છે સ્થાયી પછી ભીતિ કહે શેની !

નથી હું મોતથી ડરતો ન પરવા કાળની કરતો;
મહા યમરાજ ભીષણથી ઊરે ના હું કદી ડરતો.

હવે બકવાદ છોડીને નમીને પાય લાગી લે;
કર્યો અપરાધ ભારી તેં હવે તું માફી માગી લે."

"હેં! આ શું! શિયાળવાના હૃદયમાં સિંહ સમાન બળનો સંચાર! નામર્દના ઊરમાં વીરતાનો વ્યાપાર! સોમભદ્ર! હું તને બહુ સારી રીતે જાણું છું, તું મનુષ્યના આકારમાં રહેલો જગતને સંતાપનારો શયતાન છે! પાપને ધારનારો પિશાચ છે! પણ તું નથી જાણતો કે આ મનુષ્યને ભૂલમાં ભમાવનારો માયા મહેલ છે! અહીં મોટા પ્રચંડ વીરતાધારક વીરજનોનું વીરત્વ પણ ચાલી શકતું નથી, તો પછી તારી શી તાકાત છે! તારો વેષધારી પણ મારા માયા મહેલનો કેદી બની ગયો છે અને તું પણ મારા હાથમાં આવી ગયો છે! હવે તમારા બન્નેના જીવ મારી મુઠ્ઠીમાં રમી રહ્યા છે! તું ધારતો હોઈશ કે કદાચ હું તારો તથા તારા વેશધારીનો દોષ બતાવવા માટે અહીં આવી હોઇશ અથવા તમારા પાપી હૃદયના પ્રલાપો સાંભળવાના ઇરાદાથી આવી હોઇશ, તું ધારતો હોઇશ કે, તમારી કુચાલપર લાનત વરસાવવા જ હું આવી હોઈશ, પણ નહિ સોમભદ્ર! જે કામને માટે હું અહીં આવી છું, તે સર્વથી અલગ છે! મહાન પુરુષોનું કથન છે કે, વૈરીને કદાપિ તુચ્છ ન સમજવા જોઇએ, કે પછી તે બચાવનારને જ કરડી ખાય! માટે સોમભદ્ર! સર્પને કદાપિ જીવવાનો અવસર આપવો ન જોઇએ. કારણ કે, તે દૂધ પાનારને જ ડંસે છે, વિષમ હળાહળનો વપુમાં સંચાર કરે છે! તું મારો વેરી છે, સોમભદ્ર! તું મારો પ્રબળ દુશ્મન છે, તારી જિન્દગીનો ચિરાગ બુઝાવવા માટે જ હું અત્યારે તારી પાસે આવી છું. તારા લોહીના તરસ્યા મારા ખૂની ખંજરને લોહીથી તૃપ્ત કરવા માટે જ અત્યારે

અહીં મારૂં આવવું થયું છે. ચાલ હવે તું મરવાને તૈયાર થઇ જા, હું તારૂં મસ્તક ઉતારવા માગું છું.”

“ જગતમાં જન્મીને જે જે કર્યાં છે કામ તેં કાળાં;
નબાપાં બાળ તેં કીધા જલાવ્યા આગના લાળા:
બની જલ્લાદ જાલિમ તેં કર્યાં છે ખૂન નારીનાં:
હણ્યાં સૌભાગ્ય તેં દુષ્ટે ભલી ભામા બિચારીનાં:
થર્યાં છે પાપ તેં પૂરાં હવે અહીં કાળ આવ્યો છે:
ધરી લે ધ્યાન ધાતાનું મરણ પયગામ આવ્યો છે.”

“હરામજાદી, શયતાની! તારી શી મજાલ છે કે, તું મારો વાળ પણ વાંકો કરી શકે? જો કે હું તારી કેદમાં છું. તેમ છતાં પણ તું એકલી મારી સ્હામે છે! તારા મગજમાં એવો ખ્યાલ ક્યાંથી ઘુસી ગયો કે, તારી પાસે હું કાલાવાલા કરીશ અથવા મારા જીવનની માગણી કરીશ? મેં જે કાંઇ કર્યું છે, તે બહુજ સારૂં કર્યું છે! મહેન્દ્ર હૈયાનો ફૂટેલો હતો, એથી જ મારામાં વિશ્વાસ મૂકી રાજપાટ ગુમાવી બેઠો છે! તારે આવી વાતો મને કરવી જોઇતી નહોતી! જો કોઈ પુરુષ હોત, તો હું તેને આ વાતની મજા ચખાડત, પરંતુ તું અબળા છે, તોપણુ તને થોડી ઘણી સજા તો અવશ્ય કરવી જ જોઇએ.”

આ પછી ક્રૂરસિંહને જણાયું કે, ગુસ્સાથી ભરાયલો સોમભદ્ર દૃઢતાની સાથે આગળ વધી રહ્યો છે. બરાબર એજ વખતે ત્રણ તાળીઓનો અવાજ થયો અને તે સાથે એક ધડાકો સંભળાયો! ધડાકાપરથી સમજાયું કે, કોઇ મનુષ્ય નીચે ગબડી પડયું છે! ત્યાર પછી રાણીના ભયંકર બરાડાનો અવાજ સંભળાયો. ભયાનક રીતે કેટલીકવાર સૂધી હસીને મહારાણીએ કહ્યું:–“ તું ઘણોજ જંગલી છે! જ્યારે મેં તને મારી તાકાતની થોડી ઘણી હકીકત જણાવી દીધી હતી, ત્યારે પછી તારે આવું સાહસ કરવું જોઇતું નહોતું! તેં જોયું

ને કે, ફક્ત મારી ત્રણ તાળીઓએજ તારી કેવી ભયંકર દુર્દશા કરી! તારા હાથપગ કાબુમાં ન રહ્યા અને તું એક જીવ વગરના મુડદાંની પેઠે જમીનપર ગબડી પડ્યો! હું તારી જીભને પણ કાબુમાં રાખી શકું તેમ હતી, પણ તે વખતના તારા પ્રલાપો સાંભળવાની મને પ્રબળ ઇચ્છા થઇ આવી હતી. હવે થોડા વખતમાંજ તારાં ગળાપર આ તેજ ખંજર ફેરવવામાં આવશે."

"તું હવે આ દુનિયાનો બે ઘડીનો મહેમાન છે. તારાં સઘળાં પાપોનો ઘડો ભરાઈ રહેવા આવ્યો છે! તારા જીવનની -જ્યોતિનું સત્વ હવે ખૂટી જવા આવ્યું છે. તારો ભક્ષ કરવા માટે હજારો ડાકિણીઓ તૈયાર થઈ રહી છે, તારૂં ખૂન પીવાને તરસી શયનાનીઓ હાથમાં ખપ્પર ધારીને તારા મોતની વાટ જોતી બેઠી છે. તારી કૂચનાં નગારાં હવે દોર દમામથી વાગી રહ્યાં છે, તારા આ પાપી શરીરને બાળીને ભસ્મ કરવા માટે યમરાજના અનુચરોએ નરકના કુંડમાં પ્રચંડ પાવક પ્રજળાવી દીધો છે! તારા દેહને વજ્રના ખીલાઓથી છુંદી નાખવા માટે નરકના દૂતો તારી રાહ જોઈ રહ્યા છે. હવે આ સંસાર તરી પાપમય પાષાણ જેવી કાયાના ભારને ન સહી શકવાથી અગ્નિ નારાયણના ઉદરમાં પધરાવવાને તૈયાર થઇ ગયો છે."

"તારાથી જે કાંઇ થાય, તે કરી લે. મને તારા જેવી સાધારણ કુલટાનો જરા પણ ભય નથી. જો હૃદયમાં ભય ધારીનેજ હું દરેક કામ કરવામાં ગુંથાયો હોત, તો કૃષ્ણપૂર જેવા મોટા રાજ્યનો સ્વામી કદાપિ થઈ શકત નહિ, આખા રાજ્યને કદાપિ ડોલાવી શકત નહિ. મને મોતનો જરા પણ ખૌફ નથી. હું તને હજાર વાર કહી ચૂક્યો છું કે, મરણ એ મારી આગળ તદ્દન મામૂલી વસ્તુ છે, છતાં તું વારંવાર મને તેનો ભય શા માટે બતાવ્યા કરે છે! શું તું મને છેક કાયર અને ભીરૂ પુરૂષ ધારે છે, તેમ ધારતી હોય, તો તેમાં

તારી ગંભીર ભૂલ થાય છે. જ્યાં સુધી મારા બાહુમાં બળ છે, ત્યાં સુધી કોની તાકાત છે કે, મારા શરીરનો કોઈનાથી સ્પર્શ માત્ર પણ કરી શકાય? હું આ દુનિયામાં કોઇનાથી પણ ડરતો નથી. મને મારા જીવની જરા પણ દરકાર નથી. ચાલ, તારાથી થાય તે તું સત્વર કરી લે."

આ સર્વ સોમભદ્રે કોપના આવેશમાં આવી રાણી ગુલાબ-કુમારીને સંબોધીને કહ્યું. આ સાંભળીને કર્કશા રાણીએ ક્રૂર અવાજથી કહ્યું:—"બસ, હવે આ તારા મોતની છેવટની ઘડી છે, તું ઇશ્વરનું સ્મરણ કરવું હોય તો કરી લે."

"ઇશ્વર! ઈશ્વર કોણ છે! ઇશ્વરથી તારા જેવી પામર પ્રમદા-ઓજ ડરે છે. વીરપુરૂષો તો ઇશ્વરને પણ ડરાવે છે. રાવણે રામને ત્રાહિ ત્રાહિ પોકારાવ્યો હતો, શિશુપાળે કૃષ્ણને ફજેત કર્યો હતો, એ સર્વ વાર્તાઓને તું કેમ વિસરી જાય છે! મને તારો કે તારા ઈશ્વ-રનો લેશ માત્ર પણ ભય નથી. મનુષ્ય પોતે પોતાના બાહુબળથી સર્વ કરી શકે છે, રાજ્યના સિંહાસનને પણ પ્રાપ્ત કરી શકે છે. દાખલા તરીકે હું પોતેજ તારી નજર આગળ હાજર છું."

"અભિમાની અને ગર્વથી અંધ થયેલા નાદાન નર! તને એ-ટલું બધું અભિમાન આવી ગયું છે કે, તું જગતના સંચાલક ઇશ્વરનો પણ અનાદર કરી રહ્યો છે. ઠીક છે, જોઉં છું કે, તું તારા પોતાના બળપર કેવોક ઝઝુમી શકે છે!" રાણી ગુલાબકુમારીએ ઉશ્કેરા-ઈને કહ્યું.

"મને મારો શયતાન સહાયક છે તો પછી કોનો ભય છે!" આમ કહીને સોમભદ્રે શયતાનની ઉપાસનાનો એક ભયંકર મંત્ર ભણવા માંડયો. એ વખતે ત્યાં કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો.

ક્રૂરસિંહ સમજી ગયો કે, હવે વિલંબ કરવાની અગત્ય નથી,

પાપિષ્ટા રાણી આગળ વધીને પોતાનું ખૂની ખંજર સોમભદ્રના દેહમાં ઘોંચી દેશે. આ પ્રમાણે વિચાર કરી પાટિયાંના પડને છીણી તથા હથોડાવતી તોડીને એકદમ જે ઓરડીમાં મહારાણી ગુલાબકુમારી તથા સોમભદ્ર વચ્ચે વાદવિવાદ ચાલી રહ્યા હતો, ત્યાં જઈ પહોંચ્યો. ત્યાં જતાં પહેલાં તેણે પોતાની પાસે બેહોશીની દવા પણ કાઢીને તૈયાર કરી રાખી.

ઓરડીના પ્રકાશમાં ક્રૂરસિંહે જોયું કે, સોમભદ્ર જમીનપર પડયો હતો અને મહારાણી ખંજર ખેંચીને તેની નજીકમાં ઉભી હતી.

સોમભદ્ર તથા રાણી બન્ને જણાં પોતપોતાનું ભાન ભૂલીને આ અદ્દભુત બનાવને જોવા લાગ્યાં. ક્રૂરસિંહને જોતાંની સાથેજ રાણી ઉછળીને પાછી હઠી ગઇ, તથા તાળીઓ બજાવવા માટે જેવા તેણે પોતાના હાથ પહોળા કર્યા કે તરતજ ક્રૂરસિંહની ફેંકેલી બેહોશીની દવા તેના હાથ પર જઇ પડી, એથી તે તરતજ સિંહના જેવી ગર્જના કરી જમીનપર ગબડી પડી.

આ જોતાંની સાથેજ ક્રૂરસિંહે ખંજર ખેંચ્યું અને તે કૂદીને આગળ ધસ્યો. તેણે રાણીનું મસ્તક કાપી લેવાનો વિચાર કર્યો, એવામાં એકાએક ઓરડી જોરથી હાલવા લાગી. ઓરડીનો પ્રકાશ લોપ થઇને અંધારૂ છવાઇ ગયું ત્યાર પછી ફરીવાર એક ધડાકો થયો, અને મોતની છાયા છવાઈ ગઈ. થોડી વાર સુધી ઘણીજ હેરાનીમાં ક્રૂરસિંહ ઉભો રહ્યો, પરંતુ કાંઇક હોશ આવતાં તેણે રોશની કરીને જોયું તો, ઓરડીમાં તેને રાણીનું નામનિશાન પણ દેખાયું નહિ, ફક્ત સોમભદ્રને એકીટસે પોતાના તરફ જોતો તેણે જોયો.

## એકાદશ પરિચ્છેદ

### પહાડી ગુફા

The Hermit trimm'd his little fire,
And cheer'd his pensive guest.
In humblest, simplest habit clad,
No wealth norpower had he;
Wisdom and worth were all he had.

*Oliver Goldsmith.*

વૃક્ષ તળેની બેહોશ સ્ત્રીની પાસે જઈને તે પુરૂષે પ્રથમ તેની સાડીના છેડા પર બાંધેલી ચીઠ્ઠી છોડી અને ત્યાર પછી તે એક મીણબત્તી સળગાવીને તે ચીઠ્ઠીને વાંચવા લાગ્યો, તો તેને તેમાં આ પ્રમાણે લખેલું મળી આવ્યું.

"આજ રાત્રિના બાર વાગ્યા પછી બીજા કેદીનું માથું કાપી લો. માથું કાપીને તેને પણ તે ઓરડીમાં નાખી દેજો કે, જેમાં પહેલો કેદી માર્યો ગયો છે. ત્રીજા કેદીની મારો હુકમ ન મળે ત્યાં સૂધી સખ્ત નજર રાખો. હું આવા અગત્યના અવસરે તમારી પાસે જરૂર આવત, પરંતુ કેટલાંક કારણોથી મારે આજે માયામહેલ ભણી જવું પડયું છે, જેથી આવી શકાયું નથી. તમારૂં તે કામ પૂરૂં થયું કે નહિ, કે જેને માટે મેં તમને ગઇ કાલે પત્ર લખ્યો હતો ?"

"મહારાણી"

આ પત્ર વાંચીને તે વ્યક્તિ મનમાં ને મનમાંજ કહેવા લાગી કે:—"આ તો અજબ તમાશો દેખાય છે ! હરામજાદી રાણી ઘણી હત્યારી હોય એમ જણાય છે ! કોણ જાણે કેટલાં માણસોના જીવ તે

આ પહેલાં લઇ ચૂક્યા હશે! રાજન્ સોમભદ્રને ભગવાને બચાવ્યા, તેઓ પૂરી બલામાં આવી ફસાયા છે. મહારાણી ગુલાબકુમારીનો પીછો હું કોઇ પણ રીતે કરી શકું તેમ નથી. તેનો પીછો પકડવાનું મુખ્ય સાધન આ લલિતાંગીજ છે. પણ એ લલિતાંગી તો ગજબના ભેદ-ભરેલા મામલામાં સામેલ થઈ હોય એમ જણાય છે! એનો વેશ ધારણ કરીને સહુની સમક્ષ મહેલમાં જવું એ જાણે પોતાને હાથે કરીને આફતના મુખમાં નાખવા બરાબર છે. તેમ છતાં પણ હું એ કામ સરળતાથી કરી શકું તેમ છું. એક તો આ લલિતાંગીના ભેદથી વાકેફ થઇ શકું તેમ છું અને બીજું હું તે જગાથી વાકેફ થઇ શકું તેમ છું કે, જ્યાં લલિતાંગી પત્ર લઈને જાય છે અને જ્યાં કોઇ નિ-ર્દોષના જીવનની જ્યોતિ હોલવાઇ જવાની અણીપર આવી લાગી છે. ત્યાર પછી હું લલિતાંગીના રહસ્યને પણ જાણી લઈશ. તે સોમભ-દ્રના શૂરવીર વેશધારી સરદારોના હાથમાંથી છટકીને ક્યાં જવાની છે!"

આ સર્વ વિચારો મનમાં ને મનમાંજ ક્ષણવારમાં કરી લીધા પછી તે ચમત્કારિક પુરુષ લલિતાંગીના શરીરને ફરીવાર તપાસવા લાગ્યો. લલિતાંગીના હાથની વીંટી, બાજૂબંધ, આદિ ઘરેણાં તેણે ઉતારી લીધાં, તે ચીઠી તેના છેડા પર બાંધી અને ત્યાર પછી કાંઇક દવા સુંઘાડીને અદ્દભુત પુરૂષ તેની પાસેથી હટી ગયો અને ઝાડના ઓથમાં છુપાઈ ગયો. દવાની વાસ નાકમાં પેસતાંની સાથેજ લલિતાંગી કેટલીક છીંકો મારીને હોશમાં આવી. પહેલાં તો તે કાંઇક તરફડી ને થોડી વાર સુધી પડી રહી અને ત્યાર પછી ઉઠીને, આંખો મસળતી મસળતી પોતાની ચારે તરફ જોવા લાગી. અદ્દભુત પુરૂષ જોતો રહ્યો કે, ધીમે ધીમે તેને ભાન આવવા માંડયું, તેને તેની વીંટી તથા બાજૂને પો-તાના શરીરપર ન જોયાં, પણ તેણે જ્યારે પેલા પત્રને છેડા પર બાંધેલો જોયો, ત્યારે તે મનમાં ને મનમાંજ ધીમેથી કહેવા લાગી કે:

"આ કોઈ ચોરનું કામ હોવું જોઈએ, તેણેજ મને બેહોશ કરીને લૂંટી લીધી હશે. ચાલો, મને જીવતી છોડી દીધી, એ પણ એક સંતોષની વાત છે."

આમ કહીને તે ઉઠી ઉભી થઇ તથા પોતાના કાળા બુરખાથી શરીરને બરાબર ઢાંકીને ઉતાવળી ઉતાવળી એક તરફ ચાલવા લાગી. લલિતાંગીથી લગભગ તીસ કદમ જેટલે તે અદ્‌ભુત પુરૂષ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે તેનાં પગલાં સાથે પોતાનાં પગલાં મેળવીને ચાલી રહ્યો હતો, એથી લલિતાંગીને તેનાં પગલાંનો અવાજ બિલ્કુલ સંભળાયો નહિ. તે તો પોતાની ધુનમાં ને ધુનમાં સપાટાબંધ આગળ ચાલવા લાગી.

લગભગ બે કલાક સૂધી લલિતાંગી અને અદ્‌ભુત પુરૂષ આગળ વધતાં ગયાં. ઘણાં મેદાન, ઘણાં જંગલ, ચઢાવ, ઉતારને તેમણે પોતાની પાછળ છોડી દીધા. હવે તેઓ એક મેદાનમાં આગળ વધી રહ્યા હતા, કે જે મેદાનમાં દૂર દૂર સૂધી વૃક્ષનું નિશાન પણ દેખાતું નહોતું. હવે અંધારૂં થઈ ગયું હતું, ચંદ્રદેવ આકાશમંડળમાં ઉદિત થઈ ચૂક્યા હતા અને ધીમે ધીમે ઉંચા ચઢીને પૂર્વ દિશાનાં વૃક્ષોનાં શિખરોપરથી આ મેદાનપર તેઓ પોતાની રોશની નાખી રહ્યા હતા. મેદાનની પશ્ચિમ દિશામાં અજવાળું હતું, પરંતુ પૂર્વ તરફનાં વૃક્ષો તરફ હજી સૂધી અંધકારજ જોવામાં આવતો હતો. લલિતાંગી તેના તરફ મ્હોં કરી આગળ વધ્યે જતી હતી. જતાં જતાં લલિતાંગી એક ટેકરીપર ચઢી. થોડી વારમાંજ તે તે ટેકરીપર જઈ પહોંચી. પૂર્વ તરફના અજવાળામાં આકાશની સ્હામે એક તપસ્વીની પેઠે લલિતાંગી ઉભી હતી. હવે લલિતાંગી ટેકરીની બીજી બાજૂએ ઉતરવા લાગી. થોડીવારમાંજ તે અદ્‌ભુત પુરૂષની નજર આગળથી ગુમ થઇ ગઇ. અદ્‌ભુત પુરૂષ પણ ટેકરીના શિખરપર ગયો અને ત્યાં બેસીને તેણે ટેકરી તળે આવેલા સર્વ પ્રદેશપર દૂર સૂધી પોતાની નજર દોડાવી, પરંતુ લલિતાંગી ક્યાંય પણ તેના જોવામાં આવી શકી નહિ.

આથી અદ્દભુત પુરુષ ગભરાયો, પરંતુ તે સમયે તેને કોઇની સીટીનો તીવ્ર અવાજ સંભળાયો. જે સીટી ટેકરીની અડોઅડ આવેલી એક નાની પણ ઘટાદાર ગીચ ઝાડીમાં વાગી રહી હતી.

ઝાડી અદ્દભુત પુરૂષના પગ તળે હતી. જોઇ જવાના ભયથી તે બહુજ ઉતાવળથી વાંકો વળી ગયો અને ધીમે ધીમે ઝાડી તરફ ચાલતો થયો. હજી તે તે ઝાડીથી થોડાક અંતરપરજ દૂર હતો, એવામાં તો કોઈ બીજી સીટીનો અવાજ તે ઝાડીમાંથીજ આવતો હોય, એમ તેને સંભળાયું. એના જવાબમાં ફરીવાર તે પહેલી તીવ્ર સીટી બે વાર વાગી અને એક ક્ષણવારને માટે ઝાડીની ગીચ ડાલોમાંથી રોશની ચમકી ગઇ. ફરીવાર તેમાં ખૂબ અંધારૂં છવાઇ ગયું. અદ્દભુત પુરૂષ તે તરફ વધતો વધતો ઝાડીના કિનારાપર આવી લાગ્યો ! તે ઝાડીની ચારે તરફ ઘુમવા લાગ્યો અને થોડી વારમાંજ તે ઝાડીમાં મનુષ્ય પ્રવેશ કરવા યોગ્ય એક સાંકડો રસ્તો તેને મળી આવ્યો.

નમીને વાંકો વાંકોજ અદ્દભુત પુરૂષ ઝાડીમાં દાખલ થયો અને બહુજ ધીમે, હોશિયારીથી તે તે ઝાડીમાં આગળ વધવા લાગ્યો. થોડેક આગળ વધ્યા પછી તેને જણાઈ આવ્યું કે, ઝાડીને મનુષ્યની કારીગરીથી અંદરથી સંકોરીને સરખી કરવામાં આવી હતી. અદ્દભુત પુરૂષ હજી થોડેક આગળ વધ્યો હશે, કોઇની વાતચીતનો અવાજ તેને સંભળાયો. થોડીજ તપાસ કરવાથી તેને માલૂમ પડી આવ્યું કે, તેનાથી સહજ આગળ કોઇ એક મોટો પત્થર હતો, અને તે પત્થરની નીચેથી વાતચીતનો અવાજ આવતો હતો. એ સાથે અદ્દભુત પુરૂષને એમ પણ જણાઇ આવ્યું કે, પત્થરની નીચે કોઈ જગાએ રોશની થઇ રહી છે. પત્થરની ચારે બાજૂએ બરાબર તપાસ કરવાથી અદ્દભુત પુરૂષને એક ખૂણામાં એક પહોળી ખો જોવામાં આવી, જેમાં આંખ લગાડીને જોવાથી તે તે પત્થરની નીચેનો બધો બનાવ બરાબર જોવા લાગ્યો.

પત્થરની નીચે એક ઉંડો ખાડો હતો, જેના ફેલાવાની હદ અદ્દ્ભુત પુરુષની આંખોથી છુપી ન રહી. ખાડામાં તેની સ્હામે બે વ્યક્તિઓ બેઠી હતી, જેમાંની એક લલિતાંગી હતી. અને બીજો એક મધ્યમ વયનો તથા ભગવાં કપડાંવાળો સંન્યાસી હતો. સંન્યાસીનો અવાજ સુરીલો અને સ્ત્રીના જેવો મોહક હતો, જેણે અદ્દ્ભુત પુરુષના મનને પોતાના તરફ ખેંચી લીધું. સંન્યાસીના હાથમાં રાણી ગુલાબ કુમારી તરફથી આવેલો પત્ર હતો. તે લલિતાંગીને સંબોધીને કહી રહ્યો હતો:–"એક કલાક પછી હું તે જીવનની લીલાને સમાપ્ત કરી દઇશ. પણ લલિતાંગી! એ તો કહે કે, મહારાણી પોતે કેમ ન આવ્યાં! માયા મહેલમાં તેમને એટલું બધું ખાસ જરૂરનું શું કામ હતું ?"

"માયા મહેલમાં બે નવા માણસો આવ્યા છે. મહારાણીને માયાસાર નામના પુસ્તક પરથી માલૂમ પડી આવ્યું છે કે, એ બે માણસોમાંનો એક માણસ માયામહેલની માયાને તોડનારો છે. એ જાણીને તેઓ તે માણસને મારવા માટે ગયાં છે." લલિતાંગીએ જવાબ દીધો.

સંન્યાસીએ ગભરાઇને પૂછ્યું:—"શું માયાસાર ગ્રંથમાં એમ લખેલું છે કે, માયા મહેલની માયા તૂટી જશે અને એ પુરુષ જ તે માયાને તોડી નાખશે ?"

"હા, લખ્યું તો એવું જ છે, પણ કદાચ માયાસાર ગ્રંથના લખનારથી કાંઇ ભૂલ થઇ ગઈ હોય, તો તેમ થવું પણ સંભવિત છે. કારણ કે, આપણી પાસેનાં સાધનો જોતાં તો સાફ જણાઇ આવે છે કે, તે પુરુષ મહારાણીના હાથથી આજેજ માર્યો જશે." લલિતાંગીએ કહ્યું.

"મને એ વાત પર બિલકુલ વિશ્વાસ બેસતો નથી. માયાસારની કોઈ પણ વાત હજી સૂધી જૂઠી પડી નથી. મારૂં દિલ સાક્ષી આપે છે કે, માયાસારમાં જેમ લખ્યું છે, તેમજ થશે, માયામહેલનો

તોડનારો માર્યો નહિ જાય. પણ તેને એવા સંજોગ મળી જશે કે, તે સર્વ માયાને બેદાન મેદાન કરીને આબાદ જીવતો છૂટી જશે." સંન્યાસીએ કહ્યું.

સંન્યાસીની વાતને અપૂર્ણ રાખી, વાર્તાનો ક્રમ બદલાવીને લલિતાંગીએ કહ્યું:—"વારૂ, એ બીજી વાતનો શો જવાબ આપો છો. તમારૂં કામ થયું કે નહિ. તમે કેવાં અવિચારી છો ?"

"કેવાં અવિચારી છો ' નાં વચનો સાંભળીને અદ્દભુત પુરુષના કાન ચમકી ઊઠયા. તેણે ધાર્યું કે, જે સ્ત્રી સાધુના વેશમાં બેઠી છે, તે કોઈ વેશધારિણી જ છે."

સંન્યાસીએ જવાબ આપ્યો:—"સોમભદ્રનો એક સેનાપતિ ક્રૂરસિંહ તેની સાથે છે અને બીજો સેનાપતિ કુલીનસિંહ કે જે અત્યારે કૃષ્ણપૂરનું રાજ્ય ચલાવી રહ્યો છે, તે એક ઘણો જ ચાલાક પુરુષ છે. તેના બહુરૂપીઓએ સોમભદ્રની આફતમાં આવી પડવાની બધી હકીકત તેને જણાવી દઇને જાગૃત્તિમાં આણી દીધો છે. તે પોતે સોમદત્તને માટે જીવ જાન આપવામાં પણી પાછી પાની કરે તેવો નથી, એથી ત્યાં જવા છતાં પણ મારૂં કાંઇ પણ જોર ચાલી શકયું નથી. પણ હા—એક વાત ઘણી જ અજાયબી ભરેલી છે કે, સોમદત્તનો કૃષ્ણપૂરમાં કશો પણ પત્તો મળી શક્યો નથી. તે આજે લગભગ એક અઠવાડિયાં થયાં પોતાના બહુરૂપી સેનાપતિ ક્રૂરસિંહની સાથે કૃષ્ણપૂર શહેરમાં હાજર નથી. ત્યા એવા સમાચાર ફેલાઇ ગયા છે કે, નવીન રાજા સોમભદ્ર એક દિવસ સવારમાં વહેલા ઊઠીને શિકાર કરવા ગયા છે, ત્યાર પછી તેમનો કશો પણ પત્તોજ નથી. પ્રજાજનો તેમનાં દર્શન માટે ઘણાજ ઇન્તેજાર બની ગયા છે."

લલિતાંગીએ કહ્યું:—"કેવી ચાલાકી ! શિકાર કરવાનું બ્હાનું બતાવી, પોતાની સાથેનાં માણસોને અહીંથી પાંચ કોસપરના એક ગામડામાં રાખી પોતે પોતાના વેશધારી સેનાપતિ ક્રૂરસિંહની સાથે

માયા મહેલ તરફ ચઢી આવ્યા પણ ચિંતા નહિ, ત્યાં જઇને તો તેઓ બન્ને પૂરા ફસાયા છે. તે બન્ને જણાનું કશું પણ જોર ત્યાં ચાલી શકે તેમ નથી. માયાસારમાં લખેલું છે કે, સોમભદ્ર માયામહેલની માયાને અવશ્ય તોડશે. પણ હવે તેના સેનાપતિ કુલીનસિંહને આપણા કબ્જામાં લાવવા માટે કયારે જશો ? જો એ આપણા પંજામાં સપડાઇ જશે, તો સોમભદ્ર રાજ્યની ચિંતાથી માયામહેલનો ત્યાગ કરીને એકદમ ચાલ્યો જશે અને એથી કરીને માયામહેલની માયા આબાદ રહી જશે આવા વખતમાં તો કપટકળાનો આશ્રય લેવોજ બહેતર છે. કપટવિનાનું એક પણ કામ આ દુનિયામાં પાર પડતું નથી."

આ સાંભળીને બહાર ઉભો ઉભો અંદરની બધી લીલાનું અવલોકન કરતો અદ્‌ભુત પુરુષ પોતાના મનમાં ને મનમાં જ કહેવા લાગ્યો કેઃ—"ઠીક છે, હું જોઉં છું કે, કુલીનસિંહને કેદ કરીને તું તારા બંદીખાનાનો બંદીવાન બનાવે છે કે તું પોતે જ મારા સપાટામાં સપડાઇ જાય છે. જો તારા જેવી મામૂલી નારીઓજ કુલીન સિંહ જેવા વીરનરને બંદીવાન બનાવવાની શક્તિ ધરાવતી હોત, તો આ દુનિયામાં પુરુષોની કશીપણ કિંમત જ અંકાત નહિ."

એવામાં અંદરની ગુહામાં બેઠેલી લલિતાંગી ઉભી થઇ ગઇ અને સાધુને સંબોધીને કહેવા લાગી કેઃ—"મારે એક બીજું ખાસ જરૂરનું કામ કરવાનું છે, માટે હું હવે રજા માગું છું. આશા છે કે, તમને સોંપેલા કામમાં અવશ્ય ફતેહમંદ થશોને થશોજ."

સંન્યાસીએ કહ્યુંઃ—"ચિંતા નહિ, મારા કામમાં હું મારાથી બનતી કોશિશ કરીશ, પણ એ પહેલાં જો તને મહારાણી સાહબાની મુલાકાત થાય તો મારાવતી તેમને જણાવી દેજે કે, તેમના હુકમને બરાબર અમલમાં મૂકવાની કોશિશ કરવામાં આવી છે. સ્હામેની રેતીની ઘડિયાળ—શીશીપરથી સાફ જણાઉ આવે છે કે, બાર વાગનામાં

હવે વધારે વિલંબ નથી. બાર વાગતાજ હું અહીંથી જઇને તેના આત્માને આ લોકમાંથી વિદાય કરી પરલોકનો નિવાસી બનાવી દઇશ."

લલિતાંગીને ઉઠતી જોઇને ગુહાના મ્હોં આગળ ઉભેલો અદ્દભુત પુરૂષ પોતાની જગાએથી ખસીને ઝાડીની બહાર નીકળી ગયો અને ઝાડીથી સહજ દૂર આવીને એક માટીના ઢગલા પાછળ છુપાઈ ગયો થોડી વારમાંજ ઝાડીની અંદરથી લલિતાંગી નીકળી અને તે માટીના ઢગલાની જોડેની ટેકરી નીચેથી બીજી તરફ જવા લાગી.

તેને નજીકમાં આવતાંની સાથેજ અદ્દભુત પુરૂષ પોતાની કમર પરથી એક દોરડું છોડીને તેના આવવાની વાટ જોવાં લાગ્યો અને જ્યારે તે છેક નજીકમાં આવી લાગી, ત્યારે તેણે એકદમ લલિતાંગીના ગળામાં તે દોરડાંનો મજબુત ફાંસો નાખી દીધો. ફંદામાં પડતાંની સાથેજ લલિતાંગી ઉલટી બાજુએ ઉછળી પડે અને તે બૂમ પાડવાનો ઇરાદો કરવા લાગી, પણ એવામાં તો તે અદ્દભુત પુરુષનો ફેંકેલો બેહોશીની દવાના કપડાંના ડૂચો આવીને નાકપર અથડાયો અને એનો સ્પર્શ થતાંની સાથેજ તે બે ચાર છીંકો મારીને આખરે બેહોશ બની ગઈ.

હવે અદ્દભુત પુરુષ પોતાના ગુપ્ત સ્થાનમાંથી કૂદીને બહાર આવ્યો! ટેકરીની નીચે જ એક મોટું બાવળનું ઝાડ હતું, જે ઝાડની પાસે જઈ મીણબત્તી સળગાવી અદ્દભુત પુરુષે પોતાનો વેશ લલિતાંગી-ના જેવોજ આબેહુબ બનાવી દીધો અને તેનાં કપડાં ઉતારીને પોતે પહેરી લીધાં. થોડીવારમાંજ તે બરાબર લલિતાંગી જેવો બની ગયો. ત્યાર પછી લલિતાંગીને તે વૃક્ષની ડાળપર લઈ જઇને પોતાના ફેંટાથી મજબૂત રીતે કસ કસાવીને બાંધી દીધી અને પોતે તરતજ ત્યાંથી ઝાડી તરફ ચાલ્યો ગયો. બનાવટી લલિતાંગી લલિતાંગીનાં વસ્ત્રામાંથી એક સીટી પણ મેળવી હતી. જ્યારે તે ઝાડીના મ્હોં આગળ આવી પહોંચ્યો, ત્યારે જોરથી તેણે સીટી વગાડી. તે સીટીનો અવાજ થતાંની

સાથે જ ઝાડીના મ્હોં આગળ આવેલી ગુહાપરનો પત્થર તરત જ ઉપરની જમીન તરફ ઉથલી ગયો. નકલી લલિતાંગીએ જોયું કે તે, ગુહામાં ઉતરવા માટે ત્રણ મજલાની એક પત્થરની મજબુત સીડી બનેલી હતી, જે સીડી પરથી તે સીધે સીધી નીચે જઈ પહોંચી બીજી તરફ તે સંન્યાસી કે જે ગુહાના મ્હોં આગળ જ ઉભો હતો; તેણે લલિતાંગીના અંદર આવતાંની સાથેજ એકદમ ગુહાના મ્હોં પરના પત્થરનો પાછો હતો તેમનો તેમ ઉપર ઢાંકી દીધો.

બનાવટી લલિતાંગીએ અંદર જઇને જોયું તો તે એક ગંદી અને ગંધાતી ગુહાની અંદર જઈ પહોંચી હતી. ગુહાની એક તરફ ધુણી સળગી રહી હતી અને બીજી તરફ એક ચટાઈ બિછાવેલી હતી. ચટાઇની ઉપરના ગોખલામાં દીવો સળગી રહ્યો હતો. તે ગોખલાની ડાબી બાજૂએ અડકેલા એક મજબુત દરવાજો અંદરથી બંધ હતો. દરવાજાપર સાંકળ વાસવામાં આવી હતી અને તેનાપર એક પાંચ ચાવી વાળું મજબુત તાળું વાસવામાં આવ્યું હતું.

બનાવ લલિતાંગીને જોઇને સંન્યાસીએ ઘણીજ અજાયબીની સાથે પૂછ્યું:—“લલિતાંગી, તું પાછી અહીં શા માટે ચાલી આવી શું તારા કામને આટલીવારમાં જ પતાવી આવી ?”

બનાવટી લલિતાંગીએ જવાબ આપ્યો:—“તમને એક વાત કહેવાનું ભૂલી ગઈ હતી; મહારાણી સાહબાએ તમારા માટે એક વસ્તુ મોકલી આપી છે.”

“શી વસ્તુ મોકલી છે વારૂ ?” સંન્યાસીએ અત્યંત આતુરતાને આધીન થઇને પૂછ્યું.

ત્યાર પછી લલિતાંગીએ પોતાના વસ્ત્રમાંથી એક ડબ્બી કાઢીને સંન્યાસીના હાથમાં આપી તથા તે સાથે એમ પણ જણાવી દીધું કે:—“બસ, હું હવે રજા લઉં છું.”

"જરા વાર ઉભી તો રહે. આમાં શું છે ?"

"એ હું શી રીતે જાણું બ્હેન !" લલિતાંગીએ એવા હાવભાવથી કહ્યું કે જેથી સંન્યાસીને તેના બોલવાપર હવે લેશ માત્ર પણ અવિશ્વાસ રહ્યો નહિ.

ત્યાર પછી લલિતાંગી તરત જ પાછી સીડીપર ચઢવા લાગી. ઘણીજ અજાયબી અને કૌતુહલથી સંન્યાસીએ ડબ્બી ઉઘાડી. પહેલાં તો તેના સામાન્ય જોરથી ખુલ્લી નહિ, પરંતુ ઘણું જોર કરવા પછી તે એકદમ ઉઘડી ગઇ અને તેમાંથી એક જાતની સફેદ ભૂકી ઉડીને સંન્યાસીના નાક તથા મુખપર જઇ પડી, જેથી સંન્યાસીએ ગભરાઇને કહ્યું કેઃ—"અરે આ શું !" બસ ત્યાર પછી ફક્ત ત્રણ છીંકાએજ તેની જીભને બોલતી બંધ કરી દીધી અને તે બેહોશ થઇને જમીનપર ગબડી પડી.

બનાવટી લલિતાંગી કે જે સીડીપર ચઢી રહી હતી, તે સાધુને બેહોશ થયેલા જોઇને તરતજ સીડી પરથી પાછી વળી, સંન્યાસીનો પગ પકડીને રસ્તામાંથી તેણે અલગ કર્યો અને ત્યાર પછી તે હસતી હસતી ગુહામાંની ઓરડીઓ તરફ ચાલવા લાગી.

તેણે એકદમ ઓરડીનું તાળું તોડી નાખ્યું, સાંકળ ખેંચી દરવાજા ઉઘાડી નાખ્યો. ઓરડીની અંદર ઘોર અંધારૂં હતું, જેને દૂર કરવા માટે બનાવટી લલિતાંગીએ મીણબત્તી સળગાવી અને ત્યાર પછી તે ઓરડીની અંદર પેસી ગઇ. ઓરડીની અંદરના બાકીના ત્રણે દરવાજા પર ફક્ત સાંકળોજ વાસેલી હતી. અદ્‌ભુત પુરુષ અથવા બનાવટી લલિતાંગીએ પોતાની ડાબી બાજૂની ઓરડીનું દરવાજો ઉઘાડ્યો, તેમાં પણ પુષ્કળ અંધારૂં હતું. હાથમાં બત્તી લઇને અદ્‌ભુત પુરુષ તેમાં દાખલ થયો. તે ગંધાતી ઓરડીમાં તેને કપડાંના જૂના છ સાત કોથળા દેખાઇ આવ્યા, જેના મ્હોં કોઇ દોરડાંથી બાંધેલા હતા અને તે દોરડાં સાથે એક એક કાગળ બાંધેલા હતો, બનાવટી

લલિતાંગી સહુથી પહેલી આગળના થેલા તરફ વધી. તે થેલો બીજા થેલાઓ કરતાં કાંઇક નવો માલૂમ પડતો હતો, તે થેલા કાગળમાં લખ્યું હતું કેઃ—

"**શેરસિંહ**—રામગઢનો રાજા, મહારાણી ગુલાબકુમારીના હુકમથી ભાદ્રપદ વદી અમાવાસ્યા અને સંવત ૧૮૫૩ માં માર્યો ગયો.

તે ઉપરાંત તે કાગળમાં એક મોટી બીજી ભાષામાં ગઝલ પણ લખવામાં આવી હતી.

ગર એક શબ ભી વસ્લકી લજ્જત નપાએ દિલ;
ફિર કિસ ઉમેદવર કોઇ તુમસે લગાએ દિલ;
એક દિલ તુઝે મુદામ સતાનેકો ચાહિએ;
તેરે લિએ કહાંસે કોઇ રોજ લાએ દિલ;
તરગીબ દે હૈ કિસલિએ કાબે કી તૂ હમેં;
જાહિદ ખુદાકા ઘર નહીં કોઇ સિવાએ દિલ;
ઉસકી ગલીમેં કોઈ યે બેદિલ હુઆ હૈ દફ;
અવાજ મુત્તસિલ કહી આતી હૈ હાએ દિલ;
ઉતરા ન આ કે યાં પ કોઈ કરવાને-ગમ;
મેહમાં-સરા સે કમ નહીં યારો સિરાએ દિલ;
કૂચે સે અપને હમકો ઉઠાતા હૈ કિસ લિએ;
બૈઠે હૈં હમ જહાનસે અપને ઉઠાએ દિલ;
કહતે હૈ દર્દ મન્દ 'તરક્કી' કા હાલ દેખ;
યારબ કભી કિસીપ કિસીકા ન આયે દિલ."

એ શેરસિંહના સંબંધમાં એવું કહેવાતું હતું કે, તે એક ઘણોજ ખૂબસૂરત રાજા હતો અને રાણી ગુલાબકુમારીએ તેનાપર આસક્ત થઇને તેના પ્રેમની માગણી કરી હતી, પરંતુ એથી શેરસિંહે સમ્મત ન થતાં તેને વિધવા તથા પરસ્ત્રી હોવાનું કહીને તેના પ્રેમનો પ્રતિકાર

કર્યો હતો, એથી ગુલાબકુમારીએ રોષમાં આવી તેને કપટથી પકડી લાવી આ ગુહામાં મારીને ઠાર કર્યો હતો.

બનાવટી લલિતાંગીએ તે નામ તથા તારીખને એક કાગળના કકડાપર લખી લીધી અને ત્યાર પછી તે બીજા થેલાપરનું લખાણ વાંચવા લાગી, જેમાં મુડદાંની લાશ અથવા હાડકાં ભર્યાં હતાં અને જે રાણી ગુલાબકુમારીની આજ્ઞાથી આ વરસની અંદરજ કોથળામાં ભરવામાં આવ્યાં હતાં. એ જોઇને અદ્‌ભુત પુરુષે પોતાના મનમાંને મનમાંજ કહ્યું:—"હરામજાદી રાણીનો આ સર્વ વિવશ શિકાર હતો, કે જેઓ બિચારા મરણને શરણ થઇને આવી બુરી હાલતને પામ્યા છે. એ બિચારા અભાગિઓના પૂરા અગ્નિ સંસ્કાર પણ થવા પામ્યા નથી. હાય! રાણી માનવીના આકારમાં રહેલી શયતાની છે, માનવ રક્તની પ્યાસી રાક્ષસી છે.

"છે રૂપમાં રતિના સમી, હૈયે હળાહળ છે ભર્યું;
મીઠું વદે મુખથી અતી, આ કાર્ય છે પાપી કર્યું;
જેને જનો દેવી કહે, એ રાક્ષસી કાતિલ છે;
ભોળાં જનોના નાશમાં એ અતિ મશહુર છે."

થોડીવાર પછી કૃત્રિમ લલિતાંગી તે ઓરડીમાંથી બહાર નીકળી તેના દરવાજા પર તેણે સાંકળ ચઢાવી દીધી અને ત્યાર પછી તેના દરવાજાપર તેણે સાંકળ ચઢાવી દીધી અને ત્યાર પછી તેના ડાબા હાથ પરની ઓરડીમાં તે દાખલ થઈ, અંદર જઇને તેણે જે દૃશ્ય જોયું, તેનાથી તે ચમકીને દસ હાથ દૂર પાછી હઠી ગઈ અને થરથર કંપાયમાન થવા લાગી.

તેની સ્હામે ઓરડીની વચ્ચોવચ્ચ એક સ્ત્રીની ઠાઠડી જમીનપર પડી હતી! સ્ત્રીના પગમાં એક મજબુપ સાંકળ નાખવામાં આવી હતી, જેનો બીજો છેડો ઓરડીની દીવાલ સાથે લાગેલા એક ઘણા મોટા કડામાં સખી રીતે બંધાયલો હતો! સ્ત્રીના શરીરમાં રક્તનું

કાંઇ નામ નિશાન પણુ જોવામાં આવતું નહોતું. કેવળ હાડકાં બાકી રહ્યાં હતાં, જેના શરીરમાં કંપારી છૂટવા લાગી: અને તેનું આખું શરીર ડોલવા લાગ્યું. તે પોતાની કોઇ મોડી મૃગલીની આંખોને માત કરી દે, તેવી અણીઆળી આંખો ઉઘાડીને બનાવટી લલિતાંગી સ્હામું ઝાંખું ઝાંખું જોતી એકદમ ઝબકીને જાગી ઊઠી. બનાવટી લલિતાંગીએ બરાબર ધ્યાન પૂર્વક જોયું તેને તે એક અદ્વિતીયા સુંદરી હોય તેમ જણાયું, પણુ અત્યારે તેની બિચારીની વખાની મારી આવી બુરી હાલત થઈ ગઇ હોય, એવો ભાસ થયો. પરંતુ આથી એ અદ્ભુત પુરુષના મનમાં દયા ઉપજી આવી અને તેના હૃદયપર તીરના જેવો અસહ્ય આઘાત થયો. તેની આંખો આંસૂથી ઉભરાઈ આવી તે છે સ્ત્રીની છેક નજીકમાં ચાલ્યો ગયો અને લેમ્પની પૂરી રોશની તેના ચહેરા પર નાખીને તે ઘણાજ ધીરજ ભરેલા સ્વરથી બોલ્યો કેઃ—
“ શુભે ! તું કોણ છે ! તારી આવી દુર્દશા કોણે કરી ? તને કેદ કરવાનું કારણુ શું છે વારૂ ! ”

આ સાંભળીને તે સ્ત્રીએ પોતાની આંખો ઉઘાડી દીધી. ઘણીવાર સૂધી તે બનાવટી લલિતાંગીના મ્હોં સ્હામું જોતી રહી. તેની આંખોગરર માલૂમ પડી આવતું હતું કે, તે એકી સાથે અનેક વાતોનો વિચાર કરી રહી હતી. આખરે તેના મુખમાંથી શ્વાસની પેઠે ધીમો અને રહી રહીને અટકતો અવાજ બહાર નીકળ્યોઃ—“ તમે મને છોડાવશો, તો અનંતનામી ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે. મારે અહીં રહીને જે જે દુઃખો ભોગવવાં પડે છે, તે કેવળ મારૂં મનજ જાણે છે. જગતના કોઈ પણ જીવને મારા જેવું અસહ્ય અને અપાર દુઃખ કદાપિ નહિ વેઠવું પડયું હોય. હું જીવતે જીવે—”

ત્યાર પછી તે હાંફવા લાગી. બનાવટી લલિતાંગીને જણાઈ આવ્યું કે, તે કેટલી બધી નિર્બળ બની ગઈ હતી. તેણે હવે કોઈ પણ પ્રકારનો પ્રશ્ન ન કર્યો. હથોડી અને છીણીથી એકદમ

તેણે તેના પગમાંની સાંકળ કાપી નાખી અને ત્યાર પછી હાથના ટેકાથી તેણે તેને બેઠી કરી. ત્યાર પછી તે તેને કહેવા લાગી કે:— તને ટેકો દઇને આ ઓરડીની બહાર લઇ જવા ઇચ્છું છું,"

આમ કહીને તેણે જીવતી સ્ત્રીને ઉઠાડી તથા તે ઓરડીમાંથી બહાર લાવ્યો. ત્યાં લાવીને તેણે જમીનપર બેસાડી અને ત્યાર પછી તે કહેવા લાગ્યો કે:—"હું આ ઓરડીને પણ ઉઘાડવા માગું છું' જ્યાં સુધી હું ઓરડીને તપાસીને પાછી ન આવું. ત્યાં સુધી અહીં બેસ. હવે તારે કોઇપણ રીતે ડરવું ન જોઇએ, કારણ કે, મારો જીવ જવા છતાં પણ હું તારો વાળ વાંકો થવા દઇશ નહિ.

અદ્‌ભુત પુરુષે ત્રીજી ઓરડી ઉઘાડી. તેમાં તે બત્તી સહિત દાખલ થયો. ત્યાં પણ તેને અદ્‌ભુત બનાવ દેખાયો. ઓરડીના એક ખૂણામાં એક વૃદ્ધ બેઠો હતો. વૃદ્ધના પગમાં બેડીઓ પડી હતી, તેની કમરપર એક સાંકળ બાંધેલી હતી, જેનો બીજો છેડો ઓરડીના એક કડાં સાથે વળગાડેલો હતો. વૃદ્ધના વાળ તથા નખ આદિ વધી ગયા હતા તથા દુઃખ અને વ્યાધિએ વૃદ્ધને તેની ઉમ્મરથી પણ પણ વધારે વૃદ્ધ બનાવી દીધો હતો! તે પણ તદ્દન સૂકાઇ ગયો હતો, પણ અનુમાન ઉપરથી જણાઇ આવતું હતું કે, કોઈ વખતે તે એક બળવાન અને કદાવર જવાન રહ્યા હશે.

બનાવટી લલિતાંગીને જોતાંની સાથેજ વૃદ્ધ પુરૂષે ધીમા અવાજથી કહ્યું કે:—"તું કોણ છે! આજે ઘણાં વરસો વીત્યા પછી હું એક નવીન મનુષ્યનાં મુખનાં દર્શન કરવાને ભાગ્યશાળી થઈ શક્યો છું."

બનાવટી લલિતાંગીએ વૃદ્ધની વાતને વચ્ચમાંજ અટકાવીને કહ્યું કે:—"હું તમને છોડાવનારો છું, હું તમને અહીંથી છોડાવીને મારી સાથે લઇ જાઇશ. હું બહુરૂપી છું, આ મારો નકલી વેશ છે."

આમ કહીને નકલી લલિતાંગીએ વૃદ્ધનાં બધાં બંધનો કાપીને દૂર ફેંકી દીધાં, અને ત્યાર પછી તે વૃદ્ધને લઇને ઓરડીમાંથી તે

બહાર નીકળી. તે સમયે વૃદ્ધે એક ઘણીજ ઉંડી ચીસ મારી કે જ્યારે બીજી ઓરડીના તે જીવતા દેહ–પિંજરાને ત્યાં બેઠેલું જોયું! આ તરફ તે જીવતા તનપિંજરમાં પણ જોઇએ તેવું ચેતન આવી ગયું. તે પણ ઉઠીને ડગમગતું ડગમગતું વૃદ્ધના તરફ ચાલ્યું.

તે સમયે બનાવટી લલિતાંગીનાં નેત્રોમાં આંસુ આવી ગયાં, જ્યારે હૃદયના મહા ઉદ્વેગથી તેઓ એક બીજાનાં ગળાં સાથે ભેટી પડયાં. એક બીજાને પોતાના શરીરનો એક ભાગ બનાવી લેવાની તેઓ કોશીશ કરતાં હતાં. બન્ને એકબીજાની સાથે વળગી પડયાં હતાં અને પ્રત્યેકના શરીરની વીજળી એકબીજાને જે આનંદ આપી રહી હતી, તેનો ઉલ્લેખ અમારી લેખિનીથી થઇ શકે તેમ નથી.

આખરે અદ્દ્ભુત પુરૂષ અથવા કૃત્રિમ લલિતાંગીએ કહ્યું કેઃ– "હજી મારે ઘણાં કામો કરવાનાં છે. સહુથી પહેલું અને જરૂરી કામ તમો બન્નેને કોઇ આબાદ જગાએ પહોંચાડી દેવાનું છે. હવે તમો બન્ને મારી સાથે આવવાને સત્વર તૈયાર થઇ જાઓ, વિલંબ ન કરો,"

આ સાંભળીને વૃદ્ધ અદ્દ્ભુત પુરૂષ તરફ ચાલ્યો. તેણે હાથ ઉંચા કરીને હૃદયથી તેને આશીર્વાદ આપ્યો. વૃધ્ધે પછીથી ઘણાજ કોમળ અને આભારી સ્વરથી તેને સંબોધીને કહ્યું કેઃ–" દુઃખિયાંઓના દુઃખનું વિમોચન કરનારા! અનંત કોટિ બ્રહ્માંડના નાથ! મરતાંને મોતના મુખમાંથી બચાવનારા! પિતા તથા તેની એક માત્ર પુત્રીને સિંહણની ગુહામાંથી છોડાવનારા! હે ઇશ્વર! તારી લીલાની મહિમાનો કાંઈ પારજ નથી! તું સર્વ સંસારને સુખમાં રાખનાર પરમ કરૂણાળુ છે! તારી લીલા અગમ્ય છે! તારી માયા અકળિત છે!"

"ત્યાર પછી તેણે તે લલિતાંગીના વેશમાં રહેલા અદ્દ્ભુત પુરૂષને ઉદ્દેશીને કહ્યું કેઃ–" હે પરોપકારી પુરૂષ! તમે આજે અમોને નરકના ભડભડતા કુંડમાં બળીને ભસ્મ થતાં બચાવ્યાં છે, એક કુલટા

કામિનીના એકખંજરના મારામાંથી ઉગાર્યા છે, એને માટે અમો તમારો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. તમે સંસારમાં સદાને માટે સુખી થાઓ. તમારો યશ વધો અને તમે સમસ્ત સંસારમાં અક્ષયા કીર્ત્તિને સંપાદન કરો.

બનાવટી લલિતાંગીના મ્હોં સ્હામું જોઇ જરાવાર થોભીને તે વૃધ્ધે ફરીવાર પાછું કહ્યું કે:-"પહેલાં એ તો જણાવો, કે તમો અમને ક્યાં લઈ જવા માગો છો. હું તમારી સાથે આવવાને સર્વથા તૈયાર છું, એમાં મને લેશ માત્ર પણ પ્રત્યવાય નથી. પણ શું આપણે અહીંથી બહુ દૂર જવાનું છે ?"

બનાવટી લલિતાંગીએ ઉત્તર આપ્યો:-"પહેલાં તમો આ બહારની ઓરડીમાં આવો, પછીથી હું તમોને બધી હકીકત જણાવી દઇશ."

બનાવટી લલિતાંગીની સહાયતાથી બન્ને જણાં બહાર નીકળ્યાં. ઓરડીમાંથી નીકળતી વેળાયે વૃધ્ધે એક ઉંડા નિઃશ્વાસની સાથે કહ્યું કે:-"દસ વર્ષની લાંબી મુશીબતો વેઠયા પછી આજે આ પાપભવનમાંથી બહાર નીકળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે! હા! ઇશ્વર! ધન્ય છે।"

તે સમયે વૃદ્ધ ક્રોધથી દીવાનો બની ગયો, કે જે સમયે તેણે તે બેહોશ સાધુને તે ગુહામાં પડેલો જોયો. તેની ઝાંખી આંખોમાં પ્રકાશ પ્રકટી ઉઠયો, અને તે આમ તેમ કોઇ હથિયાર મેળવવાની આશાથી નજર દોડાવવા લાગ્યો. એ જોઈને બનાવટી લલિતાંગીએ વૃદ્ધને શાન્ત કરીને કહ્યું:-"ખરી રીતે આં સંન્યાસીના વેશમાં રહેલી નીચ વ્યક્તિએ જ તમોને ઘણાંજ હેરાન કર્યાં છે અને તમારાપર એક પણ જુલ્મ ગુજારવાનો બાકી રહેવા દીધો નથી. એનો અપરાધ મારી દૃષ્ટિમાં પણ ક્ષમાને પાત્ર નથી, પણ હજી હું એની પાસેથી કેટલાંક કામો લેવા માગું છું. તમો હવે જરા વાર બેસી જાઓ, મારી પાસે

થોડાંક ફળો છે, તે આપ લો, પછી હું તમોને કહી દઈશ કે, આપણે ક્યાં જવાનું છે. ”

બનાવટી લલિતાંગીનાં આપેલાં ફળોને જે પ્રકારે, તેમણે બન્નેએ આરોગ્યાં, તેના પરથી જાહિર થતું હતું કે, ખાવાપીવાની પણ તેમને સખ્ત તકલીફ આપવામાં આવતી હતી. થોડાંક ફળો ખાધા પછી અદ્ભુત પુરૂષે બન્નેને થોડી ઘણી દ્રાક્ષ આપી, જે ખાતાંની સાથેજ તેઓ બન્ને બેહોશ બની ગયાં અને તેમને તેમના શરીરનું પણ ભાન ન રહ્યું.

હવે અદ્ભુત પુરૂષે બન્નેને બે ગાંસડીઓમાં બાંધ્યાં અને તેમને પોતાના ખભા પર લટકાવીને ધીમે ધીમે તે ગુહામાંથી બહાર નીકળીને ઘણીજ ઉતાવળથી તે એક રસ્તા તરફ ચાલવા લાગ્યો.



## દ્વાદશ પરિચ્છેદ

### પ્રાણેશ્વરીની પ્રણયપિપાસા

---

અહા ! નાદાન પ્રેમીલા, રેમત રસ રંગમાં ભીના,
અહા ! શું મસ્ત પૈ રાચે, જડયા શું પ્રેમના ચીલા ?
હતા નાવિક જે રૂડા, ગયા કૈ તે, પડે ગમ ના;
અરે શું છેતરી ચાલ્યા, અહીં મૂકી હુકમ હકના ?
વળી શી પ્રેમની ઝાળો, અહા. આ દિલ બાળે છે !
પરંતુ તે બળે તો શું, બળે કે, ના, ન સૂઝે છે !!
અહા ! આવી ખુમારી તો ! જીરવવી ઝીંદગી ભરની;
‘સૂની સૂની બધી આલમ, હકીકત કહેજ જિગરની !
થયો છું પ્રેમમાં ઘેલો, ગણો દુનિયાં ગમે તેવો,
ગઈ ઉડી બધી દિલની, કહાં પર્વા તણો દાવો.

**વિશ્વવિહારી અનુજ.**

---

વ્હાલાંનો વિયોગ મહા દુઃખદાયક થઇ પડે છે ! પ્રિયતમના વિના વિયોગી, વિયોગિનીને સંસારનો કોઈ પણ પદાર્થ સુખી કરી શકતો નથી, એ યાતનાનો અનુભવ ભુક્તભોગીજનો બહુ સારી રીતે કરી શકે છે ! વિરહાવસ્થામાં સંસાર સૂનો, હૃદય અંધારૂં અને મન નિરાશાની અગાધ ગર્ત્તામાં ગોથાં ખાધા કરે છે ! આ સંસારની સાથે મનુષ્યના હૃદયની સંપૂર્ણ એકતા છે. અરૂણોદયથી કેવળ જગત હસે છે, કેવળ એટલુંજ નહિ, સૂર્યના આલોકથી અખિલ જીવો આ-લ્હાદિત પણ થાય છે. કરોડો ચિંતાઓ કેમ નથી હોતી, પણ રાત્રિના

કરતાં દિવસે મન કાંઇક નિરૂદ્વિગ્ન રહે છે!! કારણ કે રજની પોતે મલિન છે, એથી સર્વના શાહી સમાન મલિન કરવાથી તે પ્રફુલ્લિત થાય છે. એથી વિરહીને દિવસના કરતાં રાત્રે વધુ સંતાપ થાય છે.

મંદારિકા બંસીલાલના વિરહમાં બેઠી બેઠી ઉંડા નિઃસાસા નાખી રહી હતી. તે કોઇ વાર વિકળતાથી ઉઠીને આમ તેમ ટહેલતી તો કોઇ વાર બારી ખોલીને વરસતાં વાદળાંની બહાર જોતી; પરંતુ પાછી બારી બંધ કરી તે હતાશ થઈને બેસી જતી હતી. નિર્નિમેષ નયનોથી ચકિતની પેઠે તે આમતેમ જોતી હતી, પણ આંખોમાં આંસૂ ભરાઇ આવવાથી મુખ નીચું કરીને કાંઇક વિચારવા માંડતો હતી. તેણે ગભરાઇને મનમાં ને મનમાંજ કહ્યું:—

“લોકો કહે છે કે, સુખની પાછળ દુઃખ અને દુઃખના વીત્યા પછી સુખ આવે છે, પરંતુ મારા દુઃખના દિવસો કેમ પૂરા થતા નથી? હા! તે કયી શુભ ઘડી થશે, કે જ્યારે પ્રીતમની સાથે પુનઃ મેળાપ થશે! સંદેહ એક વાર ઉપસ્થિત થયા પછી તે વધતોજ જાય છે. ભાઇ સોમભદ્ર હઠને વશ થઇને કદાપિ મારી સ્હામું નહિ જૂએ, અરે એટલુંજ નહિ, પણ મને અથવા મારા પ્રાણાધાર બંસીલાલને પણ જીવતા નહિ છોડે! ત્યારે શું હું મારા પ્રેમમાર્ગથી વિચલિત થાઉં! જે પુરૂષને મારા હૃદયમંદિરનો આરાધ્ય દેવતા બનાવ્યો છે, તેને એક આવી સામાન્ય આપત્તિથી ત્યાગી દઉં! જે જેના સ્વભાવની વિપરીત છે, તે કામને ભલા હું શી રીતે કરી શકું! નહિ—નહિ—પ્યારા! બંસીલાલ. જ્યાં સૂધી આ કાયામાં લોહીનું એક બિન્દુ પણ હશે, ત્યાં સૂધી હું તારૂં વિસ્મરણ કરીશ નહિ તારી પ્રેમ પ્રતિમાને હૃદયમાંથી જરા પણ અળગી થવા દઇશ નહિ. કારણ કેઃ—

શૃંગાર કે સૌન્દર્ય, રસ કે પ્રીતિ હૃદયે છે નહિ;
વૈરાગ્ય વાધ્યો ઊરમાં ને સ્નેહ જ્યોતિ ઇશની;

તું ઇશ મારો પ્રેમ મારો, પ્રેમથી પૂજું તને;
તારા વિના સંસાર સૂનો હવે ભાસે છે મને;

આમ કહેતી કહેતી મંદારિકા ગભરાઇ ગઇ ! તે પોતાના મનને પ્રસન્ન કરવાના ઉદ્દેશથી પુસ્તક ઉપાડીને વાંચવા લાગી, પણ તેમાં મન લાગ્યું નહિ, બે ચાર પાનાં ઉલટાવીને તેણે પુસ્તકને પાછું મૂકી દીધું. ત્યાર પછી બીજું, ત્રીજું, ચોથું, પાંચમું પુસ્તક એ પ્રમાણે ઘણાં પુસ્તક ઉથામ્યાં, પણ તેમાંના એક પણ પુસ્તકને વાંચવાની તેને રૂચિ થઇ નહિ. ત્યાર પછી તે ચિત્ર ચિતરવા બેઠી, પણ મન તો ઠેકાણે નહોતું, એથી તે પણ મનમાન્યું ચિતરાયું નહિ. તેનું ચિત્ત ચંચળ થઇ ગયું.

પ્રીતિનું બાણ તેની છાતીને વીંધીને ચાલ્યું ગયું હતું, એથી રહી રહીને તે મનની વેદનાથી વ્યાકુળ બની જતી હતી ! એવા વિચારમાં ને વિચારમાં રાત્રિના બે પ્રહર વીતી ગયા, પણ ચિત્તને સંતોષ ન મળ્યો ! જ્યારે તેની માતાએ આવીને તેને ભોજન કરવાનું કહ્યું, ત્યારે પ્રથમ તો તેણે ઘણાં બહાનાં બતાવ્યાં, પરંતુ જનનીના હઠાહથી અંતે નિરૂપાય થઇ, મન મારીને તે ઉઠી અને જઇને કેટલાક કોળિયા તેણે ખાધા, પણ સ્વાદ ન આવ્યો. ત્યારે છળ કરીને તે ઉઠી ઉભી થઇ અને થોડુંક પાણી પીને તે પાછી શય્યાપર આવીને સૂઇ ગઇ.

તે ઊંઘ લાવવાનો ઘણો પ્રયત્ન કરતી હતી, પણ મન ઉત્કંઠિત રહેવાથી નિદ્રા આવતી નહોતી. અથવા વિરહદશામાં ઊંઘને પણ ઉંઘ આવી જાય છે. એથી તે પાસાં બદલી બદલીને ઘણી વાર સુધી ઉંઘ લાવવાનો પ્રયત્ન કરતી રહી. પણ જેમ જેમ તે પ્રયત્ન કરવા લાગી, તેમ તેમ ઊંઘ હજારો ગાઉ તેનાથી દૂર ન્હાસવા માંડી ! જાગતાં જાગતાં તેની આંખો ઘેરાઇ ગઇ, પણ ઉંઘ ન આવી અને પહાડ

જેવી મોટી રાત પણ જલ્દી ન વીતી! હાય! વિરહિણીની રાત વીતાડી વીતતી નથી!!

ક્ષણ વાર સબુર કર્યા પછી તેણે મેજના ખાનામાંથી એક કાગળ બહાર કાઢ્યો અને ઘણાજ ધ્યાનથી તે તે પત્રને વાંચવા લાગી. તે બીજું કાંઇ પણ નહોતું કેવળ મંદારિકાની બનાવેલી પ્યારી રસીલી કવિતાજ હતી. જ્યારે તેનું ચિત્ત ગભરાતું, ત્યારે તે એ કવિતા વાંચીને કાંઇક શાંતિ મેળવતી હતી. અત્યારે વિશેષ વ્યાકુળ થવાથી તે પોતાની કવિતાને પોતેજ વાંચવા લાગી. ને કવિતાને વાંચીને વારંવાર મંદારિકા આંખોમાંથી આંસુ વહાવતી હતી. કવિતા કાંઇ મોટી નહોતી. ફક્ત એક નાની ગઝલજ હતી, પરંતુ મંદારિકાએ પોતાની સ્વાનુભવ સિદ્ધ કવિતા એવી મનોહર અને છટાદાર ભાષામાં લખી હતી કે જે વાંચીને કઠોરમાં કઠોર મનુષ્યનું કાળજું પણ કંપી ઉઠતું હતું અને તે સાથે તેના હૃદયમાં દયાનો ઝરો ઉભરાઇ આવતો હતો. અમો અમારા પ્રિય વાંચક બંધુઓની જાણ માટે મંદારિકાની બનાવેલી કવિતાને અહીં અક્ષરસઃ ઉદ્ધૃત કરીએ છીએઃ—

" હૃદયના તાર હે મારા તમે કયાં છો કહો પ્યારા;
વિસારી રાજવી મારા ગયા કયાં છો કહો પ્યારા;
તમારી સારિકા મીઠી પડી છે પ્રેમ પિંજરમાં;
પીવાડો પ્રીતિનું વારિ હવે સંભાળ લ્યો પ્યારા;
વહે છે ઉષ્ણ આંસુને તનુમાં તાપ લાગે છે.
હવે આશા તણા તારો તૂટીને માગ માગે છે;
મધુરી બંસરીવાલા હવે બંસી બજાવો ને;
દિદારે યાર હે પ્યારા હવે સંતાપ ટાળો ને;
જુવાની આ જતી ચાલી લૂંટાને બ્હાર હે પ્યારા;
કરું છું પાન વિષનું હું બચાવોને હવે પ્યારા.

સીંચીને સ્નેહનું વારિ ખીલાવો બાગ પ્રીતિનો;
બતાવો માર્ગ નીતિનો અને રસ્તોજ રીતિનો.
વિયોગી આ હૃદય મારૂં કરે પોકાર પિયુનો;
પિયૂના પ્રેમ વિના તો સકળ સંસાર છે સૂનો;
નિહાળી પ્રેમથી પ્યારા વિસારો કાં હવે પ્યારી;
વસે છે વારિમાં પદ્મો ધરી શોભા બહુ સારી;
ગ્રહે છે સૂર્ય નભને ને મધુપો પુષ્પ ચૂસે છે;
બની ઘેલા અલિ સઘળા ફૂલોની બ્હાર લૂંટે છે;
તમારા પ્રેમની પ્યાસી સદા હું પ્રેમ માગું છું;
હૃદય આગાર મારામાં તમારૂં સ્થાન સ્થાપું છું;
તમે સૌભાગ્ય છો મારા સકળ સુખો તમારામાં;
નથી કંઇ ભાવના જૂદી તમારા ને અમારામાં. ”

આમ કહેતાં મનોહારિણી મંદારિકા ચૂપચાપ અશ્રુવિમોચન કરવા લાગી. હાય! એ સમયે ત્યાં એવું કોઇ પણ નહોતું કે તે પ્રણયની પરમ પીડાથી પીડાતી પ્રમદાના પીડાતુર હૃદયને આશ્વાસન આપે! તે બિચારી એકલી દુઃખના દરિયામાં ગોથાં ખાઇ રહી હતી પરંતુ પ્રેમના વ્યાધિથી પીડાતી પ્રેમઘેલી પ્રણયિનીને શાંતિસુધાનો ઉપભોગ કરવાનું સૌભાગ્ય કયાંથી પ્રાપ્ત થાય! પ્રણયનો વ્યાધિ મહા વિષમ છે! જેને અનુભવ થયો હોય, તેજ તે વ્યાધિની વિષયમતાને જાણી શકે છે! જગતમાં એ પ્રેમના પ્રહારથી અનેક પુરુષ અને પ્રમદાઓ જીવન પર્યન્ત હાહાકારનો પોકાર કરી પ્રણયના ધ્યાનમાં ને ધ્યાનમાંજ મૃત્યુને શરણ થયાં છે. અનેકની જીવન સુધામાં હળાહળ નો સંચાર થયો છે! અનેક સમ્રાટો ભિખારી બન્યા છે, અનેક મહાત્માઓની મહત્તા રસાતળમાં ગઇ છે અનેક સાધુજનોએ ધ્યાનભંગ થઇ પોતાનાં કૌપિન ત્યાગ્યાં છે, અનેક તપસ્વીઓના તપના

દુર્ગના એ પ્રણયે ચૂરેચૂરા કરીને ભૂતળશાયી બનાવી દીધા છે! ગણા અનુભવહીન માનવો એ પ્રણયનો ઉપહાસ કરતાં હશે, પણ એમને અમારે માત્ર એટલુંજ કહેવું પૂર્ણ થઇ પડશે કે, વંધ્યાને જેમ પ્રસૂતિની વેદનાનો ખ્યાલ નથી, આંખોવાળાંને જેમ આંધળાંના દુઃખની કલ્પના નથી, તેમ પ્રેમહીન મનુષ્યોને પ્રેમીની પ્રેમવ્યાધિનો ખ્યાલ આવવો પણ કઠિન છે. બિચારી મંદારિકાએ પોતાના મનને મનને ઘણું ઘણું સમજાવ્યું, પણ કોઈ પણ પ્રકારે તેને પરિતૃપ્તિ ન થઈ."



## ત્રયોદશ પરિચ્છેદ

### પ્રિયતમાનો પ્રેમપત્ર

હર રબિશ ખાક ઉડાતી હૈ સબા મેરે બાદ;
હો ગઈ ઔરહી ગુલ્શનકી હવા મેરે બાદ;
કિતને દિન યારને શાના ન કિયા મેરે બાદ,
ક્યા પરેશાન રહી જુલ્ફે-દુતા મેરે બાદ.
ખૂં મેરા કરકે લગાના ન હિના મેરે બાદ,
દસ્તે-રંગી ન હો અંગુસ્તનુમા મેરે બાદ;
કોઈ લાશે પ મેરે આ ન ફિરા મેરે બાદ,
ઉસ્તુખાં ખાને ભી આયા ન હુઆ મૈરે બાદ.
કત્લસે અપને બહુત ખુશ હૂં વલે યહ ગ઼મ હૈ,
દસ્તે-કાતિલકો બહુત રંજ હુઆ મેરે બાદ,
ઠોકરેં સર મેરા ખાતા ન ફિરા કિસ કિસકી,
કૌન હૈ દોસ્ત કિ દુશ્મન ન હુઆ મેરે બાદ.

મંદારિકા શય્યાપરથી ઉઠીને બેઠી થઈ, અને દીવા સ્હામે બેસીને કાંઈક લખવા લાગી. આંસૂથી વારંવાર પત્ર ભીંજાઈ જતો હતો, કર કંપતો હતો, કલમ છૂટી જતી, શરીર કંટકિત થતું અને શાહી ટપકી પડતી હતી, પણ તે પુનઃ પ્રકૃતિસ્થ થઈ, સંભાળીને લખવા માંડતી હતી. એક પત્ર પૂરો થયો, તેને તે વાંચવા લાગી, પણ મનમાન્યો ન થવાથી તેને ફેંકી દીધો. આ પ્રમાણે કેટલાક કાગળો બગાડ્યા, પણ ઇચ્છાનુસાર પત્ર લખાયો નહિ. આખરે ગમે તે પ્રકારે તેની ઇચ્છાનુસાર પૂરો થયો. તેને તે વાંચવા લાગી. એક્વાર બેવાર, ચારવાર, વારંવાર તેને તે વાંચવા લાગી. જેમ જેમ પત્ર વાંચતી

હતી, તેમ તેમ તેનો અનુરાગ વધતો જતો હતો અને જેટલો આનંદ થતો, તેટલોજ ઉત્સાહ પણ થતો હતો, અને તે વારંવાર ઉત્સાહિત થઈને તે પત્રને વાંચતી હતી.

પ્રિય વાંચક! તે પ્રેમપત્રિકા નહોતી, ગુપ્ત લિપિ નહોતી, રહસ્યમય પત્ર નહોતો. પ્રણયનો લેખ નહોતો, અથવા કાંઈ છુપી સલાહ પણ નહોતી. તથાપિ તે સર્વ કાંઈ હતું! તેમાં કાંઈ પણ નહોતું, છતાં શોધવાથી તેમાંથી સર્વ કાંઈ મળી આવે તેમ હતું.

જો વાંચવાની ઇચ્છા બળવતી હોય તો લો, અમો એ પત્રને આ સ્થળે લખી દઇએ છીએઃ—

" મારા હૃદયનિધિ!

" હું નથી જાણતી કે તમોને શા સંબોધનથી બોલાવું? અસ્તુ, જે સંબોધનથી બોલાવું, તેનેજ પ્રિય ગણી સ્વીકારી લેશો! મારૂં મન તો જાણે છે ને! હું શા માટે પત્ર લખું છું, તે હું નથી જાણતી, અને એ પણ સ્મરણમાં નથી કે, એમાં શું લખું છું! હું! મારા અભિપ્રાયને વ્યક્ત કરવાની ઇચ્છા ધરાવું છું, પણ તે કયી ઇચ્છા છે, એની કાંઈ પણ શુદ્ધિ મને નથી! મારી શી ઇચ્છા છે, એ શું તમે નથી જાણતા! પણ હું મારી ઇચ્છાથી તદ્દન અજાણી છું! હું ઘણું ઘણું કહેવા ચાહું છું, પણ મને કહેતાં આવડતું નથી, અથવા એમ ધારો કે મારાથી કહી શકાતું નથી! મને રહી રહીને એમ ભાસે છે કે, જાણે સુખનો સાગર સૂકાઈ જવા માગે છે, અને વિધાતાના લેખ અનુસાર એક વજ્રથી બે વ્યક્તિઓનાં હૃદયને વેધી નાખનારા દિવસો નજીકમાં આવવા માંડ્યા છે! હું ધારૂં છું કે, કાંઈક લખું પણ લખી શકાતું નથી! કેવળ એટલુંજ કહીને લખવાનું સમાપ્ત કરૂં છું કે, સોમભદ્ર તરફથી ફરીવાર આફત આવવા માગે છે! જાલિમસિંહ નામના એક વૃદ્ધ જમીનદારની સાથે સોમભદ્ર કોણ જાણે

કંઇ આશાને પૂર્ણ કરવાના આશયથી પોતાની ભગિની મંદારિકાનો વિક્રય કરવાને તૈયાર થયો છે! ગાય અને દીકરીનું વડીલો પાસે શું જોર ચાલે, એ બિચારી તો જ્યાં દોરે ત્યાં જાય, કસાઇને ત્યાં મોકલે ને ત્યાં મોકલે, તો પણ ના ન કહેવાય! કન્યાવિક્રય કરી, કન્યાનું લોહી વેચી, મોજશોખ અને અયશ આરામની આશા રાખનારનો શો વિશ્વાસ! તેમના જીવનનું ધ્યેય કેવું હોય છે, એને માટે એક કવિના સોનેરી શબ્દો હું આ સ્થળે તમોને કહ્યા વિના રહી શકું તેમ નથી! અહા કેવા સખ્ત શબ્દોમાં કવિ કન્યાને સંતાપનારાં માતાપિતા અને વડીલોનો કટાક્ષ કરે છે. જુઓ, સાંભળો:—

અમારી લાડકી લેવા, ભલે કલદાર આવોને!
અમારૂં મન મનાવાને રૂડા કલદાર લાવોને!
× × × × ×
ભણેલા કે અભણ આવો, ભલે અજ્ઞાનીને લાવો!
અમારો દામપર દાવો, દઈ દીકરી ઊડાવોને!
ભલે ભુંડા અગર ગાંડા, ભલે રાખે ઘણી રાંડો!
ભલે પરણ્યા પછી છાંડો, નગદ દમડા અપાવોને!
જુવાનીને નથી જોતા, બુઢાપાને નથી રોતા!
નથી જોવો ખરો ખોટો, ખરીદાને ખટાવોને!
હશે કન્યા થકી ન્હાનો, છતાં ના રાખશો છાનો!
કજોડાનો નથી વાંધો, વસૂ વેગે વસાવોને!
ભલે દર્દી દિવાનો હો! કુટિલ યા અંધ કાણો હો!
અગર શયતાન શાણો હો, ખરે ખીસાં ભરાવોને!
× × × ×
નહિ કન્યા મળે સોંઘી, અમારી માગણી મોંઘી,
વગર ધનના બધા ઢોંગી, અહીંથી દૂર જાઓને!
× × × ×

તીજોરી કોઇની ફાડો, અગર દેવું કરી કાઢો;
ગીરો ઘર કે મુકો વાડો, ભલા અક્કલ લડાવોને !
અમારી લાડકી બેટી, ઉછેરી આપદા વેઠી !
હવે પૈસે ભરો પેટી, પછી પલ્લું કરાવોને !
અમારી માગણી એ છે, તમારૂં દિલ શું કહે છે !
'કઆલો' આ કબુલ છે કે ! વિચારીને જણાવોને ! ”

(મણિકાન્ત)

વ્હાલા ! જ્યાં આવીજ મલિન ભાવનાઓ હોય, જ્યાં દુહિતા કેવળ પૈસા પ્રાપ્ત કરવાનું જ સાધન ગણાતું હોય, ત્યાં પવિત્ર પ્રણયનાં સાધનો શી રીતે સાંપડી શકે ! પતિપત્ની એકતાના સૂત્રમાં ક્યાંથી બંધાઇ શકે ? વ્યાસ, વાલ્મિકી અને મહા મુનિવરોનાં સંતાનોની આવી દુર્દશા ! લક્ષ્મીની આટલી બધી આકાંક્ષા ! હા, ભારત ! ભારત માતા ! તારી આ કેવી દુર્દશા !

પ્રભુ ! હું તમારી પાછળ ઘણું ઘણું લખવાનું અને કહેવાનું વિચારી રાખું છું, વીણી વીણીને વાતોને મનમાં એકઠી કરી રાખું છું, પરંતુ લખતી વેળાયે હાથ ઉપડતો નથી, અને બોલતી વેળાયે જીભ જડ જેવી થઈ જાય છે, તથા મુખપર તાળું વસાઇ જાય છે. શું કરૂં નિરુપાય છું, હવે શું લખું ? આર્ય ગૃહસંસારનાં બંધનો એવાં સખ્ત છે કે, જેની સીમામાંથી એક ડગલું પણ બહાર ભરી શકાય તેમ નથી. કોઇ સ્ત્રી ઇચ્છિત પતિને શોધી નીતિ અને ધર્મના માર્ગપર ચાલે તો, તે મહા પાપીયસી, કુલકલંકિની કુલટા અને સ્વચ્છેચારિણી કહેવાય, પણ માતા પિતા કે સગાં વહાલાંઓના લાકડે માંકડું વળગાડેલી સ્ત્રીઓ ઇચ્છા વિરુદ્ધના સ્વામીની પાછળ રહી મહા ભયંકર પાપાચાર કરે, અનીતિએ વર્તે કે સ્વેચ્છાચારિણી થાય તો પણ તે મહા મહિમામયી ગણાય ! આ ક્યાંનો ન્યાય ? ક્યાંનો ઇન્સાફ ! ”

"શું પવિત્ર પ્રેમ કરી એકજ પતિને હૃદયનો સાર અને જીવનનો આધાર માનવામાં જન સમાજ ધારે છે, તેવું વિષમ પાપ સમાયલું હશે! ના, હું તો કોઈ પણ પ્રકારે એને પાપ માની શક્તી નથી! સમાજની સર્વ રૂચિઓ અને સર્વ ધારણાઓ સમાન હોતી નથી, માટે હું તો અનંતનામી અવિનાશીના કાયદાને જ સાચો કાયદો માનીને તે પ્રમાણે વર્તવા માગું છું. પ્રેમના પવિત્ર માર્ગમાં જતાં કદાચ ક્રૂર સોમભદ્ર મારી તકલીફ કરશે, તોપણ હું તેથી લેશ માત્ર પણ વિચલિત થઇશ નહિ, મારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઇશ નહિ!

"સોમભદ્રના અત્યાચારનો અવધિ થયો છે! તે મારો સહોદર—ભાઇ હોવા છતાં પણ મારે બેધડક કહેવું પડે છે કે, એની દુર્દશા થશે, તેવી દુર્દશા જગતના પ્રાણીમાત્રની પણ થવા પામશે નહિ. મહારાણી માલિની ક્યા કુળમાં જન્મી છે, કોણ છે, એ સર્વ પરિચય જાણ્યા વિના જ તેની સાથે લગ્ન કરીને પછીથી સોમભદ્રે તેને જે અન્યાય આપ્યો છે, તે કેવળ ઇશ્વર જ જાણે છે! નિરાધાર અબળાપર એવો અત્યાચાર ચલાવવામાં તેણે ખરેખર શયતાનનીજ ગરજ સારી છે? હવે એ નિષ્ઠુરની નિર્દયતાનું વાદળ આપણા બન્નેના પર તૂટી પડવા માગે છે, પણ તે જ્યાં સુધી અહીંથી ગુલાબકુમારીનું રાજ્ય મેળવવા ગયો છે, ત્યાં સુધીમાં આપણે સર્વ પ્રકારની તૈયારીઓ કરી લેવાની તથા બને તો અહીંથી કોઇ શાન્તિવાળાં સ્થાનમાં ચાલ્યા જવાની ખાસ જરૂર છે.

બસ, વાતો તો ઘણી કહેવાની છે, પણ એથી શું વળવાનું છે! મન તો મારી પાસે નથી? પછી એ મનની વાતોથી શો લાભ? જો ઇચ્છામાં આવે અને અવસર હોય તો દીન સેવિકાના આ પત્રને વાંચવાની કૃપા કરશો.

તમારી જ ચપલહૃદયા

મંદારિકા—

અહા ! કોઇ વિરહિણી પાઠિકાએ; કદાપિ આવી ઉદાર લેખિનીનો પરિચય કરાવ્યો હોય, તો મંદારિકાની ચંચળતાને સહન કરવામાં તે સમર્થ થશે; કારણ કે પ્રણયની અપૂર્વ, અનુપમ, અદ્વિતીય, અને અનિર્વચનીય ક્ષમતા હોય છે. જે સરળ મનથી પ્રણય કરે છે, તેજ આ રસના સ્વાદને જાણે છે. મનુષ્યનું મન શોક, દુઃખ, તાપ આદિ સર્વ કાંઇ સહન કરી શકે છે; પણ જે સમયે પ્રણયીના દર્શનની લાલસાથી ચિત્ત ચંચળ અને મન ઉદ્દ્વિગ્ન થઇ જાય છે, તે સમયે વ્યાકુળતાથી ચારે તરફ, અંદર અને બહાર અંધકાર છવાઈ જાય છે, અનેક પ્રબોધ વચનોથી પણ સ્થિરતા નથી આવતી અને પ્રિયજનના મેળાપ વિના તેને કોઇ પણ પ્રકારે સંતોષ નથી મળતો. બંસીલાલના વિના મંદારિકાની પણ એવીજ દશા થઇ ! તે પત્ર વાંચીને પલંગ પર સૂઇ ગઇ અને તેણે તે પત્રને પોતાની ચોળીના ખીસામાં મૂકી દીધો.

મંદારિકા શય્યાપર પડી પડી વિચારતી હતી અને મનમાં ને મનમાં જ આશા નિરાશાના તરંગો ઉછાળવા માંડી હતી ! આખરે તે પોતે ને પોતેજ કહેવા લાગી કે:—

"ગમે તેમ હો, પણ મારાથી તો એમ થઇ શકશે નહિ. મારાથી જીવતા જીવે આ નરકનું દુઃખ ભોગવ્યું ભોગવાશે નહિ, આશાની જાળમાં જીવને ફસાવીને જીવવા કરતાં મરણને શરણ થવું એ હજારોવાર બહેતર છે. પણ જોઉં છું કે, હવે વિધાતા શા રંગો બતાવે છે !"

એવામાં તેને અરુણાના બોલવાનો અવાજ સંભળાયો: "કેમ મંદા ! પુષ્પ ચૂંટવા આવે છે ?"

"હા, આ આવી." કહી શય્યાપરથી ઉઠીને તે અરુણા તરફ દોડી, એ સમયે રાત્રિ વીતીને સવાર થઇ જવા આવ્યું હતું.

## ચતુર્દશ પરિચ્છેદ

### માયાવી ઓરડીઓ

---

આ કાષ્ટની માળા અરે! તું ફેરવીને શું કરે?
કિરતારના અંતર વિષે હસ્તે ધરી તું શું કરે?
નિત્ય ન્હાય નિર્મળ નીરથી સરિતા સરોવરમાં જઇ
પણ મેલના મનનો મટયો જળ વાપરી તું શું કરે?

× × × × ×

તું નેત્ર ઢાંકીને સદા, બસ ધ્યાન ધરતો ઢોંગથી;
પણ ચિત્ત તુજ ચંચળ રહે, ફતવા કરી તું શું કરે?
ધારણ કર્યાં છે શ્વેત વસ્ત્રો, શ્વેત દિલ કીધું નહિ;
દેખાએ છે સુતકી સદા, ધોળાં ધરી તું શું કરે?

**મણિકાન્ત.**

---

હવે અમો અમારા વાંચક બન્ધુઓનું મન પુનઃ માયામહેલના તરફ આકર્ષીએ છીએ. માયામહેલની તે ઓરડીનું સર્વને સ્મરણ કરવું જોઇએ કે જે ઓરડીમાં સોમભદ્રના બહુરૂપી કિંવા નાના વેશધારી સરદાર ક્રૂરસિંહે મહારાણી ગુલાબકુમારીને બેહોશ કરી દીધી હતી અને જ્યારે ક્રૂરસિંહ મહારાણીને મારવાને તત્પર થયો, ત્યારે એકાએક ત્યાં અંધકાર છવાઇ ગયો હતો તથા આખી ઓરડી ડોલવા માંડી હતી. એ બધું બન્યા પછી જ્યારે શાન્તિ થઈ, ત્યારે ક્રૂરસિંહે મીણબત્તી સળગાવીને જોયું હતું. તેને માલૂમ થયું હતું કે, રાણી તે સમયે તે ઓરડીમાં નહોતી.

હવે અમો કાંચનગઢની રાજરાજેશ્વરી ગુલાબકુમારીના સંબંધમાં કિંચિત્ ઉલ્લેખ કરવાનું ઉચિત ધારીએ છીએ—રાણી જ્યારે

હોશમાં આવી, ત્યારે તે પોતે એક ઓરડીમાં આવી પડી હોય, એમ તેને જણાયું. તે ઓરડીની વચ્ચોવચ્ચ સંગેમરમરનો એક ગોળ હોજ બનેલો હતો અને તેમાં એક ફૂવારો અવિરલ ધારાથી છૂટી રહ્યો હતો. ફૂવારાનું પાણી એટલું બધું ચળકતું હતું કે, જેથી તમામ ઓરડીઓમાં પ્રકાશ ફેલાઇ રહ્યો હતો. મૂળમાં એ ફૂવારો સંગેમરમરની બનેલી એક પૂતળીના માથામાંથી નીકળી રહ્યો હતો ! તે પૂતળી કમર સુધી પાણીમાં ડૂબેલી હતી. તેના બન્ને હાથ તેની બગલમાં હતા અને તે એવી રીતે માથું નમાવી પલાંઠીવાળી બેઠી હતી કે, જાણે તે કોઇ મહા ગંભીર ચિંતામાં ડૂબી ગઇ હોયની! એવોજ ભાસ થઇ આવતો હતો. મહારાણીએ હોશમાં આવતાંની સાથે જ તે ફૂવારાના પાણીથી પોતાનું મ્હોં ધોયું, જેથી તેનો ચહેરો પહેલાંની પેઠે પુનઃ ચમકવા લાગ્યો. ત્યાર પછી તેણે પોતાની પાસેથી એક નાની ડબ્બી બહાર કાઢી જે ડબ્બીમાં રાખેલી ઘણી સોનેરી ગોળીઓમાંથી એક ગોળી કાઢીને તે હોજમાં તે ઉતરી ગઇ. હોજમાં ઉતરીને તે પૂતળીની પાસે પહોંચ્યા પછી તેણે તે ગોળીને તે પૂતળીના મુખમાં નાખી દીધી અને ત્યાર પછી તે પાછી હોજમાંથી બહાર નીકળી આવી. હોજની બહાર આવીને મહારાણીએ જોરથી તાળી વગાડી અને બૂમ પાડી અવાજ માર્યો કેઃ–“ હે પૂતળી ! કહે જોઇએ કે, તે કોણ હતું કે જેણે દીવાલ છેદી બહાર આવી મને બેભાન બનાવી દીધી હતી ? ”

આ સાંભળતાંની સાથેજ તે પૂતળીનું શિર ધીમે ધીમે ઉંચું ચઢવા લાગ્યું, તેણે પોતાનું મુખ રાણીના તરફ ફેરવ્યું અને ત્યાર પછી તેના મોટા બિહામણા મુખમાંથી કઠોર તથા તીવ્ર સ્વરથી આવાં વચનો નીકળ્યાં: “ બીજા નંબરના ઓરડીનો કેદી આ માયામહેલની માયાને તોડનાર પુરુષનો બાહુરૂપી ક્રૂરસિંહ હતો કે જેણે તમોને બેહોશ કરી દીધાં હતાં. ”

મહારાણીએ પુનઃ પૂછ્યું કે:—" તે બરાબર વખતસર તેની મદદે શી રીતે આવી પહોંચ્યો ? શું તેને મારા આવવાની ખબર પેહેલેથીજ પડી ગઇ હતી ? "

ફરીવાર પૂતળીના મુખમાંથી અવાજ આવ્યો કે:—" મહારાણી! તમે જાણવા છતાં અજાણ્યાં બની જાઓ છો ? જે સોમભદ્રે શયતાનની સાધના કરી, સંસારમાં ભયાનકતાનો વિસ્તાર કરવાનું વરદાન મેળવ્યું છે, તેને તમે તો શું પણ જગતના કોઈ પણ સામાન્ય પ્રાણીથી પહોંચી શકાય તેમ નથી. હું ભવિષ્ય ભાખીને કહું છું કે, એ સોમભદ્ર તમારાથી વિજય મેળવી જશે અને તમારા પક્ષની કોઇપણ કન્યાની સાથે લગ્ન પણ કરી જશે. જ્યાં સૂધી એ શયતાનની છાયા તળે છે, ત્યાં સૂધી તેનો વાળ પણ કોઇનાથી વાંકો થશે નહિ. પણ જ્યારે એના શિષ્યત્વનો અવધિ આવશે તથા પિશાચપતિ જ્યારે તેની કાંધપર ચઢી બેસશે, ત્યારે તેની યંત્રણાથી કાંઇ સીમાજ રહેશે નહિ. તે અંતે મરણ વખતે એટલો બધો વ્યાકુળ થશે કે, સંસારમાં તો શું પણ નરકના ભયંકર સ્થાનમાં પણ તેને ઉભા રહેવાનું સ્થાન મળી શકશે નહિ. તેને માટે યમરાજને નરક પણ જૂદું નિર્માણ કરવું પડશે. "

" મનુષ્ય જ્યારે પાપના સમુદ્રમાં પડે છે, ત્યારે પોતાના બચાવ અને પોતાના સુખ સિવાય બીજું કશું પણ સૂઝતું નથી. સોમભદ્રની પણ એજ દશા છે. આજકાલ તેનાં તગદીર તેજ છે, કિસ્મતના સિતારા રોશન છે. પણ રાણી ! સર્વની સ્થિતિ સમાન કદાપિ રહેતી નથી. "

" મારે તમને પણ સખ્ત શબ્દોમાં કહેવું પડશે કે, તમે આ જે પાપનો ધંધો લઇ બેઠાં છે, તેથી તમારૂં કલ્યાણ તો થઈ શકવાનું નથીજ. કદાચ મારા આ શબ્દો તમોને કઠોર અને તિરસ્કાર જના

લાગશે, પણ પાછળથી જ્યારે યમરાજના દૂતોનું આગમન થશે, ત્યારે મારા આ શબ્દોનું ખરૂં મૂલ્ય અંકાશે. હાલ તરત તો હું તમને માત્ર એટલું જ કહી રાખું છું કે જો તમે તમારી કાયાનું કલ્યાણ કરવા ઇચ્છતા હો, તો આ શયતાની ધંધાને આટલેથી જ અટકાવી દો. પછી તો જેવી તમારી ઇચ્છા ! તમારી ઈચ્છા પ્રમાણે વર્તવાને તમો સ્વતંત્ર છો."

"હવે હું તમારા પૂછેલા પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપું છું. તે ધ્યાનપૂર્વક સાંભળો. જે શયતાનના સોબતી સોમભદ્રે તમારા માયા-મહેલમાં પોતાના વેશધારી સહિત પ્રવેશ કર્યો છે, તે કાંઇ જેવો પ્રબળ નથી, જો તે છેક નિર્માલ્ય હોત અને તેની પડખે તેના જેવા પાપાત્માઓ ન ચઢ્યા હોત, તો તે કદાપિ કૃષ્ણપુર જેવા મહાન રાજ્યનો મહારાજા થઈ શકત નહિ. તેના પક્ષમાં સેનાપતિ કુલીનસિંહ, ક્રૂરસિંહ, સરદાર જાલમસિંહ, ભયંકરસિંહ, ઝેરીસિંહ, રણવીર વગેરે એવા એવા ચાલાક અને બહાદુર વેશધારી યોદ્ધાઓ પડ્યા છે કે, તેને સહજમાં કોઇનાથી હરાવી શકાય તેમ નથી. મહારાજા મહેન્દ્ર-કુમારને તમો સર્વ મરેલો ધારો છો, પણ વાસ્તવિક રીતે તેમ નથી. તે હજી જીવતો છે અને તેને તેનું રાજ્ય પાછું અપાવવાની કેટલીક વ્યક્તિઓ ચેષ્ટા પણ કરી રહી છે, પરંતુ કેવળ અવસરના અભાવેજ એ બધું બાકી રહી ગયું છે. અસ્તુ."

"સોમદત્ત તમારી માયાને બેદાનમેદાન કરી નાખશે, તેને તમે કોઇ પણ રીતે અટકાવી શકશો નહિ, હવે જે મનુષ્યે તમને બેહોશ બનાવ્યાં હતાં, તે મનુષ્ય અથવા સોમભદ્રના વેશધારી સરદાર ક્રૂર-સિંહ ત્યાં શી રીતે આવ્યો હતો, એ સંબંધમાં તમને થોડીક હકીકત જણાવું છું."

"તે ક્રૂરસિંહને પોતાની મેળે જ તમે જે ઓરડીમાં કેદ કર્યો હતો, તેમાંથી ન્હાસી છૂટવાની, ઇચ્છા થઇ આવી હતી અને એ

ઇચ્છાના યોગે તેણે તમને બેભાન બનાવતાં પહેલાં પંદર કલાક એ ઓરડીની દીવાલમાં સુરંગ પાડવાની શરૂઆત કરી દીધી હતી. જે સમયે તમો માયા મહેલને તોડવા માટે નિર્માણ થયેલા સોમભદ્રનો સંહાર કરવાના દૃઢ સંકલ્પપર આવી ગયા, તે સમયે શયતાનની સહાયતાથી એ ક્રૂરસિંહ અચાનક સુરંગ ભેદીને તમારી પાસે આવી ચઢયો અને તેણે સોમભદ્રનો તમારા ખૂની ખંજરના ખૌફમાંથી બચાવ કરી લઇને ઉલટા તમોને બેભાન બનાવી દીધાં, બસ આનાથી વધારે એ પુરૂષના સંબંધમાં બીજી કાંઇ પણ હકીકત મારાથી તમોને જણાવી શકાય તેમ નથી.”

મહારાણી ગુલાબકુમારી પૂતળીનાં આવાં સ્પષ્ટ વચનો સાંભળી-ને ક્ષણવાર સુધી તો સ્તબ્ધ બની ગઇ, તેનું આખું શરીર કમ્પી ઉઠયું. તેણે પૂતળીનો સંહાર કરવાનો વિચાર કર્યો, પણ સારાસારની તુલના કરતાં તેનો તે વિચાર પાછો તરતજ બદલાઇ ગયો. તેણે કાંઇક વિચાર કર્યા પછી પુનઃ તે પૂતળીને સંબોધીને કહ્યું:–“બસ, હવે હું તને કાંઇ પણ પૂછવા માગતી નથી.”

આ સાંભળતાંની સાથેજ પૂતળીની ગર્દન ફરીવાર નીચી થવા લાગી અને જોતજોતામાં તે પહેલાંની માફક માથું નમાવીને પાછી જેમ હતી તેમની તેમ બેસી ગઇ.

તે ઓરડીમાં ડાબી બાજુએ બન્ને તરફ બે દરવાજા હતા. રાણી ડાબી તરફના દરવાજામાંથી નીકળીને તે ઓરડીમાંથી બહાર નીકળી તથા કેટલીક ઓરડીઓ અને દાલાનોને પોતાની પાછળ છોડી આગળ ચાલવા લાગી. જે સ્થાનોમાં થઇને તે જઇ રહી હતી, તે તરેહ તરેહની વિચિત્ર વસ્તુઓથી ભરેલાં હતાં, જેનો ઉલ્લેખ જ્યારે માયામહેલની માયાને તોડનાર સોમભદ્ર માયાને તોડશે, ત્યારે યથાર્થ રીતે કરવામાં આવશે.

આગળ ચાલતી ચાલતી મહારાણી આખરે એક બંધ ઓરડીના દરવાજા પાસે જઇને ઉભી રહી. રાણીએ પોતાની પાસેથી આવી

કાઢીને તે ઓરડીનો દરવાજો ઉઘાડયો અને ત્યાર પછી તે તે ઓરડીની અંદર દાખલ થઈ.

ઓરડીના બરાબર મધ્ય વિભાગમાં એક આઠ પાયાવાળી પાટ પર, સોનાની બનેલી ચાર પૂતળીઓ બેઠી હતી. પૂતળીઓની વચ્ચે ચોપાટ બીછાવેલી હતી. ઘણીજ અજાયબીની વાત તો એ હતી કે, સોનાની તે પૂતળીઓ મનુષ્યોની માફક પાસા ફેંકી સોગઠાં ચલાવી રહી હતી. તેમનામાં માંહોમાંહે વાતચીત પણ થઇ જતી હતી. તેમાંની એક પૂતળીએ કહ્યું:—

" છ ત્રણ નવ " બીજી બોલી કે:–" પોબાર, લો બહેન, કાળી સોગઠી તો મારી ગઇ ! "

એવામાં એક કહેવા લાગી:–" કાંઇ વસન્તની પણ ખબર છે કે ? આપણી આ ચોપડીમાં આ માયામહેલનાં મહારાણી ઉભાં છે, એમની પણ અદબ રાખતી નથી ? "

આ સાંભળી બીજીએ કહ્યું:–" હું સમજી ગઇ છું કે, મહારાણી સાહબા શા હેતુથી અહીં પધાર્યા છે ! "

ત્યાર પછી ત્રીજીએ જવાબ આપ્યો:—" બહેન ! હવે લાખો ઇલાજો કરવા છતાં પણ આ માયામહેલની માયા કોઇ પણ પ્રકારે બચી શકશે નહિ. હવે તે જરૂર છૂટી જશે."

ત્યારે ફરીવાર તે પહેલી પૂતળીએ કહ્યું:–" શું કહું તે હરામોને કે, જેમણે આપણી જિન્નાતોને કાબૂમાં કરીને આ વેશમાં અહીં પૂરી રાખી છે ! ભલા એનું ઠેકાણું પણ છે ! કેદ થયાંને કેટલા દીવસ વીતી ગયા. હવે માયામહેલની માયા તૂટી જશે–અને આપણું બંધન પણ છૂટી જશે ! આપણી કેદના દિવસ હવે પૂરા થયા છે. "

ત્યારપછી એક રાણીના તરફ જોઇને કહ્યું:—" મહારાણી ! હવે તમારો ઇલાજ નકામો છે, જાઓ, તમારી માયાના દિવસો પૂરા થઈ ગયા છે. "

મહારાણી વ્યગ્ર થઇ રહી હતી તેથી તેણે વ્યગ્રતાથીજ પૂછ્યું:—"પણ જો હું ધારૂં તો હમણાંજ મારી માયાના તોડનારને મારી શકું તેમ છું. અત્યારે તે મારા હાથમાંજ છે."

આ સાંભળીને એક પૂતળીએ ઉંડો નિસાસો મૂકીને કહ્યું:—"શું હમણાં થોડીવાર પહેલાં તમે તેને મારવાને નહોતાં તૈયાર થયાં? પણ એનું પરિણામ શું આવ્યું? વળી રાણીસાહબા! તમે અમારાં સ્વામિની છો. એટલે અમારાથી તમારા મોઢે શી રીતે વળગાય! નહિ તો અમોને સાધુ જણાઇ આવે છે કે, આનું પરિણામ અવશ્ય કાંઇક વિલક્ષણજ આવવું જોઇએ. જે સોમભદ્રે માયામહેલ જેવા મજબુત મહેલની માયાને તોડવાનું સાહસ કર્યું છે. તે કાંઇ જેવો તેવો કાચો માણસ નથી. શું તમે તેમ છતાં પણ માયાવી નિયમોમાં ફેરફાર કરવા ધારો છો?"

મહારાણી ગુલાબકુમારીએ અજાયબીથી પૂછ્યું:—"એટલે! તું શું કહેવા માગે છે?"

તે પૂતળીએ જવાબ આપ્યો:—"માયાસારમાં એક સ્થળે સાફ લખ્યું છે કે, માયા તોડનાર વ્યક્તિ જો માયા મહેલના માલિકના હાથમાં પકડાઇ જાય, તો તેને સાત દિવસ કેદ રાખીને માયાની જાળવાળી જગામાંથી બહાર લઇ જઇને મારી નાખવી. પણ જો માયા મહેલની અંદર તે વ્યક્તિ મારી જશે, તો ત્યાં આગ લાગી જશે. જેથી કરીને માયામહેલનો માલિક માયામહેલ સહિત બળીને ભસ્મ થઇ જશે."

મહારાણીએ કહ્યું:—"સારૂં, ત્યારે તો હું હવે તેમજ કરૂં છું, હું જઇને હમણાંને હમણાંજ એ નરાધમ નરપિશાચ સોમભદ્રને તેના સોબતી સહિત કેદ કરૂં છું."

આ સાંભળીને પૂતળીઓ ફરીવાર ચોપાટ ખેલવા લાગી અને બીજી તરફ મહારાણી ગુલાબકુમારીએ ઓરડીમાંથી બહાર નીકળી તેના દરવાજાને પહેલાંથી માફક બંધ કરી તરતજ બીજી તરફ ચાલવા માંડયું.



# પંચદશ પરિચ્છેદ

## વસન્તદુર્ગ

સામ દામ ભેદ દંડઃ જે ઉપાય છે લખ્યા,
ચાર તે નરોની બુદ્ધિ શક્તિથીજ છે રચ્યા;
રાજનીતિ શાસ્ત્રકાર હોત જો સ્ત્રિઓ કદી;
અશ્રુપાત પાંચમો લખાત શાસ્ત્રમાં નકી.

*　　　*　　　*　　　*　　　*

પાસે સુધાસરિત ને મુજ કંઠ શુષ્ક !
પાસે પ્રલેપનિધિ ને મુજ ચક્ષુ ઉષ્ણ !
પાસે સુવાસભરિ શીતલ વાટિકા, ત્યાં,
હું છિન્નભિન્ન ભટક્યો તૃણ ઝાંખરામાં.

રાઇનો પર્વત, રમણભાઇ

કૃષ્ણપૂર નગરની દક્ષિણ દિશામાં પાંચેક કોસના અંતરપર, વસંતદુર્ગ નામનો એક મોટો દુર્ગ હતો અને એ દુર્ગના મધ્યભાગમાં આકાશ સાથે વાતો કરતો એક મહાલય હતો, એ મહાલયના કૃષ્ણ-પૂરના પૂર્વના મહારાજા મહેન્દ્ર કુમારના પિતાએ પોતાના આરામ માટે બંધાવ્યો હતો પણ અત્યારે તે નવીન રાજા સોમદત્ત કિંવા સોમભદ્રના અધિકારમાં હતો. સોમભદ્ર મહારાણી માલિની સાથે વિવાહ થયા પછી મુખ્યત્વે કૃષ્ણપૂરના મહાલયમાં ન રહેતાં આ મહાલયમાંજ રહેતો હતો. કારણ કે દેશ દેશમાંથી લાવેલી અનેક વારાંગનાઓનાં નૃત્ય કરાવતાં, અન્યાન્ય અસહાયા અબ-ળાઓપર અત્યાચાર ચલાવતાં તથા સ્વેચ્છાચારી વર્તન કરતાં તેને અહીં ઘણીજ સુગમતા પડતી હતી. એ દુર્ગની દેખરેખનું તથા પો-તાની ગેરહાજરીમાં સંભાળ રાખવાનું બધું કામકાજ સોમભદ્રે ભયં-

ક્રૂરસિંહ તથા ક્રૂરસિંહ નામના પોતાના બે તરુણ રાજપૂત મિત્રોને સોંપ્યું હતું. સોમદત્તની હાજરી અથવા ગેરહાજરીમાં તેઓ તે દુર્ગ તથા તેની નીચેનાં ગામડાંઓની બરાબર ખબર રાખતા હતા. જેમાંનો ક્રૂરસિંહ, સોમભદ્રની સાથે હમણાં માયામહેલની માયાવી જાળમાં ફ-સાયો હતો, એનાથી તો સર્વ વાંચકો સારી રીતે વાકેફ છે અને બીજો ભયંકરસિંહ વીસ બાવીસ વર્ષનો એક ખૂબસૂરત નૌજવાન હતો.

ભયંકરસિંહ તથા ક્રૂરસિંહ નાનપણથીજ લડાયક વિષયના ઘણા જ શોખિન હતા, એથી સોમદત્તે રાજ્ય ગાદીપર આવતાંની સાથેજ સારા સારા ઉદસ્તાદો બોલાવીને તેમને બન્નેને તથા કુલીનસિંહ ના-મના એક ત્રીજા પોતાના પરમપ્રિય સેનાપતિને દરેક લડાયક બાબ-તોમાં મહા નિપુણ અથવા કામેલ કરી દીધા હતા. તે ઉપરાંત તેમનો રૂપસિંહ નામનો એક ઘણોજ ચાલાક અને વેશધારી—બહુરૂપી સરદાર હતો. તેના જેવો વેશધારી અથવા નાના પ્રકારનાં સ્વરૂપો ધારણ કરી મોટા મોટા ચાલાક શૂરવીરોની આંખમાં પણ નાખી જનારો બીજો કોઈ પણ પુરુષ ભાગ્યેજ મળી આવતો હતો.

પહેલાં વસંતદુર્ગમાં ફક્ત ગણ્યા ગાંઠ્યા અનુચરો અથવા સોમ-ભદ્રના પ્રિય ચાર પાંચ સરદારો સિવાય લડવા લાયક સૈનિકોનું નામ નિશાન પણ નહોતું, પરંતુ જ્યારથી સોમભદ્રે જોયું કે, પોતાના દુશ્મ-નોની સંખ્યા વધી ગઈ છે અને આબાદીનો એક પણ ઉપાય અવ-શિષ્ટ રહ્યા નથી, ત્યારથી તેણે પોતાના મહાલયની રક્ષા કરવા માટે વસંતદુર્ગમાં નવા નવા સૈનિકો લાવીને રાખવા માંડયા અને જે સમ-યનો અમે આ વૃત્તાંત લખીએ છીએ, તે સમયે વસંતદુર્ગમાં પાંચસો જવાનોની એક મજબૂત ફોજ તૈયાર કરી દીધી હતી.

દિવસના આઠ વાગ્યા હતા, સૂર્યનારાયણ સ્વચ્છ અને નીલા-કાશના પૂર્વ કિનારાપરથી ધીમે ધીમે ઉંચા ચઢતા જતા હતા. એ-વામાં વસંતદુર્ગની એક મોટી બેઠકમાં, કે જેના તમામ દરવાજા

અંદરથી બંધ હતા, તેમાં એક ગુપ્ત સભા ભરાઇને બેઠી હતી. સભામાં સોમભદ્રનો વ્હાલો સરદાર ભયંકરસિંહ, તેનો ગુપ્ત વેશધારી રૂપસિંહ તથા એક વૃદ્ધ પુરુષ બેઠો હતો.

વૃદ્ધના પરિચયમાં માત્ર એટલુંજ જણાવી દેવું પૂર્ણ થઇ પડશે કે, તે વૃદ્ધજ હતો અને જેને લલિતાંગી બનીને તે નનામા અદ્દ્ભુત પુરુષે ટેકરીવાળી ગુહાની અંદરથી બહાર કાઢયો હતો. હવે અમો અહીં એમ જણાવી દેવાનું પણ ઉચિત ધારીએ છીએ કે, એ વૃદ્ધને બહાર કાઢનાર અન્ય કોઇ નહિ પણ સરદાર ભયંકરસિંહનો બહુરૂપી રૂપસિંહ જ હતો. રૂપસિંહ તેમની બન્નેની ગાંસડીઓ બાંધીને તેમને વસંત દુર્ગમાં લઇ આવ્યો હતો. તેમને બન્નેને કાળજીપૂર્વક એક સ્થળે રાખીને તે કેટલાક સિપાહીઓ સહિત તે ટેકરી પર ફરીવાર ગયો હતો કે જ્યાંથી સાધુ તથા લલિતાંગીને પણ ઊઠાવી લાવ્યો હતો અને લાવીને તેમને કેદ કરી દીધાં હતાં. વૃદ્ધના વસંતદુર્ગ આવ્યાંને આજે પાંચમો દિવસ હતો. અત્યાર સુધી તેણે કોઈને પણ પોતાની રામકહાણી સંભળાવી નહોતી–તે તેને સંભળાવવા લાયક પણ નહોતી. કારણ કે, કષ્ટ, ભૂખ, ચિંતા આદિથી તે ઘણો જ દુર્બળ થઇ ગયો હતો. પરંતુ પાંચ દિવસ સુધી વસંતદુર્ગની તાજી હવા તથા ઉત્તમ ખોરાક મળવાથી તેની તબિયતમાં ઘણો સારો સુધારો થઇ ગયો હતો. સ્વતંત્રતાની હવા, મુક્ત થવાનો હર્ષ, અને વિખૂટી પડેલી કન્યાના મેળાપે વૃદ્ધના શરીરમાં સ્વસ્થતાનો ઘણા જ થોડા વખતમાં સંચાર કરી દીધો. તે પોતાના છૂટકારાને પાંચમે દિવસે પોતાનાપર જે જે વીત્યું હતું, તે વસંતદુર્ગના ઉપરીઓને સંભળાવવાને તૈયાર થયો હતો. વૃદ્ધની આત્મકથા સાંભળતાં પહેલાં જ ચાલાક બહુરૂપી રૂપસિંહે કહી દીધું હતું કે, રાજા સોમભદ્રને શોધતો શોધતો તે રાણી ગુલાબકુમારીના ખાનગી બગીચામાં જઇ ચઢયો હતો, ત્યાંથી તેણે લલિતાંગીનો પીછો પકડયો હતો, અને ત્યારે આખરે તેણે એક

પત્ર મેળવી તેના દ્વારા તે વૃદ્ધનો પત્તો મેળવીને તેને મુક્ત કરાવ્યો હતો.

રૂપસિંહે તે પત્રની હકીકત પણ થોડી ઘણી કહી સંભળાવી હતી, પરંતુ તેણે સોમદત્તનો પત્તો મળવાની વાત હજી સૂધી છુપાવી રાખી હતી. એ સર્વ વાતોને સાંભળી લીધા પછી તે વૃદ્ધ પુરૂષે આ પ્રમાણે કહેવા માંડયું કે;–"આપની સર્વની સમક્ષ બેઠેલો આ વૃદ્ધ મનુષ્ય માયામહેલ નામના એક જબરદસ્ત માયાવી મહેલનો માલિક હતો. માયા મહેલનો અધિકાર મારા વંશાનુક્રમથી ચાલ્યો આવતો હતો. મારી સ્ત્રી મરી ચૂકી હતી. મારે એક કન્યા હતી, જેને હું બહુ જ ચહાતો હતો. તેના પર મારો જેટલો પ્યાર હતો, તેટલો ત્રિભુવનમાં કોઇનાપર પણ નહોતો. હું મારી કન્યા સહિત માયા મહેલમાં રહીને તેમાંના આશ્ચર્યકારક આનંદોથી ચિત્તને આનંદિત કર્યા કરતો હતો. મારો એક મંત્રી હતો, જેનો પરિવાર પણ તે માયા મહેલમાં જ રહેતો હતો. ધીમે ધીમે મંત્રીનાં કુટુંબનાં બધાં માણસો માર્યાં ગયાં. આખરે એક દિવસ તે પણ આ અસાર સંસારનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. તે બિચારો મરતી વેળાયે પોતાની પાછળ એક દશ વર્ષની નાની કન્યાને પણ મૂકતો ગયો. મંત્રીને હું બહુ જ ચહાતો હતો. તેના પર મને અત્યંત પ્રેમ હતો. રાત્રિ દિવસ તે મારી સાથે જ રહેતો હતો. મારા વિના તેને એક ક્ષણ માત્ર પણ રૂચતું નહોતું અને તેના વિના મને પણ ક્યાંય જરાય ગોઠતું નહોતું. મંત્રીના મરણ પછી તેના સ્મરણ ચિન્હ સ્વરૂપે તેની પાછળ મૂકી ગયેલી તેની એક કન્યાપર હું મારી સંપૂર્ણ દયા પ્રકટ કરવા લાગ્યો. માયા મહેલમાં મારા કુટુંબની કોઇ વ્હાલી વ્યક્તિની પેઠે તેને હું મારી પાસે રાખવા લાગ્યો. મારી પુત્રી અને અમાત્યદુહિતા ઉભય મારા તરફથી સમાન સ્નેહ સંપાદન કરવા લાગી, બન્નેના ઉપર મારો સ્નેહ સમાનતાથી રહેવા લાગ્યો.

તેને શિકારનો બહુ શોક હતો. કન્યા હોવા છતાં પણ તે મોટા મોટા શિકારીઓના કાન કાપી આવતી અને ગમે તેવા સિંહ કે વિક-

રાળ વાઘને પણ તે પોતાના શિકારમાંથી કદાપિ આબાદ છટકવા દેતી નહોતી. એ શિકારના શોકમાં તે કેટલાંક માણસોને સાથે લઇને બબ્બે ત્રણ ત્રણ દિવસ સુધી જંગલોમાં રહ્યા કરતી હતી. હીરા નામની એક બાલિકા તેની ખાસ સાંગની હતી, એ હીરા એક ઘડીવાર પણ તેનાથી અલગ રહી શકતી નહોતી. વજીરની કન્યા ગુલાબ જ્યારે વયમાં આવી, ત્યારે મને તેના લગ્નની ચિંતા થવા લાગી. હું એક દિવસે સાંઝે તેનાં લગ્નના સંબંધમાં ઘણી ઘણી ચિંતાઓ કર્યા પછી આખરે એ ચિંતામાં જ નિદ્રા દેવીને આધીન થઈ ગયો ! અહા ! તે સાંઝનો દેખાવ હજી સુધી મારી નજરો આગળ તરી આવે છે. માયા મહેલની જે એક કૌતુકમય ઓરડીમાં દૂધના ફીણને પણ થોડીવારને માટે શરમાવી દેતી સુકોમળ શય્યાપર મેં સુખ પૂર્વક વિશ્રામ કર્યો હતો, તેવો વિશ્રામ ત્યાર પછી હે મહાજનો ! મારા સૌભાગ્યને આજ સુધીમાં કદાપિ પ્રાપ્ત ન થયો તે ન જ થયો ! તે સાંઝે તે સેજપર સુતા પછી જ્યારે નિદ્રાદેવી મારો ત્યાગ કરીને ચાલી ગઇ અને મારી આંખો ઉઘડી ગઇ, ત્યારે મેં મારા શરીરને લોઢાની મજબૂત જંજીરોથી જકડાયલો તથા એક ગંધાતી ઓરડીમાંની ફાટી તૂટી ચટાઈ પર જેવી તેવી દુર્દશાજનક સ્થિતિમાં પડેલું જોયું. એ જોઇને મને ઘણી જ તાજ્જુબી પેદા થઈ! મારૂં મન ભીતિ-વિહ્વલ બની ગયું. હું ઘણા ઘણા વિચારો કરવા છતાં કોઇ પણ પ્રકારે એ ભેદી મામલાના સંબંધમાં કશું પણ જાણી શક્યો નહિ. મારો છૂટકારો પણ કાંઇ સહજમાં થઇ શકે તેમ નહોતો, કારણ કે, મારી પાસે એ વખતે કોઇ માયાવી વસ્તુ નહોતી. ત્યારે હું એક સાધારણ માનવીની પેઠે બંદીવાન બનીને તે ઓરડીમાં ગુપચૂપ બેસી રહ્યો. પ્રભાત થયા પછી ગુલાબની સખી હીરા સંન્યાસીનો વેશ ધારણ કરી મારી ઓરડીમાં મારા માટે ખાવાનું લઇને આવી. જોતાંની સાથેજ હું જાણી ગયો કે, તે કાળી નાગિણી ગુલાબ ઉછેરેલા અનિલ ઝેરના ભોડ જેવી વિકરાળ ડાકિણી હતી કે જેને મેં

મારી કન્યાની પેઠે પાળી પોષીને મોટી કરી હતી. ભાઇઓ ! સંસારમાં સ્ત્રીઓનો કદાપિ વિશ્વાસ ન કરવો, એનો ભરોસો રાખવાથી ભવસંસાર ઝેર જેવો બની જાય છે, એવો ગુલાબના વર્તન પરથી મને પૂરતો અનુભવ મળ્યો. સ્ત્રીઓનાં શરીર બહારથી ઘણાં જ મોહક અને ભપકાદાર હોય છે, મુખમાં સુધાની ધાર હોય છે, નયનમાં જાદૂનો વાસ હોય છે, પણ શરીરના અંદરના ભાગમાં તે જાલિમ રાક્ષસી હોય છે, તેના હૃદયમાં વિશ્વ સંસારને વિદારનારૂં મહા વિષમ વિષ વસેલું હોય છે અને નયનમાં બ્રહ્માંડને બાળીને ભસ્મીભૂત કરનારો પ્રચંડ પાવક વ્યાપેલો હોય છે. નારીના જેવી નિષ્ઠુર જાતિ બીજી એક પણ નથી. કારણ કે,

" નારી નરકની ખાણ છે, ને પાપનું એ ધામ છે;
મીઠું વદે મુખથી અતિ પણ પાપનાં સૌ કામ છે;
મોહક મધુરા નેનમાં અગ્નિ તણા અંગાર છે:
પાપી પૂરો એ નારનો વ્યાપ્યો સહુ વ્યાપાર છે;
દિદાસ્થી દિલડું દહે ને રૂપથી લોભાવતી;
પણ પાપ પંથે પેસતાં હૈયું નહિ થોભાવતી. "

" હીરાની સાથે વાતચીત કરવાથી મને જણાઈ આવ્યું કે, જ્યારે તે મને ખાવાનું આપવા આવી, ત્યારે ગુલાબ માયા મહેલની માનવંતી સ્વામિની બની ગઇ હતી. તેણે મને તથા મારી કન્યાને કપટથી કેદ કરીને તે ગુહામાં મોકલી દીધાં હતાં કે જેમાંની મારી ઓરડીની જોડેની ઓરડીમાંથીજ મારી કન્યાને આ સરદાર રૂપસિંહે છોડાવી હતી. હીરાની જુબાની પરથીજ હું એ પાપીયસી ગુલાબનાં બધાં કારસ્થાનને બરાબર જાણી ગયો હતો.

" મારા કેદ થવા પછી તરતજ માયા મહેલના મારા તમામ નોકરચાકરોને એક પછી એક દગાબાજીથી પકડી લાવીને એ ભયંકર ગુહાની ગંધાતી ઓરડીઓમાં ગુલાબે કેદ કરવા માંડયા. પુરુષોને મારી

ઓરડીમાં કેદ કરવામાં આવતા હતા અને સ્ત્રીઓને ઘણું કરીને જે ઓરડીમાં મારી કન્યાને કેદ રાખવામાં આવી હતી, ત્યાં લાવીને કેદ રાખવામાં આવતી હતી. એક દિવસ પુરુષને લાવી એ ઓરડીમાં અસહ્ય યંત્રણા આપી છેવટે એક પછી એક એમ સર્વને યમરાજના દરબારમાં એ નારીના અવતારમાં રહેલી માનવરક્ત પિપાસુ ગુલાબ ક્રૂરતાની સાથે મોકલી આપતી હતી! એ વખતના તેમના કરુણતા ભરેલા પોકારો સાંભળીને મારૂં હૃદય વિદીર્ણ થઇ જતું હતું અને મને ગુલાબના પર સખ્ત નફરત આવતી હતી.

"હું મારા મનમાંજ વિચાર્યા કરતો હતો કે, નારી, નારી પણ કેવી ભયંકર હોય છે, જે કાર્ય કરતાં કઠોરમાં કઠોર હૃદયના પુરુષનાં ગાત્રો પણ શિથિલ થઇ જાય છે, તે કાર્યને એક કોમળ હૃદયા કામિની કેવી સ્ફુર્તિની સાથે પાર પાડતી હતી! શું સંસારમાં જન્મ ધારણ કર્યા પછી મનુષ્યને કદાપિ એવો વિચાર પણ આવતો હશે ખરો કે, આ સંસારમાં જન્મ ધારણ કરવાનું શું પ્રયોજન છે! અહીં આવીને કરેલાં સર્વ કાળાંધોળાં કામોનો ઇશ્વરના દરબારમાં મારે જવાબ આપવો પડશે! ના—જો પ્રથમથીજ પામર બુદ્ધિનાં માણસો એમ જાણતાં હોય, તો આ સંસારમાં મહા હાહાકાર વ્યાપેલો જોવામાં આવે છે, તેનાં દર્શન પણ કદાપિ થાય નહિ. વિશ્વમાં જે વ્યાકુળતા વધેલી જોવામાં આવે છે, તેનું નામનિશાન પણ સાંભળવામાં આવે નહિ! પણ હાય! પિશાચી વૃત્તિને પોષનારાં પાપાત્મા પ્રાણીઓને એવો ખ્યાલ પણ ક્યાંથી આવે? નરકના કીડાને નંદનકાનના સુવાસનો ઉપભોગ કરવાની ઇચ્છા પણ ક્યાંથી થાય? અસ્તુ.

"વાતની વાતમાં હું મારા મૂળ વિષયથી બીજા વિષય પર ઉતરી પડયો હતો, તો તમો સર્વ મને ક્ષમા કરશો, હું હવે અસલ વાર્તાજ કહું છું. સાંભળો, હું ત્યાંનાં તમામ દશ્યો જોઇને ગભરાઇ ગયો, હું હીરાને કહેતો હતો કે, હું હવે માયામહેલના તરફ કદાપિ

દૃષ્ટિ પણ નહિ કરૂં. તું મને આ સંતાપજનક પાપભવનમાંથી મુક્ત કરી દે, પરંતુ એ રાક્ષસીના હૃદયમાં પણ દયાદેવીનો નિવાસ ક્યાંથી હોય, એ ચાંડાલિની મારી વાતોનો કશો પણ જવાબજ આપતી નહોતી. કોઇ કોઇવાર ગુલાબનો અવાજ મારે કાને આવતો હતો, પરંતુ તેને મેં કદાપિ મારી નજરે જોઇ નહોતી. આ પ્રમાણે દશ વરસ સૂધી હું એ નરકાલયની કાળીકોટડીમાં મહા પીડા ભોગવતો રીબાયા કર્યો. હું હંમેશાં રાતદિવસ પરમેશ્વરને એવી પ્રાર્થના કરતો હતો કે, જે કાં તો આ આફતમાંથી મારો છૂટકારો કરાવે અને કાં તો મને મરણને શરણ કરી પોતાના પરમ પ્રેમમય ધામમાં પોતાની પાસે બોલાવી લે. આખરે મારી પહેલી પ્રાર્થનાને ધ્યાનમાં લઇને મહારાજા મહેન્દ્રકુમારના દૂત રૂપસિંહને મોકલાવીને મારી કન્યાસહિત મારો છૂટકારો કરાવ્યો ! હવે હું તમારી પાસેથી એમ જાણવા માગું છું કે એ શયતાનની બચ્ચી ગુલાબ કયાં છે? માયા મહેલના ભેદથી અહીં કોઇ વાકેફ છે કે નહિ? જો માયા મહેલના ભેદને કોઇ જાણતું હોય, તો કહો, એટલે હું તે જાણનારની પાસે બધી બાતમી મેળવી લઇશ. હવે આ મારા મહામાયામય માયામહેલનું માલિક કોણ બન્યું છે.

પ્રિય વાંચક! આ સ્થળે અમારે તમોને એટલું જણાવી દેવાની ખાસ જરૂર છે કે, જે વૃદ્ધ અત્યારે ઉપર પ્રમાણે વાતચીત કરતો હતો, તેને કૃષ્ણપૂરના નવીન રાજા સોમભદ્રના સરદાર ભયંકરસિંહે કે જે હાલ વસંતદુર્ગમાં રહેતો હતો, તેણે સોમભદ્રનો પરિચય રાજકુમાર મહેન્દ્ર તરીકે જ કરાવ્યો હતો, એટલે કે, સોમદત્ત એજ કૃષ્ણપૂરનો રાજાધિરાજ મહેન્દ્રકુમાર પોતે છે, હવે આમ જણાવવાનું કારણ શું હતો, એવો સવાલ કોઇ પણ વાંચક બન્ધુના મનમાં ઉત્પન્ન થાય તો તે સ્વાભાવિક છે. માટે અમારે તેનું યોગ્ય સ્પષ્ટિકરણ કરવું એ અમારૂં કર્તવ્ય છે. અમો સંક્ષેપમાં જ જણાવીએ છીએ કે વૃદ્ધની કન્યા મહા રૂપવતી હતી અને એની ઇચ્છા રાજકુમાર મહેન્દ્રની સાથે લગ્ન

કરવાની હતી. પણ એ દરમ્યાન અચાનક આફતમાં આવી તેને પહાડી ગુહાની બંદિની થવું પડયું હતું અને ગુહામાં ને ગુહામાં જ દશ વર્ષના લાંબા અવધિ સૂધી રહેવું પડયું હતું, એથી મહેન્દ્ર કુમારની સાથે દગો કરી સોમદત્તે તેનું રાજ્ય પચાવી પાડયું હતું, તેની તે બિચારીને કશી ખબર પણ પડી નહોતી. તેનો તે વૃદ્ધ પિતા પણ એ વિષયથી સર્વથા અજ્ઞાત હતો, તેઓ પિતાપુત્રી સોમભદ્રને મહેન્દ્રકુમાર જ ધારતાં હતાં અને વૃદ્ધ મહેન્દ્રની સાથે પોતાની કન્યા આપવાને ઈન્તેજાર હતો. આ બધી હકીકત સોમદત્ત તથા તેના સરદારોના જાણવામાં આવી ગઇ હતી અને એટલા માટે તેમણે પહેલેથી જ વૃદ્ધને છોડાવી લાવીને વસંતદુર્ગમાં લાવી રાખવાનો બંદોબસ્ત કર્યો હતે.

આ સર્વ બંદોબસ્ત કર્યા પછી જ સોમભદ્ર પોતાના સરદાર ક્રૂરસિંહની સાથે મહારાણી ગુલાબ કુમારીના એટલે કે ખરી રીતે અત્યારે વસંતદુર્ગમાં આવેલા વૃદ્ધના માયામહેલની માયા તોડવા ગયો હતો. આમ કરવામાં સોમભદ્રના મુખ્ય બે ઉદ્દેશ હતા. એક તો મહારાણી ગુલાબ કુમારીનું રાજ્ય મેળવી બને તો પોતાની પ્રાણેશ્વરી કરવાનો અને બીજો તે વૃદ્ધની અપૂર્વ સૌન્દર્ય શાલિની મનોહારિણી કન્યાની સાથે લગ્ન કરી પોતાની પાટરાણી બનાવવાનો. આ ઉદ્દેશથી જ ખરી રીતે તે કૃષ્ણપૂર રાજ્યનો પોતાના વિશ્વાસુ સરદાર કુલીનસિંહના પર ભાર મૂકીને તે માયા મહેલની માયા તોડવા ગયો હતો પણ જનસમાજમાં દેશપર્યટન કરી એ વાતને છૂપાવીરાખવાનો તેણે પ્રબંધ કર્યો હતો.

સોમભદ્રના સરદારોએ વિચાર્યું હતું કે, વસંતદુર્ગમાં વૃદ્ધને લાવ્યા પછી કેવળ સોમભદ્રને જ મહેન્દ્રકુમાર તરીકે ઓળખાવવાથી ચાલી શકશે. બીજા સરદારોને તેમનાં નામો પ્રમાણે બોલાવવામાં આવશે, તો પણ કશી હરકત આવશે નહિ. જ્યારે વૃદ્ધની કન્યા સાથે સોમભદ્રનાં લગ્ન થઇ જશે, ત્યાર પછી જો સોમભદ્રનો ખરો પરિચય આપવામાં

આવશે, તો પણ તેનાથી તે સંબંધને તોડી શકાશે નહિ. સારાંશ કે, સર્વત્ર કારસ્થાનની જાળ સંપૂર્ણ રીતે વિસ્તારીને બિચારા વૃદ્ધ તથા તેની કન્યાને ઉલમાંથી ચૂલમાં નાખવાનો સોમભદ્રે બંદોબસ્ત કરાવી રાખ્યો હતો.

તે ઉપરાંત વસંતદુર્ગનાં તમામ દાસ દાસીઓને પણ સરદાર ભયંકર સિંહે એ વૃદ્ધ તથા તેની કન્યા પાસે સોમભદ્રને મહેન્દ્ર કુમાર કહીને બોલાવવાની જ સખ્ત આજ્ઞા આપી દીધી હતી. આ પ્રમાણે મામલો મહા ગંભીર સ્વરૂપ પર આવી ગયો હતો. અસ્તુ.

વૃદ્ધ જ્યારે પોતાનો આત્મવૃત્તાંત સરદાર ભયંકરસિંહ, આદિને કહી સંભળાવી રહ્યો હતો, ત્યારે વૃદ્ધને મહારાણી ગુલાબકુમારીના મહા ભયંકર કારાગૃહમાંથી મુક્ત કરાવી લાવનાર નાના વેશધારી સરદાર રૂપસિંહે વૃદ્ધને સંબોધી વચમાંજ પૂછ્યું:—"વૃદ્ધ પુરુષ ! એ ઉપરાંત હું તમોને ઘણી નવી વાતો જણાવી શકું તેમ છું. મહારાણી ગુલાબકુમારી અત્યારે કાંચનગઢ અને વિશલગઢ બે રાજ્યોની સ્વામિની છે. રામનગરની મહારાણી સાવિત્રી કે જે અત્યારે એક મહા સત્તાશાળી રાણી ગણાય છે તથા અમારા રાજા બહાદુર મહેન્દ્રકુમારપર દિલોજાનથી ફીદા થઇ રહી છે, તેની ઘણી સારી મિત્રના છે, પણ અમારા મહારાજા મહારાણી સાવિત્રીના પ્રેમનો અનાદર કરે છે, તેથી રાણી સાવિત્રીના મનમાં તેમના પર કાંઇક રોષ ઉત્પન્ન થયો છે ! એના રોષને લીધે પોતાના સહીયરપણાના સંબંધને લીધે મહારાણી ગુલાબકુમારી પણ મહારાજા મહેન્દ્રકુમારપર રોષિત બની ગઇ છે. તેણે એક બે વાર રાણી સાવિત્રીના વતી મહારાજા સાહેબ પાસે માણસો મોકલાવીને સાવિત્રીની સાથે લગ્ન કરવાનું કહેવડાવ્યું હતું, પણ મહારાજાએ તેનો પ્રતિકાર કરવાથી તે તેમના પર ઘણીજ ચીડાઇ ગઇ છે અને તેમના તરફથી પણ વૈર વાળવાને વિફરેલી વાઘણની પેઠે આતુર થઇ રહી છે. પણ અમારી પાસે તે બિચારીનું શું બળ ચાલી શકે ?"

"માયામહેલપર અત્યારે એ પાપીયસી મહારાણી ગુલાબકુમારી-નોજ અધિકાર છે, તમને હું એમ પણ જણાવી શકું તેમ છું કે, આજકાલ તે માયામહેલમાંજ રહે છે."

વૃધ્ધે મહારાણી ગુલાબકુમારીને આટલી બધી સત્તાશાલિની અને બબ્બે ત્રણ ત્રણ રાજ્યોના સ્વામિની હોવાનું સાંભળી અત્યંત ક્રોધા-વેશમાં આવી ગર્જના કરી કહ્યું:—"બહુ સારૂં, મને ઘણીજ પ્રસન્નતા થાય છે કે હજી સુધી એ શયતાની ગુલાબકુમારી જીવતી છે! નામ તો ગુલાબકુમારી છે, પણ કામમાં ચોકખી કૌવચ છે. નામથી સર્વથા વિપરીત ગુણવાળી પાપિણી છે. ખરૂં છે:—

" જે નામમાં મીઠી અતિ, કારી કટારી તે નકી;
રીબાય રૈયત રાંકડી એ પાપિણીના પાપથી;
સુંદર ઘણું ગુલાબ છે કંઇ કંટકો તેમાં અતિ;
ધારા અસિની શુભ્ર છે પણ પ્રાણહારક છે નકી. "

આમ કહી તે વૃધ્ધે એક પ્રકારનું ભયાનક કિંવા વિકટ હાસ્ય કરી કટાક્ષ કરી કહ્યું:—"ચિંતા નહિ હવે મારા વૈરનો બદલો બરા-બરે લેવાશે. અમોને ઘણા વરસો સુધી સંતાપ્યાં છે, તેની તે પિશા-ચિનીને પૂરતી સજા કરાશે. હાય! મારી વ્હાલી કન્યા કે જેણે સુકોમળ શય્યામાંથી કદાપિ પગ પણ ભૂમિપર મૂકયો નહોતો, તેનાપર કેવી કેવી આફતો આવી! બસ, એ સર્વપાપની બુનિયાદ તે હરામજાદી રાણી છે. હું એ રાક્ષસી રાણીને તેની કુડી કરણીનું ફળ જરૂર ચખાડી આપીશ.

"એ રાક્ષસીના રક્તથી હું તાપને ટાઢો કરૂં;
વૈરાગ્નિનો કરી કુંડ હું બાળી ભસમ તેને કરૂં;
એ પાપિણી પ્રમદા હણી હું ભાર પૃથ્વીનો હણું;
એ કામમાં નહિ ન્યાય કે નીતિ કદાપિ હું ગણું;
જે નાગણી દંશન થકી જીવો હજારો છે હણે;
તે નારરૂપી નાગણી હણતા મહીં નહીં પાપ છે. "

બસ, હવે આકાશ પાતાળ એક થશે, વાયુ વિલીન થશે, પૃથ્વી ચકચૂર થશે અને સમુદ્રનું વારિ વિશ્વંભરાનો ગ્રાસ કરશે, તો પણ હું નરહન્દ્રી નાદાન નાગણી રૂપ નોરીનો નાશ કર્યા વિના કદાપિ શાન્ત થઇ બેસીશ નહિ."

રૂપસિંહે કહ્યું:-"વળી મહાપુરુષ! એ પાપીયસી ગુલાબે તમારા તમામ નોકરોને પણ મરાવી નાખ્યા! તે નોકરો કે જેઓ તમારી ઓરડીમાં ગુમ થતા હતા, તેઓ બિચારા માર્યાજ જતા હતા, અને તમે જે ઓરડીમાં કેદ હતા, તેની સ્હામેની ઓરડીમાં તેમને દાટી દેવામાં આવતા હતા. વધારે શું કહું તમને તથા તમારી કન્યાને પણ મરાવી નાખવાનો તેણે બંદોબસ્ત કર્યો હતો. મારી આ વાત તમને મેં પહેલાં જે પત્રની બીના જણાવી હતી, તેનાપરથીજ સાફ સારૂ જણાઈ આવશે."

આમ કહીને રૂપસિંહે વૃદ્ધના હાથમાં તે પત્ર આપ્યો કે જેને વૃદ્ધ ઘણીવાર સૂધી બરાબર ધ્યાન દઇને વાંચતો રહ્યો. પછીથી તે કહેવા લાગ્યો કે:-"બેશક, તે રાત્રે મારા જીવનની લીલા સમાપ્ત થઇ જવાની હતી, પણ ઇશ્વરકૃપાથી તમે આવીને મને એ મરણના મુખમાંથી બચાવી લીધા છે, ઇશ્વર તમારૂં એ બદ્દલ કલ્યાણ કરો, તમને સદા સુખી રાખો.

"માયા સારમાં લખ્યું છે કે, જો માયા મહેલના રાજાને કેદ કરીને કોઇ માયા મહેલની હકૂમતને પોતાના હાથમાં લે, તો તેને માયા મહેલના પહેલાના રાજાને દશ વરસ સૂધી કેદ કરીને પછી મારી નાખવો જોઇએ, નહિતો પહેલાંના રાજાના માર્યા જતાંની સાથેજ માયા મહેલનો વર્તમાન રાજા માર્યો જશે. બસ, એ લખાણ મૂજબ તેણે તેજ ઘડીએ કેદ કરીને એ પહાડી ગુહાની અંધારા ગભારાવાળી ઘોર અંધારી અને ગંધારી ઓરડીમાં કેદ કરીને દસ વરસના લાંબા સમય સૂધી સંતાપ્યા કર્યો! હાય! નારીના હૃદયને વિદ્વાનો કોમળ

શા માટે વર્ણવતા હશે! રાક્ષસીને દેવીની ઉપમા શા કારણથી આપતા હશે! ગુલાબજેવા સુંદર નામને ધરનારી સુંદરી સ્ત્રીએ અત્યાચાર આદરવામાં શી ખામી રહેવા દીધી છે! એ ઘોર પાપની કરનારીને હું દેવીરૂપે શી રીતે કબૂલ કરી શકું! કાળાં કામની કરનારી કુલટાને પુણ્યમયી શી રીતે માની શકું! અધર્મને આચરનારી દુષ્ટાને સાધ્વી સ્ત્રીની કક્ષામાં શી રીતે મૂકી શકું!

"દસ વર્ષમાં ફક્ત અર્ધી રાત એટલે કે ૭ કલાકનો જ વિલંબ હતો, ત્યારે તે શયતાનીએ મારી કત્લનો પયગામ મોકલ્યો હતો, મારા મોતની તૈયારી થઈ ચૂકી હતી, અઝલ આવીને મારી કાંધપર ચઢી બેઠું હતું. પણ એવામાં ઈશ્વર કૃપાથી તમે આવી લાગ્યા અને મારા તથા મારી કોમળ કન્યાના પ્રાણ બચી ગયા! રૂપસિંહ! તમારા આ ઉપકારને મારાથી કદાપિ ભૂલી શકાય તેમ નથી."

આમ કહી વૃદ્ધે દાંત પીસીને રોષમાં આવીને પ્રચંડ અવાજથી કહ્યું:—"ઠીક છે, ગુલાબ! તું જોઈ શકીશ કે, તારાં એ સર્વ મહાપાપાનો બદલો હું કેવી ભયંકર રીતે લઉં છું અને તને દુનિયામાંથી ક્રૂરતાથી નાબૂદ કરું છું. નાદાન નારી! દુરાચારિણી પાપિણી પ્રમદા! હું આજથી તારા તરફના વૈરનો બદલો લેવાના વિચારમાં ગુંથાઇ જાઉં છું."

આ સમયે રૂપસિંહે કહ્યું:—બીજો એક ભેદ પણ અત્યારે હું તમારી સર્વની સમક્ષ ખોલવાની ઈચ્છા ધરાવું છું." આમ કહી તેણે ભયંકર સિંહના તરફ દૃષ્ટિ દોડાવીને કહ્યું કે:—"સરદરાર સાહેબ! આપણા રાજાધિરાજ મહેન્દ્રકુમાર ( સંકેતમાં—સોમભદ્ર ) જ માયા મહેલમાં એ પાપિણી ગુલાબના હાથમાં જઈ ફસાયા છે. રાજા સાહેબની સાથે કૃષ્ણપૂરના સહાયકારી સેનાપતિ ક્રૂરસિંહ પણ એ પ્રપંચ જાળમાં ફસાઈ ગયા છે. મહારાણીને ગમે તે રીતે એવું પણ માલુમ પડી ગયું છે કે, રાજાધિરાજ તેના માયામહેલની માયાને તોડવાના

છે. જ્યારથી એ વાત તેના જાણુવામાં આવી ગઇ છે, ત્યારથી એટલે કે આજે પાંચ છ દિવસ થયાં તે માયામહેલમાં જઇ પહોંચી છે અને તેમને બંન્નેને અસહ્ય દુઃખ દેવા માંડી છે. હવે જો થોડા સમયમાંજ તેમને મુક્ત કરાવવામાં નહિ આવે તો તેનું પરિણામ કેવું ભયંકર આવશે, એ વિષયમાં મારાથી તો કશી કલ્પના પણ કરી શકાતી નથી. મારી સલાહ મુજબ તો આપણે ગમે તે ઉપાયે તેમને છોડાવવાની બનતી કોશિશ અવશ્ય કરવીજ જોઇએ."

ભયંકરસિંહે જોરથી કપાળપર હાથ પછાડીને કહ્યું:—"હાય! હું પહેલેથીજ તેમને પહાડી પ્રદેશમાં ફરવા જવાની મના કરતો હતો, પણ તેમણે મારૂં કહેવું ન માનતાં અકારણ આવી આપદાને શિરપર વ્હોરી લીધી! મારા કહેવા તરફ તેમણે કશું પણ ધ્યાન ન આપ્યું, હવે શું કરવું! હજી રાજ્યની ગાદીપર આવ્યાંને પૂરાં બે વર્ષ પણ થયાં નથી, એવામાં તો તેમના પર આવી અણધારી આફત આવી પડી. મહારાજા મહેન્દ્રકુમારનો સ્વભાવજ કાંઇક વિલક્ષણ છે! ન કરે નારાયણ ને એ ચાંડાલિની રાણી ગુલાબકુમારી તેમનાપર કાંઇક અત્યાચાર ચલાવશે, તો મારાથી લોકોને શું મોઢું બતાવી શકશે! મારી સંભાળ નીચે રાજા શ્રીદત્તજી તેમને મૂકી ગયા છે, એમના સ્વર્ગીય આત્માને પણ કેટલો બધો ક્લેશ થશે! બસ, હવે ગમે તે ઉપાયે મારે તેમને માયામહેલની માયાજાળમાંથી મુક્ત કરાવવા જોઇએ."

સરદાર ભયંકરસિંહે સોમભદ્ર કે જે માયામહેલમાં ફસાઇ ગયો હતો તેને બદલે મહેન્દ્રકુમારના નામનો ઉપયોગ શા કારણથી કર્યો, એતો અમો આ પહેલાંજ જણાવી ચૂકયા છીએ કે, એમાં વૃદ્ધને છેતરીને તેની કન્યા સાથે સોમભદ્રનાં લગ્ન કરાવવા સિવાય તેમનો કશો પણ હેતુ નહોતો.

બિચારો ભલો વૃદ્ધ, ભયંકરસિંહ કે રૂપસિંહના એ કારસ્થાનને કોઇ પણ રીતે જાણી શકયો નહિ. તેના મનમાં એ વિષયમાં કશી

કલ્પના કે શંકા પણ ઉપજી આવી નહિ. કારણુ કે દસ દસ વરસના લાંબા કાળથી તે રાણી ગુલાબકુમારીના પહાડી ગુહાવાળા કારખાનામાં પડ્યો પડ્યો સડતો હતો, એથી એના મનમાં એ બાબતમાં કશી પણ શંકા ક્યાંથી આવી શકે. તેણે તો સર્વના પર વિશ્વાસ રાખી રૂપસિંહને સંબોધીને કહ્યું કે:—"કેમ સરદાર રૂપસિંહ! માયાસાર નામક ગ્રંથમાં રાજકુમાર—નહિ—નહિ—હવે તો રાજાધિરાજ મહેન્દ્રકુમાર ગુલાબના માયામહેલની માયાને તોડવાની જે વાત લખી છે, તેના પર તો તમોને વિશ્વાસ બેસે છે કે નહિં વારુ?"

આ પ્રશ્નના ઉત્તરમાં રૂપસિંહે મહારાણી ગુલાબકુમારી, લલિતાંગી તથા સંન્યાસિના વેષમાં રહેલી હીરાની વચ્ચે જે કાંઇ વાતચિત થઇ હતી, તે બધી કહી સંભળાવી. હવે આ સ્થળે એમ જણાવી દેવું પણ જરૂરનું છે કે, મહારાણી ગુલાબકુમારીની ટેકરીપરની ગુહામાં સંન્યાસીનો વેશ ધારણ કરી જે વ્યક્તિ રહી હતી, તે અન્ય કોઇ નહિ, પણ ગુલાબકુમારીની દાસી હીરાજ હતી અને જે હીરાના નામનો ઉલ્લેખ આ પહેલાં પૂર્વોક્ત વૃદ્ધના મુખેથી ઘણી વાર થઇ ચૂક્યો છે.

રૂપસિંહના મુખેથી બધી હકીકત સાંભળી લીધા પછી તે વૃદ્ધ થોડી વાર સૂધી વિચારમાં પડી ગયો, અને ત્યાર પછી ભયંકરસિંહને અનુલક્ષીને બોલ્યો કે:—"સરદાર ભયંકરસિંહ! તમારા કૃષ્ણપુર તથા વસંતદુર્ગ રાજ્યના સ્વામી મહેન્દ્રકુમારજ માયા મહેલને તોડનાર છે. ખરેખર મહેન્દ્રકુમાર એક મહાપુરૂષ છે. મેં તો તેમને તેમની બે ત્રણ વર્ષની ઉમરે રાજા શ્રીદતની ગોદમાં રમતા જોયા હતા, પણ ત્યારે તેમના વદનની કાંતિ, શરીરની સ્ફુર્તિ વગેરે જોઇનેજ મેં ભવિષ્ય ભાખ્યું હતું કે, ભવિષ્યમાં મહેન્દ્રકુમાર એક મહાન યોદ્ધા તરીકે પોતાની નામના અમર કરશે અને રાજા શ્રીદત્તના નામને શોભાવશે. ઇશ્વરકૃપાથી મારૂં તે ભવિષ્ય ભાખેલું ખરૂં પડવા આવ્યું છે. અસ્તુ

પણ માયામહેલમાં તેમના સપડાવા છતાં પણ તેમના સંબંધમાં તમારે બિલકુલ ચિંતા કરવી નહિ. કારણ કે રાણીથી તેમને કશી પણ ઇજા થઇ શકે તેમ નથી. કદાચ કરી કરીને તે બહુ કરે તો તેમને થોડા દિવસને માટે કેદ કરી શકે તેમ છે. પણ હવે તમારે પ્રસન્ન થવાનું છે કે, હું અત્યારથી તમારો મદદગાર થયો છું. માયામહેલનો મૂળ માલિક હોવાથી માયામહેલના તમામ ભેદોની હાલત મારા જાણવામાં છે. માયાવી બલાઓમાંથી પોતાને બચાવવા માટે માયાવી ભેદોને તોડનાર મનુષ્યને પહેલાં એક લોઢાના પતરાપર અધિકાર કરવો પડે તેમ છે. તે માયાવી પતરામાં કેટલીક બીનાઓ લખેલી છે, જેનાથી તમામ માયાવી આફતો દૂર થાય છે. સરદારો અથવા વીરપુરૂષો! તે પતરૂં માયામહેલની એવી જગાએ છે કે, જ્યાં કોઇ પણ મનુષ્ય કોઇ પણ પ્રકારે જઇ શકતું નથી. પરંતુ મને એટલી હિમ્મત છે કે, હું તે પતરાં પાસે રાજા મહેન્દ્રકુમારને ઘણીજ સહેલાઇથી લઇ જઇ શકીશ. ત્યાર પછી તેઓ તે માયા મહેલની સઘળી માયાને ચૂર્ણવિચૂર્ણ કરી તમોને આવી મળશે. તે પતરાંને મેળવ્યા વિના ગુલાબકુમારીની સ્હામુ કોઈનાથી પણ પડી શકાય તેમ નથી. જ્યારે તે પોતાની માયાવી વસ્તુઓને ઉપયોગમાં લેશે, ત્યારે આપણામાંના એક પણ પુરુષથી તેની સ્હામે કોઈ પણ રીતે ટક્કર ઝીલી શકાશે નહિ."

વૃદ્ધે હજી પોતાની વાત પૂરી પણ કરી નહોતી, એવામાં એકાએક દ્વારપર કાંઇક આઘાત થયો. એ સાંભળીને રૂપસિંહે જ્યારે દ્વાર ખોલ્યું, ત્યારે દ્વાર પાસ તેણે એક પ્રહરીને ઉભેલો જોયો. રૂપસિંહે એ પ્રહરીને જોઇને પૂછ્યું:–"કેમ, અત્યારે અહીં શામાટે આવ્યો છે?"

પ્રહરીએ જવાબ આપ્યો કે:–" જબરો ગજબ થયો, બન્ને બંદીવાનો છટકી ગયા."

આ સાંભળીને અંદરના તમામ માણસોના કાન ખડા થઈ ગયા.

સરદાર ભયંકરસિંહે પૂછ્યું કે:—" કેમ, શું થયું છે, કોણ શા સમાચાર લાવ્યું છે.

ત્યાર પછી રૂપસિંહ પ્રહરીને લઇને અંદર ચાલ્યો ગયો અને તેની વાત તે લોકોને તેણે કહી સંભળાવી આ સાંભળીને બધા અજાયબીમાં પડી ગયા.

ભયંકરસિંહે કહ્યું:—"કેદી ક્યારે અને કેવી રીતે ગુમ થઇ ગયા વારૂ"

પ્રહરીએ જવાબ આપ્યો કે:—"થોડીવાર થઇ, અમે લોકો તે ઓરડીની બહાર પહેરો ભરી રહ્યા હતા, કે જેમાં બન્ને બંદીવાનો બંધવ હતા. વારંવાર અમો ઓરડીના દરવાજાપર જઇને દરવાજાનાં કાણાંઓમાંથી તેમની ખબર રાખ્યા કરતા હતા, એવામાં અચાનક એ ઓરડીમાં ઘણું જ અજવાળું થઈ ગયું. અમારી આંખો અંજાઈ ગઇ. ત્યાર પછી જ્યારે અમારી આંખો ઉઘડી ત્યારે અમોએ જોયું તો અમોને ઓરડી ખાલી પડેલી દેખાઇ તથા કેદીઓનું ક્યાંય નામો નિશાન પણ જોવામાં આવ્યું નહિ. પળવારમાં તો કેદીઓ ગુમ થઈ ગયા. બસ, આ બધો મામલો જોઇને એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના હું તરતજ આપની પાસે દોડી આવ્યો.

ભયંકરસિંહે ઘણીજ અજાયબીની સાથે કહ્યું કે:—"અરે! મારી હકૂમત તળે આટલું બધું અંધારૂં! આ શો ગજબ! મારી જિન્દગી આખીમાં મેં આવી અજાયબી કદી પણ જોઇ નથી. શું પહેરીઓ પહેરો ભરતા બેસી રહે અને કેદીઓ આંખમાં ધૂળ નાખીને આબાદ છટકી જાય! કેટલું બધું અયોગ્ય કહેવાય? હું રાજાધિરાજને શો જવાબ આપીશ! શું બધા પ્રહરીઓની આંખો એ અજવાળાંથી ફુટી ગઇ હતી, બધા આંધળા બની ગયા હતા? અત્યાર સુધીમાં આવી વાત પણ મારા સાંભળવામાં આવી નથી. ગમે તેમ હો, પણ મારે તે કેદીઓને ફરીવાર બંદીવાન બનાવવા પડશે. તેમની સખ્ત જડતી લેવી પડશે."

વૃદ્ધે તેને આશ્વાસન આપતાં કહ્યું:-" તમો સર્વે તેની વિશેષ ચિંતા ન કરો. એમાં કાંઇ અજાયબ થવાની આવશ્યકતા નથી. મહારાણી ગુલાબકુમારીએ જ કેદીઓને પાછા બોલાવી મંગાવ્યા છે. મહારાણી હવે માયાવી તોપોથી કામ લેવા માંડી છે. માયાવી વિદ્યામાં આજકાલ તેના જેવી ચાલાક સ્ત્રી બીજી કોઇ પણ નથી. પણ હવે આપણે એ દુષ્ટારાણીને જેમ બને તેમ જલ્દી આપણા ફંદામાં ફસાવવી જોઈશે. નહિ તો એ કદાચ બીજીવાર પણ આપણી સાથે આવી દગાની બાજી ચલાવીને આપણી આંખોમાં ધૂળ નાખી જશે. એનો બંદોબસ્ત તમારે કરવો પડશે નહિ. હું જ મારી મેળે બધો બંદોબસ્ત બરાબર કરી લઈશ. મારા ખૂની ખંજરથી રાણીની છાતીને વીંધી નાખીશ—ચીરી નાખીશ. રાણીનું શું ગજું છે કે, તે મારા કોપના જાળમાંથી આબાદ છટકી શકે આ પહેલાં તો તે મારી સાથે વિશ્વાસઘાત કરીને ફાવી ગઇ હતી. પણ હવે તેનો તે વિશ્વાસઘાત પણ કાંઈ કરી શકે તેમ નથી."

અમારા છૂટી જવાના સમાચાર માલુમ થતાંની સાથે જ તે જરૂર અમોને પોતાની પાસે મંગાવી લેશે, અમોને પીડવામાં તે કશી પણ ખામી રહેવા દેશે નહિ, પણ ચિંતા નહિ, હું એકલોજ તેને પહોંચી વળીશ, તેના પાપના ઘડાને ફોડીને ચૂર્ણવિચૂર્ણ કરીશ.

મને એક જંત્ર માલૂમ છે, કે જેને બાંધી લેવાથી માયાવી તોપોનું કશું પણ ચાલી શકતું નથી. સરદાર ભયંકરસિંહ, વિક્રમસિંહ અને રૂપસિંહ તમારા માટે પણ હું તેવું એક જંત્ર મોકલાવી આપું છું. જંત્ર બાંધવાથી તમો ઘણીજ સહેલાઇથી તમારો તથા તમારા આ વસંત દુર્ગનો બચાવ કરી શકશો. મારી કન્યાને હું તમારા શરણે મૂકતો જાઉં છું, તેનું તમો બરાબર ધ્યાન રાખજો અને દુશ્મનો તેને કાંઇ પણ ઇજા ન કરે તેની સંભાળ રાખજો. જંત્ર લખી આપી હું તમોને હમણાંજ સોંપી દઉં છું અને ત્યાર પછી એ કુલટા ગુલાબ

પાસે માયામહેલ તરફ જઇને રાજકુમાર મહેન્દ્રકુમારને છોડાવી લાવું છું.”

પણ તમે વળી પાછા તે રાક્ષસી રાણીની જાળમાં ફસાઇ જશો, તો અમોને શી રીતે ખબર પડશે વારૂ ?” સરદાર ભયંકરસિંહે આતુરતાની સાથે પૂછ્યું.

“એ પામર પ્રમદાની શી તાકાત છે કે હવે તે આ શેર દિલ મર્દને પોતાની જાળમાં સપડાવી શકે! પહેલાં તો હું નિદ્રાવસ્થામાં દગાથી તેના ફંદામાં ફસાઇ ગયો હતો, પણ હવે તેમ થઇ શકે તેમ નથી. મારી પાસે પણ કાંઇ માયાનું પ્રાબલ્ય ઓછું નથી.”

“રચીને દુર્ગ માયાનો ફસાવું રાક્ષસી નારી;
ચલાવી બાણુ કપટનાં હું કહેવાઉં ધનુર્ધારી;
દગાથી હું દગો મારૂં, બતાવી મોહની મારી;
કરૂં પલટા કળાથી ને બતાવું રંગ બહુ કારી;
હવે ના પ્રાણની પરવા, નથી આશા ઝિંદગાનીની;
હતી ચિંતા દુહિતાની, ગઇ તે તો હવે ચાલી.”

ત્યાર પછી રૂપસિંહે સહજ હસીને વૃદ્ધની મશ્કરી કરવાના ઇરાદાથી કહ્યું:—“બહુ થયું, તમારા પરાક્રમને આટલેથી જ અટકાવો, વીરતાની તલ્વારને મૌનના મ્યાનમાં છૂપાવો. જ્યારે એવા બહાદુર મર્દ હતા, ત્યારે પછી મારા હાથથી મોક્ષને પ્રાપ્ત કેમ થયા ?”

વૃદ્ધ તેના બોલવાનો આશય સમજી ગયો એથી હસીનેજ બોલ્યો કે:—“એ તો હું પહેલેથી જ કહી ચૂકયો છું કે, જો અમોને તમારી સહાયતા વખતસર ન આવી મળી હોત, તો અમો આ દુનિયમાં મહેમાન હોત કે, કેમ તેની પણ શંકાજ છે. ભાઇ! તમારા આ અનુપમ ઉપકારનું મારાથી કે મારી કન્યાથી કોઈ કાળે પણ વિસ્મરણ થઇ શકશે નહિ. અમારા ખરા જીવનદાતા તમે જ છો. એ વાતને મારાથી કદાપિ નાકબૂલ કરી શકાય તેમ નથી.”

" એમાં ઉપકાર માનવાની કશી પણ જરૂર નથી. મનુષ્ય મનુષ્યનાં કામો કરતાંજ આવ્યાં છે. મેં કાંઇ નવી નવાઈ કરી નથી. પણ હવે હું પણ તમારી સાથે માયા મહેલ તરફ આવવા ઇચ્છુંછું "

" રૂપસિંહ ! " વૃદ્ધે પોતાના અભિપ્રાય દર્શાવી કહ્યું:–" હાલ તરત તમને મારી સાથે લઇ જવાનું મને જરાપણ વ્યાજબી લાગતું નથી. કારણ કે અહીં રહેનારાં આપણાં માણસોપર રાણીતરફથી કદાચ કાંઇ આફત આવી પડે, તો તમારા વિના બિલકુલ ચાલી શકશે નહિ. રાણીના બળને બીજું કોઈ પણ દબાવી શકશે નહિ. માટે તમો તો અહીંજ રહો. હું વૃદ્ધ હોવા છતાં બધાં કામો એકલોજ પતાવી આવીશ. ચાલો, હવે તમને જંત્ર લખી આપું છું.

આમ કહી યથાયોગ્ય પ્રણામ કરી ભયંકરસિંહ પાસેથી રજા લઇ, રૂપસિંહને સાથે લઈ તે વૃદ્ધ તરતજ તે ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો.



## ષોડષ પરિચ્છેદ

### માયાવી મનસૂબો

---

નથી નેકી મગર બદી તણો અન્જામ આવ્યો છે;
જહાંથી કુચ કરવાનો જુઓ પયગામ આવ્યો છે;
અયે ! કમબખ્ત નાદાની ! બુરાઇ યાદ આવે છે;
જીગરને ચાક કરવાને જુઓ જલ્લાદ આવે છે;

× × × ×

ભૂલી ઇન્સાનનો દાવો, બન્યો હયવાન હું હાથે;
નશા ને નાચ મુજરાથી રહ્યો ગુલ્તાન હું સાથે;
ગુલોના બાગને છોડી ગટરની છે હવા લીધી;
ખુદાના નૂરને છોડી શરાબી જામ મ્હેં પીધી.
બિરાદર કોઇ આવો ને ! ડુબૂં છું હું બચાવોને;
કદમપર સર ઝુકાવું છું અદલ રસ્તો બતાવોને.

**મણિકાન્ત.**

---

હવે પુનઃ કાંચનગઢ તરફ અમારા વાંચકબંધુઓને એક વાર ધ્યાન આપવું પડશે અને અમારી સાથે તે ઓરડીમાં પ્રવેશ કરવો પડશે કે જે ઓરડીમાં આપણે મહારાણી ગુલાબકુમારી અને લલિતાંગીને જોઇ શક્યા હતા. દિવસના દશ વાગી ચૂક્યા હતા, ઓરડીમાં ભગવાનસવિતાનારાયણનાં સોનેરી કિરણોનો પ્રખર તાપ પડી રહ્યો હતો. મહારાણી ગુલાબકુમારી એકલી એ ઓરડીમાં મહા વિચારમગ્ન થઇને રહેલી રહી હતી, તે પોતાના મનમાંજ વિચારી રહી હતી કેઃ—

" ચઢ્યું છે દિલ ચકડોળે, હ્રદય આ શૂન્ય છે મારું:
છવાયું શત્રુનું વાદળ, નહિ આધાર હું ભાળું;
દીસે દુનિયા બધી સૂની અને આ રાજ્ય છે ખારું:
નથી બચવા તણી બારી છવાયું ઘોર અંધારું;
થઇ હું રાજ રાણી છું, નહિ આરામ છે દિલમાં;
વિષમ જંતુ કરે વ્યાધિ પ્રવેશી દિલ મારામાં. "

અહા ! સમય ! સમય ! ! તારી પણ બલિહારી છે. થઇ છું રાજ રાણી હું, પણ નથી જોવામાં આવતી મને ક્યાંય શાંતિ કે આરામની જગા ! કાંચનગઢનું રાજ્ય ચારે તરફથી શત્રુઓએ ઘેરી લીધું છે, મારી માયામહેલની માયાને તોડવાનું નરાધમ સોમભદ્રે મહા ભયંકર કારસ્થાન રચ્યું છે ! જે શયતાન સોમદત્તે શયતાન સાધીને રાજા મહેન્દ્રનું દગાબાજીથી રાજ્ય મેળવ્યું છે, તેજ નરાધમ, નર પિશાચ મારા રાજ્યને પ્રાપ્ત કરી મને રસાતળમાં મૂકવાની અભિલાષાથી તૈયાર થયો છે. મારા સર્વ નિર્વીર્ય અને બાયલા સરદારો ઘોર ઊંઘમાં ઘોરી રહ્યા છે. હવે મારે શું કરવું ? માયા મહેલની માયાને શી રીતે બચાવવી ? "

" ઠીક છે, હમણાં ને હમણાંજ બધા સરદારોને બોલાવી સોમભદ્રના રાજ્યપર કુચ કરવાની તથા તેને પાયમાલ કરવાની આજ્ઞા આપી દઉં છું. " આવો વિચાર કરી મહારાણી ગુલાબકુમારી મહા ગર્વની સાથે એક કાષ્ટાસનપર બેસી ગઇ અને પછી ગર્વમાં ને ગર્વમાંજ બોલી કેઃ—" દાસી ! ઓ દાસી, આમ આવ. "

ઓરડીના દ્વારપર ઉભેલી દાસી તરતજ ' જી, આવી સરકાર ' કહી ઓરડીમાં દાખલ ગઇ અને મસ્તક નમાવી રાણીના ફરમાનની રાહ જોતી ઉભી રહી. રાણીએ તેના તરફ વક્ર દષ્ટિથી દષ્ટિપાત કરીને કહ્યું કેઃ—" જા, હમણાં ને હમણાંજ રાજ્યના દીવાન, સેનાપતિ અને સેનાપતિ પુત્ર ' વીરેન્દ્રકુમાર 'ને મારી પાસે બોલાવી લાવ અને તેમને

કહે કે, તેઓ એક ક્ષણુ માત્રનો પણ વિલંબ કર્યા વિના મારી પાસે આવીને હાજર થાય.”

“ચિંતા નહિ, આજે એક પંથ અને દો કાજ થશે. સરદાર મંડળને સમર ભૂમિમાં મોકલી હું ઘણાજ આનંદની સાથે માયામહેલમાં છુપાયલા સોમભદ્રનો સંહાર કરી નાખાશ. વળી વીરેન્દ્રકુમારને તે દિવસે મેં મારી સાથે પ્યારમાં પડવાનો વાયદો કર્યો હતો, તેની હા, કે નાનો ઉત્તર લઇ ના કહેતાં તેનો પણ તરતજ નિકાલ કરી નાખીશ. **સોમભદ્ર જો કલંદર છે તો હું કાળી કટાર છું.** હજારોના લોહીની પીનારી કાળી નાગિણી છું. મારા સુખના માર્ગમાં આડે આવનારને હું ડંસીશ, મારીશ, નરકને તાબે કરીશ. દુનિયામાં જેની પાસે સત્તા અને સંપત્તિ છે તે શું કરી શકતું નથી? ધારે તે કરી શકે છે! નારીના જાળમાંથી ત્રિભુવનમાં કોણ બચ્યું છે અને કોણુ બચવાનુ છે?”

“છું વિશ્વને કંપાવતી કાળી કટારી હું અતિ;
મમ બાહુમાં વ્યાપી રહી વિદ્યુતની ભારી ગતિ;
નયનો ભર્યાં અગ્નિ થકી ને ઉર ભર્યું છે વિષથી;
મારો મને નારી ગણી જીતે નહીં કો માનવી;”

બસ, હવે હૃદયની ઉમેદને પાર પાડવાનો વખત પાસે આવી લાગ્યો છે, પ્રણયનો રોગ દૂર કરવાનો ઇલાજ બરાબર હાથ આવ્યો છે જો વીરેન્દ્રકૂમાર આજે મારી યાચનાનો સ્વીકાર નહિ કરે તો તેને પણ મારી ભયંકરતાનો પરિચય મળી જશે.”

આ પ્રમાણે વિચાર કરતી કરતી મહારાણી ગુલાબકુમારી એકાગ્ર મનથી કાંઇક ચિંતામાં ગુંથાઇ ગઇ. ચિંતામાં ને ચિંતામાં લગભગ અરધા કલાક જેટલો વખત વીતી ગયો, તેમ છતાં પણ દીવાન સેનાપતિ કે સેનાપતિ પુત્ર આદિ કોઇ પણ આવ્યું નથી. આથી તેના મનમાં શંકાનું સામ્રાજ્ય છવાઇ ગયું. તે જે કોટડીમાં બેઠી હતી,

તેમાં આમતેમ ફરવા લાગી. તેની આંખો લાલચોળ થઈ ગઇ. તે પોતાના મનમાંજ કહેવા લાગીઃ–“ હજી સૂધી દાસી, દીવાન, સેનાપતિ કે સેનાપતિ પુત્રને લઇને કેમ નહિ આવી વારૂ ! તેના આવવામાં આટલી બધી ઢીલ શાથી થઇ હશે ? ”

એવામાં ઓરડીના દ્વારપર કોઇનાં આવવાનાં પગલાં સંભળાયાં. પગલાંનો અવાજ સાંભળી રાણીની ભ્રમણા દૂર થઇ. તે એક કુરસી પર બેસી આવનારની વાટ જોતી બેઠી. થોડી વારમાંજ દીવાન, સેનાપતિ બન્ને આવી પહોંચ્યા, પણ સેનાપતિ પુત્ર વીરેન્દ્રકુમાર આવ્યો નહિ. આ જોઇને મહારાણીએ પૂછ્યુંઃ–“ કેમ, સેનાપતિ આનંદકુમાર ! તમારા પુત્ર વીરેન્દ્રકુમારને મેં બોલાવ્યા હતા, છતાં તેઓ હજી શા કારણથી નથી આવ્યા ? ”

સેનાપતિએ રાણીને યથાયોગ્ય પ્રણામ કરી સ્હામેના એક આસનપર બેસી જવાબમાં જણાવ્યું કેઃ–“ મહારાણી સાહેબા ! વીરેન્દ્ર પ્રભાતમાં વ્હેલો ઉઠીને શિકાર ખેલવા ચાલ્યો ગયો છે, અને ત્યાંથી હજી સૂધી પાછો આવ્યો નથી. હું ધારૂં છું કે તે હવે થોડીવારમાં ઘેર આવી જશે. હું ઘેર ખબર આપતો આવ્યો છું કે, વીરેન્દ્રકુમાર આવે કે તરતજ તેને મહારાણી સાહેબ પાસે મોકલી આપશો. ”

“ બહુ સારૂં ” આમ કહી મહારાણીએ દીવાનના તરફ દૃષ્ટિ કરી કહ્યુંઃ–“ કેમ અમાત્ય ! તમો ઉભા છો શા માટે ? આસન કેમ ગ્રહણ કરતા નથી ? આવો. આ પાસેના આસનપર વિરાજો. ”

“ રાજમાતા ! જ્યાં સૂધી આપની આજ્ઞા ન થાય, ત્યાં સૂધી અમારા આધીન જનોથી શી રીતે આસન ગ્રહણ કરી શકાય ! કહો, દેવી ! અત્યારે અમોને આપ નામવતીની સેવામાં ઉપસ્થિત થવાની આજ્ઞા આ કારણથી આપવામાં આવી છે ! ” દીવાને ઉત્કંઠાથી પૂછ્યું.

"આજ કાલ આપણા રાજ્યપર શત્રુઓનું જે વાદળ છવાઇ ગયું છે તથા આપણા માયામહેલની માયાને તોડવાનું જે મહા ભયંકર કારસ્થાન રચાઇ ચૂકયું છે, એ વાર્ત્તા તો તમારા જાણવામાં આવી ગઇ હશે!" મહારાણી ગુલાબકુમારીએ અમાત્યને ઉલટો સામો પ્રશ્ન પૂછયો.

"હા, મહારાણી, એ વાર્તાથી અમો સારી રીતે વાકેફ છીએ, પણ હવે આપ એ વિષયમાં અમોને શી આજ્ઞા આપવા ઇચ્છો છો વારૂ?" સેનાપતિ આનંદકુમારે જવાબ આપ્યો.

"જે નરાધમ પાપી સોમભદ્ર જેવા એક પામર ભીખારીએ મારા માયા મહેલને તોડીને મારા રાજ્યને પોતાના અધિકારમાં લેવાની પાપમયી અભિલાષા દર્શાવી છે, તેને હું અલ્પ સમયમાંજ આ ધરાના ધામમાંથી નાબૂદ કરવા ઇચ્છું છું. તેને વિદારવાનું કામ મારા શિરપર વ્હોરી લઉં છું અને તમો બન્નેને તેના રાજ્યપર ચઢાઈ કરવાની આજ્ઞા આપું છું." આ શબ્દો ઉચ્ચારતી વેળાયે મહારાણીનું આખું શરીર ક્રોધથી સળગી ઉઠયું અને આંખો લાલચોળ બની ગઇ.

"પણ મહારાણી સાહેબ! સોમભદ્ર અત્યારે જે રાજ્યના સ્વામી બની બેઠો છે, તે કૃષ્ણપૂર રાજ્યનું સૈન્ય આપણા સૈન્ય કરતાં પાંચગણું મોટું છે તથા રાજકુમાર મહેન્દ્રના પિતા રાજા શ્રીદત્તે તેમને કેળવીને ચાલાક બનાવવામાં કશી પણ ન્યુનતા રહેવા દીધી નથી આથી મારી ધારણા પ્રમાણે તેના રાજ્યપર ચઢાઇ કરવી એતો કેવળ આપણા રાજ્યસૈન્યની ખુવારી કરવા બરાબર જ છે." દીવાને પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો.

"અમાત્યરાજ, યુદ્ધ કરવાનું કાર્ય બ્રાહ્મણોને માટે વિધાતાએ સરજ્યું નથી, ક્ષત્રિયોજ યુદ્ધને માટે સરજાયા છે. શું સૈન્યની સંખ્યાથી સમરભૂમિમાં વિજય પ્રાપ્ત થઇ શકે છે! કેવળ પરાક્રમ પ્રકટ કર

વાથીજ શત્રુનો પરાભવ કરી શકાય છે જો એમ ધારતા હો, તો તમારી મોટી ભૂલ થાય છે, તમારાથી ભયંકર ભ્રમણામાં ભમાય છે. યુદ્ધની સિદ્ધિનો ખરો ઉપાય સૈન્યની કુશળતા અને કપટતાપર રહેલો છે. કુરુક્ષેત્રની અઢાર અક્ષૌહિણી સેનાને વિદીર્ણ કરી પાંડવોએ પોતાના પરાક્રમ તથા વિજયની વૈજયંતિ દશે દિશામાં શી રીતે ફરકાવી હતી? શું ભીષ્મવારની સમક્ષ શિખંડીને ઉભો રાખી, દ્રોણ ગુરુ સમક્ષ અશ્વથામા મરાયો શબ્દોનો ઉચ્ચાર કરી કપટની બાજી નહોતી ખેલવામાં આવી? નંદવંશનું નિકંદન કરવામાં ચાલાક ચાણક્યે કુટિલતાની પરિસીમા કરી પોતાની ધારણાને નહોતી પાર પાડી? તમારો આ સર્વ મિથ્યા ભ્રમ છે." રાજરાણી ગુલાબકુમારીએ કહ્યું.

"રાજરાણી! આપ કદાચ સત્તાના મદમાં આવી મારી ધારણાને ભ્રમભરેલી માનતા હો, તો ભલે માનો. મને તેની ચિંતા નથી. પણ આવું સાહસ કરવાથી પરિણામ વિપરીત આવશે" દીવાને સ્પષ્ટ ઉત્તર આપ્યો.

મામલો ગંભીર રૂપપર આવી જવાના ભયથી સેનાપતિ આનંદકુમારે વચ્ચમાંજ કહ્યું કે:—'ત્યારે હવે અમાત્યરાજ! આપ આપણા રાજ્યની આબાદી જળવાઈ રહે અને શત્રુના રાજ્યને આપણા અધિકારમાં કરી શકાય એવો કયો સરળ ઉપાય બતાવવા વિચારો છો! રાજ્યનું વૈર વાળ્યાવિના બેસી રહેવું એ તો કાયરોનું કાર્ય છે, બાયલાઓનું કાર્ય છે."

"સેનાપતિ આનંદકુમાર! આપણાં માનવંતા મહારાણી ગુલાબકુમારી અને રામનગરની રાજરાણી સાવિત્રીની વચ્ચે પરસ્પર ઘણોજ પ્રેમભાવ અને મૈત્રિનો સંબંધ છે, તે આપણાં મહારાણીના વચનને કદાપિ ઉથાપિ શકે તેમ નથી. કારણકે, તેના રાજ્યપર જ્યારે અયોધ્યાના નવાબોએ ચઢાઇ કરી હતી, ત્યારે રાણી સાહેબનાં—આપણાં

સૈન્યે તેને ઘણી મદદ કરી હતી. આથી તેને આપણે આપણા પક્ષમાં લેવાની ખાસ જરૂર છે. મને સંપૂર્ણ આશા છે કે જો આપણે તેની પાસેથી સૈન્યની સહાયતા માગીશું, તો તે કદાપિ આપણને પોતાની બનતી સહાયતા આપવામાં પાછી પડશે નહિ. વળી મારા સાંભળવા પ્રમાણે અત્યારે રાજકુમાર મહેન્દ્રકુમાર પણ તેના મહાલયમાં જ અતિથિ તરીકે વસે છે, એટલે જો સોમભદ્રના રાજ્યપર આપણે ચઢાઇ કરવાની છે, એવા સમાચાર તેના જાણવામાં આવશે, તો તે પણ પોતાનુ રાજ્ય પાછું મેળવવાની આશાથી અવશ્ય આપણા પક્ષમાં આવશે અને મહારાણી સાવિત્રીને પણ આગ્રહ કરશે."

"ઉપાય તો ઘણોજ મજાનો છે, પણ રાજ રાણી સાહેબને તે રૂચે છે કે નહિ તેજ જોવાનું છે કેમ મહારાણી સાહેબા! દીવાન સાહેબનો દર્શાવેલો આ ઉપાય આપ શ્રીમતીને ઉચિત જણાય છે ખરો કે નહિ વારૂ ?"

"હા, ઉપાય તો અવશ્ય ઉત્તમ છે, પણ એમ કરવાથી કેટલો વખત વીતી જશે, એની તમોને કાંઇ કલ્પના આવે છે ખરી કે ?" મહારાણીએ ઉત્તર આપી પૂછ્યું.

"એમાં કાંઈ વિશેષ સમય નષ્ટ થાય, તેવી સંભાવના નથી, જો આપ આજે ને આજેજ એક દૂતદ્વારા પત્ર લખીને મહારાણી સાવિત્રીને મોકલશો, તો પંદર કે વીસ દિવસના અવધિમાં તમામ કામોની તૈયારી થઈ જશે, અને મજબૂત તૈયારી થયા પછી સોમભદ્રના રાજ્યને આપણા અધિકારમાં લાવતાં આપણને કશો પણ વિલંબ થશે નહિ." દીવાને કહ્યું.

"હા. મહારાણી સાહેબ ! પ્રધાનજીની આ સલાહ મને ઘણીજ ઉમદા જણાય છે. મારી ઇચ્છા પ્રમાણે આપ જો આજેને આજેજ મહારાણી સાવિત્રીને એક પત્ર લખી મોકલશો, તો તેનો જવાબ

તરતજ આવી જશે અને એ દરમ્યાન આપ માયામહેલમાં આવી ભરાયલા સોમદત્તનો પણ ગમે તે કરામતથી વિનાશ કરી શકશો. સોમભદ્ર માર્યો જશે એટલે તેનું રાજ્ય પણ તરતજ આપણા હાથમાં આવી જશે." સેનાપતિએ કહ્યું.

"બહુ સારૂં, જ્યારે તમો બન્ને મારા રાજ્યના સ્તભોની એવીજ ઇચ્છા છે; ત્યારે હું પણ તેમ કરવાને સમ્મત થાઉં છું." આમ કહી મહારાણી ગુલાબકુમારીએ કાગળ, કલમ, ખડિયો વગેરે લખવાનાં સાધનો એક દાસીદ્વારા મંગાવ્યાં અને ત્યાર પછી તે રામનગરની મહારાણી સાવિત્રીને એક પત્ર લખવા બેઠી. પત્રમાં તેણે લખ્યું કેઃ—

"પરમપ્રિયા સખી, મહારાણી સાવિત્રી

આજે ઘણા દિવસ પછી હું તમોને તમારા લાયક એક કાર્ય ફરમાવું છું, તેમાં જો કાંઇ અવિનય કે શિષ્ટાચારનો ભંગ થતો હોય તો સખીભાવે ક્ષમા આપશો.

કૃષ્ણપૂરના રાજ્યાધિકારી મહેન્દ્રકુમારનો વિનાશ કરી પ્રપંચથી કૃષ્ણપૂરના સિંહાસનને પોતાના અધિકારમાં લાવનાર પાપાત્મા સોમભદ્રને તો આપ જાણોજ છો. તે નરાધમ, નર.પેશાચ આજકાલ મારી સાથે ભયંકર શત્રુતા કરી બેઠો છે, તેણે મારા માયામહેલની માયાને તોડવાનાં કારસ્થાનો પણ આરંભી દીધાં છે.

હવે મારી ઇચ્છા તેના રાજ્ય પર ચઢાઇ કરી તેનો વિનાશ કરવાની છે, તો આશા છે કે, તમો મને તમારા ૫૦૦) સૈનિકોની મદદ અવશ્ય કરી શકશો. આ દૂતની સાથે 'હા' કે 'ના' નો પ્રત્યુત્તર સત્વર મોકલવા કૃપા કરશો.

તમારી સ્નેહમયી સખી
ગુલાબકુમારી.

મહારાણીએ ઉપર્યુંક્ત પત્ર લખી દીવાન તથા સેનાપતિને વંચાવી એક દૂતદ્વારા તરતજ રામનગર ભણી મોકલાવી આપ્યો અને ત્યાર પછી તેમને બન્નેને યુદ્ધની તૈયારી કરવાની તાકીદ કરી તેણે તેમને ત્યાંથી તરતજ રવાના કર્યાં. તેઓ યોગ્ય પ્રણામ કરી વિદાય થયા. તેમના ચાલ્યા જવા પછી લગભગ અર્ધાક કલાક સુધી મહારાણી ગુલાબકુમારી સેનાપતિ પુત્ર વીરેન્દ્રકુમારના સંબંધમાં ચિંતા કરતી તે ઓરડામાંજ બેસી રહી. એવામાં એક દાસીએ આવીને તેને ખબર આપી કેઃ–" સેનાપતિપુત્ર વીરેન્દ્રકુમાર રાજરાણી સાહેબાની આજ્ઞાનુસાર બહાર આવીને મહારાણીની પાસે આવવાની અનુમતિ માગે છે. "

રાણીએ કહ્યુંઃ—" જા જલ્દી લઈ આવ. " થોડીવારમાં સેનાપતિ તનય વીરેન્દ્રકુમાર રાણી ગુલાબકુમારી સમક્ષ આવી. " રાજમાતાને પ્રણામ કરૂં છું. " કહી ઉભો. રાણી સ્હામા પ્રણામ કરી તેને પોતાના મહાલયના ભોંયરામાંના પોતાના ખાનગી ઓરડામાં લઇ ગઇ.



## સપ્તદશ પરિચ્છેદ

### રાણી કે રાક્ષસી ?

ફાટે કે ન ફાટે તું, ચીરા કે ન ચીરા તું;
અરે દિલ તેં કર્યો બેહાલ, મારે કે ન મારે તું;
ભલે ધડકી રહે છાનું, ભલે બળ કોયલો થા તું;
ખરી જા તું મને તો શું ? ઠરી જા તું મને તો શું ?
રખે કાંટો તને લાગે, કમળ જાણી તને રાખ્યું;
પરંતુ તુંજ કાંટો છે, ઉડી જા તું: ગળી જા તું !
દુનિયા છે તને ખારી, હવે છે તું મને ખારૂં;
તું કોઇનું નથી તો હું ન તારો છું ન મારૂં તું !
જૂની પ્રીતિ ગઇ તૂટી ! નથી તૂટી તણી બૂટી;
ખુટી ગઇ વાટ દીવાની, પણ બળવું રહ્યું કયાંથી ?

**કલાપી.**

પાતાળપૂરીના જે ભયંકર ભેદી ઓરડામાં મહારાણી ગુલાબકુમારી સેનાપતિપુત્ર વીરેન્દ્રકુમારને લઇ ગઇ, તે ઓરડો ઘણોજ એકાંતમા આવેલો હતો. તેની ચારે બાજૂએ ઉઘાડી તલ્વારે ચાર તાતારી રમણીઓ સખ્ત પહેરો ભરતી હતી, એ પહેરો એવો હતો કે, મહારાણી અને તેની આજ્ઞાવાળાં માણસ સિવાય રાજમહેલની દાસીઓ તો શું પણ મક્ષિકાથી પણ તેમાંથી છટકીને મહારાણીના તે ખાનગી ઓરડામાં દાખલ થઇ શકાતું નથી. મહારાણીની ખાસ આજ્ઞા હોય અને જો મહારાણી જાતે સાથે હોય, તોજ તે માણસ તે ઓરડામાં જઇ શકતું હતું. એ ઓરડો મુખ્યત્વે ઘોર અંધારાથીજ ઢંકાયલો રહેતો હતો, પણ જ્યારે મહારાણી ત્યાં જાય, ત્યારે તે

ઓરડામાં તેની મેળેજ એકદમ પ્રકાશ થઇ ઉઠે, તેવું એક અદ્ભુત માયાવી યંત્ર તેમાં ગોઠવવામાં આવ્યું હતું. ઢાલ, તલ્વાર, બંદૂક, ભાલા, તીર આદિ સર્વ લડાઇનાં સાધનો પણ તેમાં ગોઠવવામાં આવ્યાં હતાં. તે ઉપરાંત બીજાં બે એક એવાં વિચિત્ર કળાવાળાં યંત્રો હતાં કે તે જોઇને અજાયબી થયા વિના રહેતી નહોતી. તે યંત્રોને તે ઓરડાની પાછળના ભાગની એક બારીની પાછળની મહા ભયંકર અંધારાવાળી ઓરડીમાં ગોઠવવામાં આવ્યાં હતાં. જેઓ મહારાણીના સખ્ત કોપમાં આવી પડયા હોય, જેમણે ભયંયર રાજદ્રોહ કર્યો હોય અથવા જેઓ રાણીની ચારિત્ર્યની વિરુદ્ધમાં કાંઇ પણ બુરૂં બોલ્યા હોય, તેમને એ યંત્રમાં નાખી પીસી નાખવામાં આવતા હતા કે જેથી તેમાં હાડ, માંસ કે રક્તનો કશો પણ પત્તોજ મળી શકતો નહોતો. એ યંત્રની એક જાડી નળીદ્વારા એ સર્વ પ્રવાહી પદાર્થની પેઠે સીધે સીધું જમીનમાં ઉતરી જાય અને કોઇને તેની કશી પણ ખબર ન પડે, એવી ગોઠવણ કરવામાં આવી હતી. બીજું યંત્ર કળ દબાવતાંની સાથે જ મહા પ્રચંડ અગ્નિજ્વાળા ઉત્પન્ન કરતું હતું, અને તે જ્વાળામાં ઘણાં મનુષ્યો અત્યાર સૂધીમાં રાજરાણીના કોપજ્વાળામાં પડી બળીને ખાક થઇ ગયાં હતાં. આ યંત્રોના અસ્તિત્વના સંબંધમાં મહારાણી ગુલાબકુમારી તથા તેના તે ભોંયરામાંજ સદા સર્વદા વસનારા બે ચાર ખાસ વિશ્વાસુ માણસો સિવાય બીજું કોઈ પણ જાણતું નહોતું. અત્યાર સૂધીમાં એ બન્ને કાળયંત્રોએ હજારો માણસોનો ભોગ લઈ લીધો હતો. કોઇ અજાણ્યો માણસ જો તે ઓરડામાં જતો તો ભયની મારી તેની છાતીજ ફાટી જતી હતી, છક્કા છૂટી જતા હતા. વીરેન્દ્રકુમાર મહારાણીની સાથે તે વિકરાળ ઓરડામાં આવી પહોંચ્યો. ત્યાં આવ્યા પછી ત્યાંનાં બધાં વિષમ દશ્યો જોઇને તેનું હૃદય કમ્પી ઉઠયું. તે થરથર કંપવા લાગ્યો. રાણીએ પ્રથમથીજ એવી વ્યવસ્થા કરાવી રાખી હતી કે, તે ઓરડામાંનાં બધાં બેસવાનાં આસનોને બીજા ઓ-

રડામાં મૂકાવી એક જ સોફા માત્ર બે માણસો બેસે તેવડો જ ત્યાં રખાવ્યો હતો. તે સોફાપર જઇને રાજરાણી બેસી ગઇ અને ત્યાર પછી તેણે વીરેન્દ્રકુમારને પણ બેસવાની આજ્ઞા કરી. વીરેન્દ્રકુમાર સ્તંભિત થઇ ગયો અને મહા વિચારમાં પડી ગયો, તે પોતાના મનમાંજ વિચારવા લાગ્યો કે:—"મહારાણીએ અત્યારે મને આ કાળ ગૃહમાં શા માટે બે લાવ્યો હશે? આ સર્વ માનવહત્યા કરવાનાં સાધનો શા માટે ગોઠવી રાખ્યાં હશે? રાજરાણી મને બેસવાનો આગ્રહ કરે છે, પણ બેસવાનું બીજું કોઇ પણ આસન દેખાતું નથી! ત્યારે શું મારે નીચે ભોંયતળીયા પર બેસવું? હા—હા, એમ કરવું એજ ઉચિત છે."

આમ ધારીને તે મહારાણીની આજ્ઞાનુસાર ભોંયતળીયા પર બેસવાને તૈયાર થયો; એ જોઇને મહારાણી મોટેથી હસી પડી. તેણે સેનાપતિ વીરન્દ્રનો ઉપહાસ કર્યો. વીરેન્દ્ર સેનાપતિ આનંદકુમારનો એકનો એક પુત્ર હતો. તે ઘણોજ ભલો અને સદાચારી હતો. પોતાની વીરતાના યોગે તે રાણી ગુલાબકુમારીના રાજ્યના સૈન્યના સહાયકારી સેનાપતિની પદવી સુધી પહોંચી ગયો હતો. તેના પિતા આનંદકુમારની ઉમ્મર વૃદ્ધ થવાથી થોડાજ વખતમાં તે મુખ્ય સેનાપતિના પદપર આવવાનો હતો. તે જેવો ગુણવાન હતો, તેવોજ સ્વરૂપવાન પણ હતો. તેના જેવો સ્વરૂપવાન પુરુષ કાંચનગઢમાં તો શું પણ તેટલામાં બીજે ક્યાંય પણ નહોતો. કેવળ તેની સુંદરતાથી મોહાઇનેજ અનેક દેશની રાજકુમારી સુદ્ધાં તેની સાથે લગ્ન કરવાની અભિલાષા ધરાવતી હતી. કામ દેવ સમાન એના સુંદર સ્વરૂપે એની આખા દેશમાં ખ્યાતિ કરી દીધી હતી. રાણી ગુલાબકુમારી કે જે મહા વિષયલંપટ અને વિષય પિપાસુ હતી, તેના મનમાં પણ તેણે આસક્તિ ઉપજાવી દીધી હતી. અત્યારે મહારાણી તેને પોતાની પ્રેમવાસનાને પૂર્ણ કરવા માટે જ આ ભયંકર ભોંયરાના ઓરડામાં લઇ આવી હતી.

આ પહેલાં એકવાર ગુલાબકુમારીએ વીરેન્દ્રકુમારને પોતાની ઇચ્છા પ્રકટ કરી હતી, પરંતુ તે સમયે તેણે તેનો અસ્વીકાર કરી એક માસની મુદ્દત માગી હતી, અને એ મુદ્દત પૂરી થવાથી મહારાણીએ તેને પોતાના કાળાં ઘરમાં બોલાવ્યો હતો.

રાણીનો ઉપહાસ જોઇને વીરેન્દ્રકુમારનું લોહી ઉછળી આવ્યું. તેના હાડેહાડ વીંધાઇ ગયાં. તેણે તેજ વખતે ગુલાબકુમારીની દુષ્ટતાનું ફળ ચખાડી આપવાનો વિચાર કર્યો પણ વળી પાછી સારાસારની મનમાં તુલના કરીને તેણે પોતાના તે વિચારને માંરી વાળ્યો. તે જમીનપર ન બેસતાં સ્થિરતાથી જ્યાં ઉભો હતો ત્યાંનો ત્યાં ઉભો રહ્યો.

આ જોઇને મહારાણી ગુલાબકુમારીએ કહ્યું કેઃ—"કેમ વીરેન્દ્રકુમાર! આસન લેતા લેતા કેમ અટકી પડયા? તમારા લાયક આસનને તમારાથી શોભાવતા શોભવતા કેમ પાછા પડયા!"

આ સાંભળીને વીરેન્દ્રકુમારના મસ્તકપર જાણે વજ્રપાત થયો. એક સ્ત્રીને પોતાનો આવો અસહ્ય ઉપહાસ કરતી જોઇને તેની સહનશીલતાનો દુર્ગ તૂટી ગયો. તેણે સહજ ગુસ્સામાં આવીને કહ્યું કેઃ—"રાજમાતા! હું આપના ઉપહાસને પાત્ર નથી. કહો મને અત્યારે શા કારણથી અહીં બોલાવવામાં આવ્યો છે! સેવક જાણી જે આજ્ઞા ફરમાંવવી હોય તે ફરમાવો."

ચાલાક રાણી વીરેન્દ્રકુમારના બોલવાનો આશય જાણી ગઇ. તેણે તરતજ પોતાની મુખમુદ્રાપર ગંભીરતાની છાયા લાવીને કહ્યુંઃ—"આજથી એક માસ પહેલાં તમે મારી સાથે મારી યાચનાનો જવાબ આપવાનો વાંયદો કર્યો હતો, તે તમને યાદ છે ખરૂં કે નહિ."

"કઇ યાચનાનો?" સેનાપતિ વીરેન્દ્ર કુમારે તદ્દન સરળતાથી પૂછ્યું.

"કેમ, એટલામાં જ ભૂલી ગયા કે, મને ભૂલાવવાને અત્યારે વળી પાછા તૈયાર થયા ?"

"આપ શું કહેવા માગો છો, એજ મારી સમજમાં આવી શકતું નથી, માટે કૃપા કરીને સ્પષ્ટ રીતે કહી સંભળાવો કે, અત્યારે આપ મારી પાસેથી કઇ વાતનો જવાબ માગો છો ?" વીરેન્દ્રકુમારે નિર્ભયતાથી કહ્યું.

મહારાણી ગુલાબકુમારીએ ગંભીરતાથી જવાબ આપ્યો:–"જવાબ માગું છું, મારી યાચનાનો.

"પ્રણયમાળા કરે ધારી ઉભી છું વાટ હું જોતી;
ખુલ્લો ઉદ્યાન પ્રીતિનો અને પ્રીતીતણી જ્યોતી
સુકોમળ આ શરીર મારૂં બન્યું ઉપભોગ ને સારૂં;
વદન છે ચંદ્રના જેવું અને રૂપ છે બહૂ ચારૂં;
કરો ઉપભોગ આનંદે, અનુપમ અંગ મારાનો;
પીઓ રસપાન પ્રીતેથી, લૂંટી ભંડાર પ્રીતિનો.

આમ કહી બેચાર કટાક્ષ કરી મહારાણી ગુલાબકુમારી સોફા-પરથી ઉઠીને ઉભી થઈ તથા તે ભયાનક કક્ષમાં આમ તેમ પદચારણા કરતી વીરેન્દ્રકુમારના મનને મોહિત કરવાના ઉદ્દેશથી પોતાના સુકોમળ શરીરના આવરણને અળગું કરી મદનમંદિરદ્વયનાં દર્શન કરાવતી કહેવા લાગી કે:–"કેમ, સહાયકારી સેનાપતિ વીરેન્દ્રકુમાર ! હવે તો મારા કહેવાનો આશય તમારા સમજવામાં આવ્યો ને ? આ-પેલો કૉલ યાદ આવ્યો ને ?"

વીરેન્દ્રકુમાર કશો પણ જવાબ આપ્યા વિના પત્થરના પૂતળાંની પેઠે સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. રાણીનો એક એક શબ્દ વિષમ શરની પેઠે તેના હૃદયમાં સાલવા લાગ્યો.

આ જોઇને મહારાણી ગુલાબકુમારીએ કહ્યું કે:–"કેમ, અત્યારે તમારા મુખપર મૌનનું તાળું વસાયું છે ! મારા પ્રશ્નનો ઉત્તર જલ્દી

મળવો જોઇએ. તમારી આપેલી એક માસની મુદ્દત ઉપરાંત આજના છ કલાક વીતી ગયા છે, હવે મારાથી એક ક્ષણનો પણ વિલંબ થઇ શકે તેમ નથી."

"શું કહું! શું ન કહું! કશું પણ સમજી શકાતું નથી! રાજમાતા! પુત્ર સમક્ષ આવા શબ્દો ઉચ્ચારતાં આપ શિષ્ટાચારનો ભંગ કરો છો, પુત્રને વિના કારણ શરમાવો છો! જે કાર્ય **ન ભૂતો ન ભવિષ્યતિ** છે, તે કાર્યને પાર પાડવાની વ્યર્થ આકાંક્ષા શા માટે રાખો છો? એકવાર મુખથી ના વદવા છતાં વારંવાર 'ના' નો જ ઉચ્ચાર કેમ કરાવો છો?" વીરેન્દ્રકુમારે કહ્યું.

"વીરેન્દ્ર! જો શિષ્ટાચારને સાચવવાની મારી ઇચ્છા હોત, તો હું તારી પાસેથી કદાપિ પ્રેમની માગણી ન કરત. જો હું તને મારા પુત્ર સમાન માનતી હોત, તો તારા આ અનુપમ રૂપના કૂપમાં કદાપિ ન પડત. જો મારી આકાંક્ષા વ્યર્થ નિવડશે, એવું મારા જાણવામાં હોત, તો તારા આ મનોહર શરીરપર કદાપિ મોહિત ન થાત. તું જાણે છે કે, મારી પ્રકૃતિ કેવી દુરાગ્રહી છે! જેનાપર મારી સ્નેહ દૃષ્ટિ પડે છે, તે ફકિરમાંથી અમીર થાય છે અને જેના પ્રતિ મારી વક્ર દૃષ્ટિ થાય છે, તે તે સમયથી રંક બની ઘરઘરના ટુકડા માગી ખાય છે. હું તારા વીરતાપર વિમુગ્ધ થઇ નથી, તારા પરાક્રમના પડઘા સાંભળી મને તારા પ્રતિ મોહ નથી થયો, તારા ગૌરવનાં ગુણગાન સાંભળી મારા હૃદયમાં તારા પ્રેમનો પયોધિ નથી ઉછળ્યો, તારા સેનાપતિત્વથી મને તારામાં મોહિની નથી લાગી, પણ તારાં આ દેવ-દુર્લભ કંદર્પ સમાન સૌન્દર્યે મારા હૃદયને તારા તરફ આકર્ષી લીધું છે, મારા મનને દીવાનું બનાવી દીધું છે. તારા મનોમોહક કેશજાળ, તારૂં વિશાળ લલાટ, તારાં ધનુષ્ય સમાન વક્ર ભ્રૂયુગલ, તારી દાડિયકલિકા સમાન સોહામણી દંતપંક્તિ, તારા આજાનુબાહુ તથા તારા

શરીરના પ્રત્યેક અંગ પ્રત્યંગે મારા જિગરમાં આગ સળગાવી દીધી છે, મારા આ સદાના સ્થિર ચિત્તને વ્યાકુળ બનાવી દીધું છે. તું એમ ન ધારતો કે, મહારાણી ગુલાબકુમારી તને પોતાનો સેનાપતિ ધારી પોતાની પ્રણય વાસનાને છુપાવી રાખશે, તારી 'ના' થી પોતાનાં લીધેલાં વચનથી કદાપિ ડગમગી જશે. મારી પ્રતિજ્ઞા છે કે, હું તને મારા ઉત્તમ હૃદયને શીતળ કરનારો સુધાકર બનાવીશ, તારા અધરામૃતનું પાન કરી મારા હૃદયમાં પ્રકટેલી પ્રેમ જવાળાનું શમન કરાવીશ, મારા અંતરની અભિલાષાને પૂર્ણ કરીશ."

આમ કહી રાણી જરાવાર બોલતી બંધ થઈ. વીરેન્દ્રકુમારના જવાબની વાટ જોતી સ્થિરતાથી ઉભી રહી. વીરેન્દ્રકુમાર સ્તંભિત થઈ જાણે કોઇ ઇંદ્રજાળ વાળા લોકોમાં વિચરી રહ્યો હોય તેવી આશ્ચર્ય ચકિત મુખમુદ્રા ધારણ કરી ગંભીરતાથી ઉભો રહ્યો. તેણે મહારાણીના પ્રશ્નના ઉત્તરમાં મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ."

આ સમયે મહારાણીની જે દશા થઈ હતી. તેનું વર્ણન એક આદર્શ કવિ કલાપીના એક તુલનાત્મક કાવ્ય દ્વારા થઇ શકે તેમ છે, કવિ કાવ્યમાં ઘણીજ મનોહર ભાષામાં જણાવે છે કેઃ—

લતા સુભ્રૂની ચડતી વિલાસે;
પયોધરો ગાઢ હલે હુલાસે;
વિશાલ નેત્રો રતિમાં વિકાસે;
પ્રફુલ્લ સુપલ્લવ લાલ ભાસે.
સીત્કાર શબ્દો મુખથી નિકાસે;
પ્રભા પ્રિયાના મુખથી પ્રકાશે;
ઉરોજ કંપે કૃશ ઉદરીનું;
કપોલમાં છે પરસ્વેદ બિંદુ;
નૂપુર છન્દો ઝમકી રહે છે;
પુષ્પો ગતિથી સરકી પડે છે;

છૂટેલ બાલો વિખરાઇ જાયે;
અમિત અંગે લપટાઇ જાયે।
શિથિલ ભામા સુકુમાર કાયે;
સ્વહસ્ત ઢીલા જરીસના હલાવે;
નિતમ્બભારે લચકી પડે છે,
કટી સ્તનોના ભયથી લડે છે;
અઢેલી પ્યારા પિયુને ઉભે છે;
પિયુથી ટેકા દઇને હલે છે:
જરા ખસી ચુંબનને જુએ છે;
કટાક્ષ મારી ચપલા હસે છે.

ઘણીવાર સૂધી વીરેન્દ્રના શરીરનો ટેકો દઇ ઉભી રહેવા છતાં મહારાણી તેના યોગીશ્વર સમાન અચલ અને અડગ ચિત્તને તિલભર પણ ડગાવી શકી નહિ, અનંત કોટિ બ્રહ્માંડોનો લય થાય, પૃથ્વી રસાતાળ જાય, વાયુ વિકંપિત થઈ ઘોર ઉન્માદી બની જાય અને અનંત સીમાવાન સમુદ્ર વસુંધરાનો ભક્ષ કરવાને આતુર થાય, તો પણ વીરેન્દ્રનું વીર હૃદય ન ડગે તે ન ડગે.' એવી જે સર્વ સામાન્ય લોકોની વીરેન્દ્રના સંબંધમાં ધારણા હતી; તેનો મહારાણી ગુલાબ-કુમારીને અત્યારે સંપૂર્ણ અનુભવ થયો. તેની આશાનો રંગ નિરાશાના રંગથી રંગાઇ જવાની અણીપર આવી ગયો. આખરે તે ક્રોધાતુરા સિંહણની પેઠે ગર્જના કરી બોલી ઉઠી કે:—"કેમ, વીરેન્દ્ર! મારા પ્રશ્નનો ઉત્તર શા માટે નથી આપતો! તારા હૃદયમાં એવો તે શો ભય પેસી ગયો છે કે, તું મારી પાસે આવો જડવત્ પાષાણ બની ગયો છે?"

"ભય! કીર્તિનો અને કીર્તિનાથી પણ વિશેષ જગત્ ભક્ષક કાળનો અને તેનાથી પણ વધુ અખિલ આલમના સરજાનહાર પરવર

દિગારનો લાગે છે. નીતિ અને ધર્મ તમારા આ પાપ પૂર્ણ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાની સ્પષ્ટ ના કહે છે:—

" કરો છો પ્રશ્ન એવો કે, વદાતું ના કંઈ મુખથી;
નથી આ પ્રશ્ન રીતિનો અહીં છે પ્રશ્ન કીર્ત્તિનો;
નથી આ સ્નેહની રીતિ બધો શઠતાનો ધંધો છે;
તમારી પાપી પ્રશ્નોમાં ભર્યો હયવાનો ફંદો છે,
નહિ મન માનતું મારૂં કદી ફંદે ફસાવાને;
સદા કીર્ત્તિ અને નીતિ ઉભાં એથી ડગવાને;"

મહારાણીએ જવાબમાં જણાવ્યું કે:—" જે મનુષ્ય કીર્ત્તિ જેવી પરોક્ષ વસ્તુથી વિશ્વના વિલાસ-વૈભવ જેવી પ્રત્યક્ષ વસ્તુને ત્યાગે છે, તે મનુષ્યત્વહીન છે, નાદાન છે. વીરેન્દ્રકુમાર! મારી તો ચોક્કસ માન્યતા એવા પ્રકારની છે કે:—

" કીર્ત્તિને સુખ માનનાર સુખથી કીર્તિ ભલે મેળવો;
કીર્તિમાં મુજને ન કાંઈ સુખ છે, ના લોભ કીર્તિ તણો;
પોલું છે જગ ને નક્કી જગતની પોલી જ કીર્ત્તિ દિસે;
પોલું આ જગ શું થતાં જગતની કીર્તિ સહજે મળે?
એ પોલાણ ત્યજી જનાર કદિ એ કીર્ત્તિ ન પામી શકે;
લોકોની અપકીર્ત્તિમાં હૃદયની સાચી જ કીર્ત્તિ વસે;
એવી કીર્તિ તણું મહત્ત્વ કદીએ લોકો ન જોઈ શકે;
દેખે નેત્ર ભલે પરન્તુ ગ્રહણે ના સૂર્ય ઝાંખો પડે"

'મહારાણી! તમારી અને મારી ધારણામાં ઘણો તફાવત છે અને ધારણાની તફાવત હોવો, એ જગતની એક ખૂબી છે. તમે ઇજ્જતનો અવળો અર્થ કરવા માગતાં હો તો ભલે માગો, પણ મારી પાસે એવો જૂઠો અર્થ કરાવવાનો નિરર્થક પ્રયત્ન ન કરો. મારાથી તમારી યાચના પૂરી કરાશે નહિ, તમારી ધારણાને પાર પાડી શકાશે નહિ, તેમજ મારા નિશ્ચયથી પણ ડગી શકાશે નથી.

" પાષાણથી પણ સખ્ત આ હૈયું બન્યું મારૂં નકી;
પીગળે નહિ એ તો કદી એ વાસનાવારિ થકી;
નહિ લાલસા લલચાવશે કે ધર્મને ભૂલાવશે;
નહિ કામના નિજ કર્મથી કદાપિ મને થોભાવશે;
મિથ્યા પ્રલોભન આ બધાં નહિ કામ કાંઇ આવશે;
કોટિ ઉપાયો છો કરો, નહિ તે કદાપિ ફાવશે. "

મહારાણીએ પ્રેમની આશાનો છેક પરિત્યાગ ન કરતાં વીરેન્દ્રકુમારના મનને કેવળ ભય બતાવવાના ઇરાદાથી જ કહ્યું કેઃ—" ભૂલે છે. કારણ કેઃ—

" છું વજ્રવત્ વિષમ અતિ પાષાણના ચૂરા કરૂં;
જે જિગરમાં નહિ લાલસા ત્યાં તેજ લાવી હું ભરૂં;
જે કામના ના કર્મ કરતી તેને સદા ઊરમાં ધરૂં;
મિથ્યા પ્રલોભન થાય તો વ્યાકુળતાથી હું મરૂં;
કોટિ ઉપાયો ના કરૂં નહિ શર્ણ ઝાઝાં હું ગ્રહું;
મારી નયનના બાણથી શીકાર હું પૂરો કરૂં. "

સેનાપવિ પુત્ર વીરેન્દ્રકુમારે મહારાણીના કથનના ઉત્તરમાં જવાબ આપ્યો કેઃ—

" ધરે જે ધર્મને દિલમાં નહિ તે મોતથી ડરતા;
કરે છે પાપ જે કાળાં, સદા તે મોતથી ડરતા;
અહીં કીર્ત્તિ કરે જેણે, સદા તે મોત માગે છે;
કરી સાચી નીતિ જેણે, સદા તે મોત માગે છે;
નીતિને ધર્મને કાજે, ધર્મીઓ પ્રાણ ત્યાગે છે,
નથી ડરતા મરણથી તે સદાએ પ્રાણ ત્યાગે છે. "

મહારાણીએ તેના મતનું ખંડન કરતાં જણાવ્યું કેઃ—" તેઓ તદ્દન મૂર્ખ છે, મૂર્ખના સરદારો છે. તમે પણ વિના કારણ મૂર્ખ-

શિરોમણિ બની નાહક આ અનુપમ લલના લલિત અંગનો ઉપભોગ કરવાનું અને કાંચનગઢ તથા વિશળદુર્ગ જેવા બે બળવાન રાજ્યોના સ્વામી થવાનું સૌભાગ્ય શા માટે ગુમાવો છો ! જે ધર્મ અને નીતિના ભયથી તમે મારા પ્રણયનો પરિહાસ કરવાને તૈયાર થયા છો, તેના અસ્તિત્વ માટે તમે શો પૂરાવો આપો છો ?"

વીરેન્દ્રે કહ્યું:–" પૂરાવો ? ધર્મને પૂરાવાની શી જરૂર છે ! ધર્મથી શું નથી થયું."

" પ્રતાપી પરશુધારાથી બહુ ક્ષત્રી મરાયા છે;
ધરીને ધર્મ દેવોએ સકળ દાનવ હરાવ્યા છે;
મહા બળવાન અર્જુને કુરુનો જંગ જીત્યો છે;
મહા ચાણક્ય ચાણક્યે નંદોનો વંશ માર્યો છે;
રહી છે ધર્મ સ્તંભોથી ધરા તો સ્થિરતા ધારી;
ભેરી છે મેદિની મોટી સદા એ ધર્મને ધારી."

રાણી ધાર્મિક વિવાદમાં વીરેન્દ્રના હૃદયભેદક ઉત્તરોથી હારી ગઇ. તેણે પોતાના વિષયનું પરિવર્ત્તન કરી પ્રથમ વીરેન્દ્રકુમારને લોભાવવાના ઉદ્દેશથી કહ્યું:–" કુમાર ! હવે એ સર્વ ધર્મના ધતીંગવાળા પ્રલાપોને ત્યાગી દો અને આ રાજરાણીની પ્રણયમાળાને કંઠમાં ધારી લો."

" પ્રીતે પહેરો પ્રણયમાળા, પ્રણયની પ્યાસ ટાળોને;
ગુલાબી આ કપોલોને અમી મીઠું પીવાડોને;
તપેલું આ તનુ મારૂં રતિ રસથી ભીંજાવોને;
મદનમંદિર ન્યારાંને કળશ કરથી શોભાવોને;
અહી જંઘા સુકોમળને હવે શીતળ બનાવોને;
અલૌકિક અંગ મારાને મીઠી કેલી કરાવોને."

" રાણી ! જે હૃદય પત્થરથી પણ મજબુત છે, તેને આવાં પ્રેમના બિભત્સ પ્રલાપો કરી પીગળાવવાનો વ્યર્થ પ્રયત્ન શા માટે

કરો છો, શું મેનકાનું સ્વરૂપ ધારી વિશ્વામિત્રને ડગાવવા માગો છો ? પણ વિશ્વામિત્રના દૃષ્ટાંતથી આ હૃદય એવું દૃઢ બની ગયું છે કે, તે લેશ માત્ર પણ ડગી શકે તેમ નથી. તેમાં કશું પણ પરિવર્તન થવાનું નથી. કારણ કે:—

" ગુલાબી જે કપોલો છે ભર્યાં મદ—માંસ તેમાં છે;
તમારૂં જે તનુ ચારુ, ભર્યું કાતિલ હલાહલ છે;
મદનમંદિર કહો ન્યારાં, પરંતુ માંસ ભરેલું છે;
કહો જંઘા સુકોમળ જે પરંતુ વજ્ર વ્યાપ્યું છે;
કહો કેલી તમે જેને, ગણું હું નાગણી તે છે;
નહિ લોભાઉં લાલચથી, મને આ સૌ નકામું છે. "

મહારાણીએ સ્ત્રી સ્વભાવાનુસાર પોતાની લાલસાનો પરિત્યાગ ન કરી શકવાથી છેવટે એકવાર વીરેન્દ્રના મને વિમોહિત કરી વિચલિત કરવાનો વિચાર કર્યો અને ત્યાર પછી તેના હાથ લઇ ચુંબન કરી છાતીપર રાખવાની ઇચ્છા કરી કહ્યું:—" વ્હાલા વીરેન્દ્ર ! આવો હઠ લઈ કેમ બેઠો છે ! તારી પ્રીતિસુધાની પિપાસુ પ્રેમદાને આ પ્રમાણે કેમ ટળવળાવી રહ્યો છે, ઈંદ્રાણિના જેવું અલબેલું યૌવન, રતિના જેવું રૂપાળું રૂપ, રાજરાણીના જેવા વૈભવ વિલાસ અને સમસ્ત નરસમાજનો અધિષ્ઠાતા આદિ સર્વ સંજોગો અને અનુકૂળ સાધનોને વિનાકારણ શા માટે સ્વીકારતો નથી ! જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે, ત્યારે મુખ ધોવાને શા માટે જાય છે ! જુવાનીના તરંગો હજી મારા શરીરમાં જેવાને તેવા ઉછળી રહ્યા છે, છતાં તું મારો પ્રાણાધાર કેમ બનતો નથી ! મારી પ્રીતિને કેમ હૃદયમાં પધરાવતો નથી ? શું હું રૂપમાં ઓછી રૂપાળી છું. મારી ઇચ્છા તને ગુપ્ત રીતે મારો પ્રેમિક બનાવી મારા બન્ને રાજ્યનો સ્વામી બનાવવાની છે, અને વિશલદુર્ગનું રાજ્ય તારાજ અધિકારમાં સોંપવાનું છે.

તારા મનમાં આટલો બધો હઠ કેમ આવીને ભરાયો છે ? જો કેવી સુંદર ખૂબસૂરતી છે. કેવું અપૂર્વ સૌન્દર્ય છે ! આ સર્વ અંગોનું અવલોકન કરવા છતાં તારા મનમાં મોહ થતો નથી ?

" યૌવન અતિ જાદૂ ભર્યું, રૂપમાં રતિ હારી ગઇ;
સુરપૂરની સહુ સુંદરી, સ્પર્ધા કરી થાકી ગઇ;
છું વિશ્વમાં પ્રતિમા પૂરી હું પ્રેમ રસથી તો ભરી;
કન્દર્પની વૃત્તિ વળી મારા વિશે આવી ઠરી;
પાષંડ ! તારા દિલમાં આસક્તિ ઉપજી ના જરી ?
આશ્ચર્ય મુજને થાય છે; ચાલી નહીં મારી ગતિ ! "

દૃઢ, એકાગ્ર, અને ધર્મભીરુ વીરેન્દ્ર છતાં પણ લેશ માત્ર પણ વિચલિત ન થયો. તેણે જવાબ આપ્યો:—

" થયાં છો રાજ્યનાં રાણી, નથી લજ્જા તમારામાં;
બન્યાં છો કામથી અંધાં, થયાં આસક્ત મારામાં ?
ઉભો છે પુત્ર સન્મુખે છતાં શું આ તમે બોલો ?
નથી સન્માન સાચવતાં વદો છો શું તમે બોલો ?
થયો જે પુત્ર પ્રીતેથી નહિ, સ્વામી કદી બનશે,
ભરેલી પાપની આશા નહિ પૂરી કદી કરશે. "

હવે મહારાણી ગુલાબકુમારી નિરાશ થઇ ગઈ. તેણે તરતજ વિકાળ સ્વરૂપ ધારણ કરી લીધું અને મહા ગંભીર સ્વરથી કહ્યું:— " કેમ, વીરેન્દ્ર ! એ યાચનાનો અસ્વીકાર કરવાનું ફળ શું મળશે; તેનું જાણે છે ખરો કે ! તારી જે અણીયાળી અને મૃગવત્ મોહક આંખો પર અત્યાર સુધી મારૂં મન તલપી રહ્યું છે, તે આંખો કઢાવીને હું મારા પગ તળે ખુંદાવીશ, અને તે ઉપરાંત બીજી શું સજા કરીશ, તે તારા ખ્યાલમાં છે ખરૂં કે ! આંખો ફોડી આંધળો બનાવી આખરે તને દેશોદેશમાં રખડાવીશ, બીખ મગાવીશ. માટે હજી પણ જો તને

તારા જીવનને આબાદ રાખવાની ઈચ્છા હોય, તો મારી વાતને માની લે, આ નકામા હઠવાદને ત્યાગી દે હું તારા અત્યાર સુધીના અવિનય અને અપરાધોની ક્ષમા આપીને તને મારા હૃદયના સિંહાસનપર સ્થાપનાને તૈયાર છું. પણ જો હઠ કરી આ પ્રમાણેજ અચલજ રહીશ, તો વણમોતે કાગડા કૂતરાના મોતે માર્યો જઇશ ! નાદાન ! તું હજી મારા પરાક્રમને નહિ જાણતો હોય ! તારા મનમાં મારી ભયંકરતાનો કશો ખ્યાલ પણ નહિ આવ્યો ! શું અત્યાર સુધી મે તારી પાસે કાલાવાલા કર્યા, તે હૃદયમાં નિરાશાનેજ ધારણ કરવાને, ના, ના. કદાપિ નહિ. તું નારીની પ્રતિહિંસને હજી સુધા જાણી શકયો હોય, તેમ જણાતું નથી. મૂર્ખ ! અપૂર્વ રાજ્યસિંહાસનને ત્યાગી વિનાકારણ જંગલે જંગલમાં રખડવા જવાને શામ ટે તૈયાર થાય છે !"

વીરેન્દ્રનું ક્ષાત્ર લોહી ઉકળી આવ્યું. તે કોપ કરી બોલી ઉઠયોઃ— "રાણી તું રાક્ષસી છે. તારા હૃદયમાં અત્યારે કામરૂપી પિશાચે પ્રવેશ કર્યો છે. અત્યાર સુધી હું બધું સહનશીલતાથી નિર્વીર્યની પેઠે સાંભળતો આવ્યો, તેથીજ તું મને આવો ભય બતાવી રહી છે ! નાદાન, અને વ્યભિચારિણી નારી ! હવેથી મારે માટે એક પણ શબ્દનો ઉચ્ચાર કરીશ તો, જગતમાં ફજેતીને ફાળકે ચડીશ; ભયંકર નિંદાને પાત્ર થઇશ. જા, મારી પાસેથી દૂર થા.

"જા ! જા ! અરે ! વ્યભિચારિણી ! નહિ લાજ કૈં દિલ લાવતી;
નખરાં કરી એ નીચ શું ? મમ હૃદયને લલચાવતી ?
મીઠું વદી કપટે કરી, કૈંને ફસાવ્યા જાળમાં;
હા ! હા ! ભૂલી હું કેમ પડું ? એ દોજખી અંગારમાં;
તુજ તુંબ સમ અધરોષ્ટનું, પય કૈં જને પીધું હશે;
વળી નીચ સુખ તુજ સંગમાં લાખો જને લીધું હશે;
તુજ તૂંબરાસમ કુચને, સહસ્રો જને સાહ્યા હશે;
મીઠી પ્રપંચી વાણીથી, ગાંડા જનો વાહ્યા હશે;

વળી શ્વાનને ખાવા તણી, જે ચાટ મન તુજ થાય છે;
વિષયી હજારો કૂતરા, તુજ અંગ ઉપર ધાય છે,
આવું છતાં નહિ તૃપ્ત થાતી એ અજબની વાત છે;
આવી મને લલચાવવા, ધિક્કાર તારી જાત છે."

રાજરાણી ગુલાબકુમારીના ક્રોધનો અવધિ થયો: જે શબ્દો તેણે પોતાની આખી જિન્દગીમાં કદાપિ સાંભળ્યા નહોતા, તે અત્યારે એક પોતાના સાધારણ સેનાપતિ–તાબેદાર–ગુલામના મુખથી સાંભળીને તેના રૂંવેરૂંવામાં પ્રચંડ અગ્નિ પ્રદીપ્ત થયો. તેણે વીરેન્દ્રકુમારને ઉદ્દેશીને કહ્યું:–'નિમકહરામી કૂતરા ! હું નહોતી જાણતી કે, તારા જેવા ઝેરીલા નાગને ઉછેરવાથી ભવિષ્યમાં મને તે મારા જિગરપર આવો કારી દંશ દેશે. એક નાના સરખા ત્રણ બદામના ગુલામડાના મુખમાંથી હું અત્યારે આ વજ્ર જેવાં કઠોર વચનો સાંભળી રહી છું. ધિક્કાર છે મને અને મારી જાતને ! જે ગુલાબકુમારી એક સાધારણ સ્ત્રીમાંથી બબ્બે રાજ્યની મહારાણી બની છે, જેનામાં બ્રહ્માંડને ડોલાવવાની શક્તિ રહેલી છે, તેના મુખમાંથી આવાં વચનો ! હાય ! ઓ ઊંચા આકાશ, આવ, આવ, આ અપમાન વેઠનારી દુષ્ટાને કચડી નાંખ ? ઓ ખૂની ખંજર ! તું તારી તીક્ષ્ણ ધારાથી મારી છાતીને ચીરી નાખ ! ઓ કાળી કટારી, ક્યાં છે ! જ્યાં હોય, ત્યાંથી આવીને મારા નામને નાબૂદ કરી નાખ !"

આમ કહી રાણી સોફા પરથી ઉઠી વિકરાળ ડાકિણીનું સ્વરૂપ ધારણ કરી વીરેન્દ્ર કુમારને સંબોધીને ફરીવાર કહેવા લાગી:–"પામર પુરુષ ! તને મારીને નાબૂદ કરવામાં મને એક પળનો પણ વિલંબ લાગે તેમ નથી. આ બન્ને જગત્ ભક્ષકકાળ જેવાં યંત્રો તારો ઘડીના છઠ્ઠા ભાગમાં વિનાશ કરવાને શક્તિમાન છે, પણ મારી ઇચ્છા હવે તો તને રીબાવીને મારવાની છે. હું તારી આંખોને મારા આ ખૂની

ખંજરથી બહાર કઢાવી મારા પગતળે કચડી તને ત્રાહિ ત્રાહિના પોકાર કરાવતો આખી દુનિયામાં અથડાવીશ. આટલું બધું ગુમાન! મારા ઘરના ટુકડા ખાઇ પાપી પેટનું પોષણ કરનારા હીચકારા! મારી સ્હામે આટલો બધો ગર્વ? તને એટલો પણ વિચાર ન આવ્યો કે હું કોની સમક્ષ આ શબ્દો ઉચ્ચારી રહ્યો છું. નાદાન છોકરા! જુવાનીના જોરમાં આટલો બધો તોર! ઠીક છે, હમણાં ને હમણાંજ તારી આ ઉદ્ધતાઇનું ફળ તને ચખાડી આપું છું."

"હવે તારે જે સજા કરવી હોય, તેમાં લેશ માત્ર પણ વિલંબ ન લગાડ. હું તારા જેવી નારી કૂળને લજ્જાવનારી નરી નામ ધારિણી રાક્ષસીનું મ્હોં પણ જોવા માગતો નથી. બની છે પાપની સાથી અને મને પણ પાપી બનાવવા માગે છે, બની છે કસાઇની કટારી અને મારા દ્વારા એક કાતિલ કામ કરાવે છે! તારી ભયંકરતા મને માલૂમ છે. પણ તું મને શું કરવાની છે! જેણે દુનિયામાં જીવન ધારણ કર્યું છે, તેને એક દિવસને એક દિવસ અવશ્ય મરવાનુંજ છે. મને મરણની લેશ માત્ર પણ ભીતિ નથી. મરણ અવશ્યમ્ભાવી છે. તું આ જહાંમાં ક્યાં અમરપટ્ટો લખાવીને આવેલી છે, તારા પાપનો અવધિ આવશે એટલે તેજ પાપના જંતૂઓ તને ફોલીને ખાશે. દગાબાજીથી મેળવેલી સત્તાપર આટલું બધું ગુમાન, આટલો બધો દોરદમામ? શયતાની બની શયતાનની બચ્ચી, મને શયતાન કહેવાને તૈયાર થઇ! કદાચ મારા મરણથી લોકોના જાણવામાં આવશે કે તું એક વ્યભિચારિણી કૂતરી છે, તો તેથી હજારો અમૂલ્ય આત્માઓ તારી સાથે પાપમાં પડી નષ્ટ ભ્રષ્ટ થતા અટકી જશે અને તારી કુટિલતાનો અંત આવશે.

"અત્યાર સુધીમાં તારી ઇચ્છાને તૃપ્ત કરનારા કામાંધ કીડાઓને ડરાવીને તું કદાચ તારા મનમાં મલકાતી હશે, પણ વીરેન્દ્ર!

વીર પિતાનો પુત્ર છે; વીરેન્દ્રના પ્રત્યેકે પ્રત્યેક સ્નાયુમાં પવિત્ર ક્ષત્રીય રક્ત ઉછળી રહ્યું છે ! ચાંડાલિની ! ચાર દિવસની ચાંદનીમાં આટલી બધી અહંકારી તથા ધર્મીના દુર્ગને તોડવાનું સાહસ ન કર. તારામાં અને કલંદર સોમભદ્રમાં લેશ માત્ર પણ તફાવત નથી. તે **કલંદર છે, તું કાળી કટારી છે.** રાક્ષસી ! તું હવે મને વિના કારણ ખોટો ભય ન બતાવ. તારાથી જે ભીષણમાં ભીષણ સજા થાય તે કરી લે. જો એ વખતે મારી આંખમાંથી આંસૂનું એક પણ બિન્દુ પડે તો, તું મારા કુળતિલકોના નામપર પણ ફિટકાર વરસાવવામાં કશી પણ ન્યુનતા રહેવા દઇશ નહિ. ”

“ પણ એટલું ખસુસ યાદ રાખજે કે; ભવિષ્યમાં આ અન્યાયના પરિણામે જહાંના લોકોમાં તારૂં નામ સદાને માટે કાળું થઇ જશે. મને મરણની કશી પરવા નથી, મારા માટે હું તને કશી ભલામણ કરતો નથી. કારણ કે, મને એક વિદ્વાનના આ અનુભવજનક શબ્દો બરાબર છે:—

“ મિથ્યા બધો સંસાર આ પરપંચનો દરબાર છે;
મિથ્યા બધી ઘટમાળને મનુ પરમ મુરખરાજ છે;
મનુષ્યો તણી જગસફર ઉભી હું કિનારે જોઉં છું;
ડુબી ગયાં, કો ડુબતાં, ડુબી જશે હું રોઉં છું;
ડુબ્યાં ઘણાં, ડુબે ઘણાં, ડુબી જશે આ દુનિયા;
તોપણ તજે ના ‘ હુંપણું ’ તારા સમાં માનવી. ”

મહારાણી મહા રોષમાં આવી પગ પછાડી ભૂમિને કંપાવતી ગર્જના કરી બોલી ઉઠી:—

“ કર્યું અપમાન તેં ભારી, દીધી મર્યાદ છે ત્યાગી;
કટુ શબ્દો વદ્યો મુખથી, હૃદયમાં આગ છે લાગી;
વિષમ વાણી હવે આ દેહ ફોલી ખાય છે:
બદલો લઉં હું વૈરનો ઇચ્છા અતિશય થાય છે:

વદેલા શબ્દ એકેકે હવે જીવન કરૂં ખારૂં;
સુખાનું જિન્દગી તારી હવે ખારી કરી નાખું. "

" તારા આ શબ્દો તને 'હાય હાય' પોકરાવશે અને થોડા વખતમાં ચક્ષુહીન અંધો બનાવશે."

ત્યાર પછી મહારાણી ગુલાબકુમારી ખાજાસરાને વીરેન્દ્રકુમારને એક ઘણી ગંધારી, અંધારી ઓરડીમાં કેદ કરી જેટલું બને તેટલું દુઃખ આપવાની આજ્ઞા કરી તરતજ તે ભેદી ભોંયરામાંથી પ્રથમ જણાવેલા પોતાના ઓરડામાં આવી માયામહેલ તથા વીરેન્દ્રકુમારના સંબંધમાં મહા વિચારમાં પડી ગઇ.

રાક્ષસ જેવો હબશી ખાજાસરા બીજા બે બળવાન જલ્લાદ જેવા ગુલામોને ઉઘાડી તલ્વારે પોતાની સાથે લાવી વીરેન્દ્રકુમારને રાણીની આજ્ઞા પ્રમાણેના ભયંકર કારાગૃહમાં લઇ ગયો.



## અષ્ટાદશ પરિચ્છેદ

### ચિત્ર-પ્રદર્શન

ખરે ! દિલદાર મારે તું, સલૂણી ! યાર તારે હું !
સુખ દે, દુઃખ દે મુજને, કર ફરી ઘાયલ, મીર;
અધર-અમી યા તાહરૂં, પાઈ અધમ ઉદ્ધાર;
અધમનું નેહની દષ્ટિ, લગિરેક પ્રેમની વૃષ્ટે !
દયાળુ કાપતું કષ્ટે, મને ભવ પાર તારે તું !
મરવું તો તુંથી ભલું-જોઇ તુજને હાશ;
પણ જીવતર વ્હાલું નહીં, તું વીણ થઇ નિરાશ;
અરે ! કદિ જીવ વિણુ આ દેહ-રહે શું મુજને કહે !
ડુબેલા નેહ માંહીમેં, જીવાયે શું જ ધારે તું ? ખરે !

દેરાસરી

દિવસના ત્રણ વાગી ગયા હતા. સૂર્યના પ્રખર ઉતાપથી રેતીવાળો રાજમાર્ગ તપ્ત અંગારની પેઠે તપી રહ્યો હતો. માણસોનો સમાગમ તો શું પરંતુ સર્વ પ્રાણી માત્રનો સમાગમ અતિ અલ્પ જોવામાં આવતો હતો. વ્યવસાયી જનો બજારમાંની પોતપોતાની દૂકાનોપર પડદા નાખીને બેઠેલા જોવામાં આવતા હતા. મેદાન હોવાથી તથા વૃક્ષોનો સર્વથા અભાવ હોવાથી પશુ પક્ષી અને પથિકોને માટે આ સમય મહા ભયાનક અને મૃત્યુપદ હતો. રેતીનાં રજકણો હવાથી ઉડી ઉડીને છૂરાની માફક વરસી રહ્યાં હતાં અને પ્રકૃતિદેવીએ મહા ભીષણ કિંવા દુર્ગમ સ્વરૂપ ધારણ કરી દીધું હતું.

આ સમયે કૃષ્ણપૂરના મહા ધનાઢ્ય નગરશેઠનો પુત્ર બંસીલાલ કે જે પાપાત્મા સોમભદ્રના કોપમાં પડી માતાપિતાથી વિયોગી થઇ

મહા ઐશ્વર્યમય મહાલયનો પરિત્યાગ કરી પરમ પીડા ભોગવી રહ્યો, તે બિચારો એક અતિ સામાન્ય ઓરડામાં બેસી એકાન્ત ચિત્તથી ચિત્ર ચિતરી રહ્યો હતો. નાના પ્રકારના રંગ અને ચિત્ર ચિતરવાનાં સર્વ સાહિત્યો તેની આજૂબાજૂમાં વિસ્તરેલાં પડયાં હતાં. જો કે પરસેવાથી તેનું આખું શરીર ભીંજાઇ ગયું હતું, પરંતુ તે તેના તરફ દ્રષ્ટિ પણ કરતો નહોતો તેણે એક જંગલનું દશ્ય ચિતરીને પર્વતના ઉપરી ભાગમાંથી વહેતી નદીમાં એક નિરાધાર મનુષ્યને ગોથાં ખાતો અને બીજાને બચાવવાની ચેષ્ટા કરતો ચિતર્યો હતો, બન્નેના મુખપર વ્યગ્રતા અને નિરાશાનાં ચિન્હ ચમકી રહ્યાં હતાં, પણ પોતાની મહેનતમાં બન્ને કમર કસેલા જોવામાં આવતા હતા. અહા! એ કેવું મનોહર ચિત્ર હશે!

બંસીલાલે જે ચિત્ર ચિતર્યું હતું, તે પોતાના જીવનને અનુલક્ષીનેજ ચિતર્યું હતું, ચિત્રમાં તેણે એવી ખૂબી કરી બતાવી હતી કે, મનુષ્યના ભાગ્યની કયી ઘડીએ કેવી વિલક્ષણ સ્થિતિ થઇ જાય છે, તેનો શો વિશ્વાસ રાખી શકાય? મનુષ્યના જેવી દુર્બળ વસ્તુ કયી છે! મનુષ્યના ભાગ્યનું પરિવર્તન થવામાં કેટલો વિલંબ લાગે છે? અહા! આ સર્વ ભાવો દર્શાવવામાં બંસીલાલે એવી કુશળતા દર્શાવી હતી કે, જે જોવાથી આ સંસારની અસાર માયાપ્રતિ વિરક્તિ ઉત્પન્ન થઇ જતી હતી અને મનુષ્યના જેવું બીજું કોઇ પણ જીવન દુઃખમય નથી, એવો આબેહુબ ભાસ થઇ આવતો હતો.

જ્યારે બંસીલાલ ચિત્ર ચિતરવામાં તન્મય બની ગયો હતો, ત્યારે અચાનક તેને તેના ઓરડાના દ્વારપર કોઇના પગલાંનો અવાજ સંભળાયો. થોડીવારમાં જ્યારે તેણે પાછું વાળી જોયું તો તેને એક કોમળ વયની શાપભ્રષ્ટા દેવી જેવી સંન્યાસિની ભગવાં વસ્ત્ર ધારણ કરી પોતાના ઓરડાના મધ્ય ભાગમાં આવી ઉભેલી દેખાઇ. એ જોઇને બંસીલાલ ક્ષણવાર સુધી સ્તબ્ધ બની તેના સુકોમળ અંગ

પ્રત્યંગનું મુગ્ધતાથી અવલોકન કરવા લાગ્યો. તેના મુખ તરફ ઘણી વાર સુધી જોઇ રહેવા છતાં બંસીલાલથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ.

જેવી રીતે ઉદ્યાનની શોભા વિવિધ પ્રકારનાં સુંદર કુસુમોથી, સરોવરની શોભા તેમાં વિકસેલાં હજારો કમળના દળથી અને તારામંડિત નીલ નભની શોભા સોહામણા શશાંકથી ખીલી ઊઠે છે, તેવીજ રીતે એ સામાન્ય ઓરડાની શોભા સંન્યાસિનીના અનુગમરૂપની પ્રભાથી પ્રભામયી થઇ ગઇ. આખરે સંન્યાસિનીનો પરિચય પામી બંસીલાલે હર્ષથી પ્રફુલ્લિત થઇ કહ્યું:—“ આજે બીજનો ચંદ્ર અત્યારથીજ ઉદિત થયો ? ”

સંન્યાસિનીએ કહ્યું:—“ એ ચકોરના ભાગ્યનો પ્રતાપ છે ! ”

બંસીલાલે કહ્યું:—“ એમાં તો કશો સંદેહજ નથી, પણ એથી શું તેની આકાંક્ષા તૃપ્ત થઇ ગઇ ? ”

એ સાંભળીને સંન્યાસિની શરમાઇ ગઇ અને વિચારવા લાગી કે:—“ આ પ્રશ્નનો હવે મારે શો ઉત્તર આપવો ? ” પણ એની ચંચળતા વિશેષ વધવા ન પામી, બંસીલાલે તરતજ સંન્યાસિનીના ભેદને ફોડી નાખી તેને સંન્યાસિનીને બદલે મંદારિકા તરીકે ઓળખી કાઢી. તેણે તરતજ કહ્યું કે:—“ મંદારિકા ! મોહમયી મંદારિકા, આવી ઉછરતી જવાનીમાં સંન્યાસ ધારણ કરવાનું શું પ્રયોજન છે વારૂ ? ”

“ પ્યારા ! પ્રીતિની પિપાસુ પ્રમદા પિયુને માટે સંન્યાસિની તો શું પરંતુ મૃત્યુસંગિની પણ બની જાય છે. પિયુને માટે પ્રાણ આપવામાં પણ પાછી પાની કરતી નથી. ”

“ લગાવી ભસ્મને ભામા પ્રણય કાજે ભમે જ્યાં ત્યાં,
પીધું જ્યાં પાન પ્રીતિનું પછી આસક્તિ કહો ને ક્યાં;
પિયુ શિરતાજ છે જેનો, પિયુમાં પ્રેમ લાગ્યો છે;
પિયુ સ્વામી બન્યો જેનો, જગતનો મોહ ત્યાગ્યો છે;

બને એ નાર સંન્યાસી અગર તો પ્રેમની દાસી;
કહો આશ્ચર્ય શું એમાં થયું તમને મને ઝાંખી ?"

"વાહ, વાહ, મધુરી મંદારિકા ! તેં મને હવે પ્રેમના બંધનમાં બાંધીને એટલો બધો પરાધીન બનાવી દીધો છે કે, મને સોમભદ્રનો ભીષણ ભય પણ રહ્યો નથી કે મારા પ્રાણની પણ પરવા રહી નથી. વ્હાલી વામા ! તારા માટે મારા શિરપર સંકટના પહાડો તૂટે તો પણ તે સહન કરતાં હું લેશ માત્ર પણ સંકુચિત થાઉં તેમ નથી. હવે હું સારી રીતે જાણી શક્યો છું કે, તારા પહેલાંનો માયાવી પ્રેમ દૂર થયો છે અને તારા હૃદયમંદિરમાં પવિત્ર પ્રણયનો ભાનુ પ્રકટ થયો છે, તારી વિકારી વાસના વિદૂરિત થઇ છે અને તારા અંતરાત્મામાં વિશુદ્ધ સ્નેહની જ્યોતિ ઝળહી ઉઠી છે. પણ કહે જોઇએ પ્રિયતમા ! અત્યારે આવા સખ્ત તાપમાં આમ સંન્યાસિનીના વેશમાં આવવાની તને શી જરૂર પડી છે !" બંસીલાલે ઉત્સુકતાથી કહ્યું.

"એ તો તમે સારી રીતે જાણો છો કે, મારા ભ્રાતા સોમભદ્રે મારી તથા તમારી બન્નેની પાછળ સખ્ત જાસૂસો મૂક્યા છે અને આપણું મિલન કોઇ પણ પ્રકારે ન થઈ શકે એવો કઠોર બંદોબસ્ત પણ કર્યો છે. પણ પ્રભુ ! સૂર્ય વિના કમલિની ક્યાં સુધી રહી શકે ! શશાંક વિના કુમુદિનીનું મુખ ક્યાં સુધી પ્રફુલ્લિત રહી શકે ! મારા ઉરમાં તમારા દિદારની પ્રબળ ઉત્કંઠા ઉપજવાથી મારી સખી અરુણાએ મને આ સંન્યાસિનીનો વેશ લાવી આપ્યો અને એ વેશની સહાયતાથી જ હું તમારા દર્શનનો લાભ લઇ શકી. વળી અહીં આવવામાં મારો બીજો પણ એક ખાસ હેતુ એ સમાયલો છે કે, મારો ભાઇ સોમભદ્ર મહત્વાકાંક્ષાના કૂપમાં પડી મહારાણી ગુલાબ કુમારીના માયા મહેલની માયા તોડી તેના રાજ્યનો અધિકાર મેળવવા ગયો છે, એ દરમ્યાન જો આપણે અહીંથી છૂટીને બીજા કોઇ નિર્ભય સ્થાનમાં

ચાલ્યા જઇશું, તો તેથી આપણને પાછળથી કશી પણ દહેશત રહેશે નહિ. આ વિષયની સલાહ કરવાના ઇરાદાથી જ હું ખાસ કરીને અહીં અત્યારે આવી છું." મંદારિકાએ જવાબ આપ્યો.

"મંદારિકા! તું જે હેતુથી અત્યારે મારી પાસે આવી છે, તે હેતુથી કોઇ પણ પ્રકારે અનુચિત તો નથી, પણ તેમ છતાં પણ કોઈ પણ કાર્યને એકદમ ઉતાવળ કરી નાખવાથી તેનું પરિણામ કદાપિ સારૂં આવતું નથી. વિદ્વાનો પણ કહે છે કે **सहसा विदधीत न क्रियाम् ।** માટે પ્રથમ મને એ વાતનો થોડા દિવસ બરાબર વિચાર કરવા દે. આપણે કદાચ અહીંથી ઉતાવળ કરીને ન્હાસી જઇશું, તો તેથી વિધાતાએ આપણા ભાગ્યમાં જે લેખો લખી નાખ્યા હશે, તે કદાપિ વિફળ થશે નહિ અને તે ઉપરાંત નરાધમ સોમભદ્ર પૃથ્વીના છઠ્ઠા ખૂણામાંથી પણ આપણો પત્તો મેળવ્યા વિના રહેશે. વળી લોકોમાં આપણી જે અસહ્ય નિંદા થશે, તેનો કાંઇ આરોજ નહિ આવે."

"આ સર્વ કારણોનો વિચાર કરતાં મને કોઈ સરળ ઉપાય અને ઉમદા તક મળે ત્યાં સૂધી શાંતિથી વાટ જોતાં બેસવાનું જ અધિક ઉચિત જણાય છે. ભગવાને આપણા ભાગ્યમાં કોણ જાણે શું લખ્યું હશે, એની પણ આપણાથી શી કલ્પના કરી શકાય તેમ છે. આપણા પાપિષ્ટ આચરણને પવિત્રતાના રૂપમાં પરિણત કરનાર પરમાત્મા જ આપણા પર આવેલી આફતમાંથી આપણને અવશ્ય બચાવશે. મનુષ્યને માત્ર પોતાની એકની જ ચિંતા પડી છે, પરંતુ અજર અમર ઇશ્વરને સારા સંસારની ફિકર પડી છે."

"ગાંડી! તું ડરે છે શા માટે! જે અભિમાની, દુરાચારી અને દગાબાજ સોમભદ્ર મહારાણી ગુણાબકુમારીના રાજ્યને મેળવવાની આકાંક્ષાથી માયા મહેલમાંથી અગ્રસર થાય છે, તે તેમાં જીતજ મેળવી શકશે, એમ શા આધારે ધારે છે, કદાચ તેના પાપનો અવધિ ત્યાં

જ પૂરો થઈ જશે, તો તેથાં પણ શી અજાયબી છે! માટે ધીરજ ધર, સમતાનાં વૃક્ષપર મીઠો મેવો ફળવા દે."

"પ્રાણાધાર! મને તમારી સાથ પ્રતિવાદ કરતાં આવડે તેમ નથી, મારામાં તેવી શક્તિ પણ નથી. 'નારી બુદ્ધિ પ્રલયાવહા' કહેવાય છે એટલે હું તમારી આગળ બુદ્ધિમાં પણ યોગ્ય નથી. તમે જે કહો છો, તે ખરૂં જ છે. પણ હવે મારાથી તમારો વિયોગ એક ક્ષણ ભરને માટે પણ સહી શકતો નથી. મારા જિગરમાં તમારા વિરહથી જે વિષમ દર્દ થાય છે, તે કેવળ મારૂં મન જ જાણે છે. હું મારો વખત શી રીતે માનું છું, તેની તમને કલ્પના પણ શી રીતે હોય!

"રડી રડી આંખડી રાતી કરી દિનો વીતાડું છું;
સૂની શય્યા સદા નિરખી ઊંડા નિઃશ્વાસ કાઢું છું;
નથી શૃંગાર કદા સજતી નથી પુષ્પો કરે ધરતી;
સુવાસિત તૈલનું મર્દન કદી કેશે નથી કરતી;
નથી મિષ્ટાન-મેવાનો કદાપિ ભક્ષ હું કરતી;
મને ભાસે બધું સૂનું નજર મારી નથી ઠરતી;
નિરંતર ધ્યાન ધારીને તમારાથી રહું રાજી;
તમારા શોકથી વ્હાલા મને થાતો અતિ વ્યાધિ;

આમ કહેતાં કહેતાં મંદારિકાની આંખોમાં આંસુ ઉભરાઇ આવ્યાં. ચતુર બંસીલાલ તેના હૃદયના વ્યાધિને તરત જ જાણી ગયો. તેણે તેના તે મનોભાવનું પરિવર્ત્તન કરવાના આશયથી તેની પાસે એક ચિત્રની ભરેલી નાજુક પેટી લાવી મૂકી અને તેમાંથી એક ચિત્ર કાઢીને મંદારિકાના હાથમાં આપી તેણે કહ્યું:-"મંદારિકા! જોતો ખરી, આ છબિ તને કેવી લાગે છે વારૂ?"

પ્રિયતમની બનાવેલી છબિ કિંવા ચિત્ર જોવા માટે મંદારિકાનું મન લલચાયું. તેણે પોતાના હૃદયના આવેગને દબાવી દઇને કહ્યું:-
"વ્હાલા! આ કોની છબિ છે?"

"આ છબિ આ કૃષ્ણપૂર રાજ્યના પુરાતન રાજા મહેન્દ્રકુમારે મને ચિતરવા માટે આપી હતી, મહેન્દ્રકુમાર મારા પરમ મિત્ર હતા અને તેઓ શિવપૂરીના રાજા ગિરિવરસિંહની કન્યાપર અત્યંત મોહિત થઈ ગયા હતા, તેથી તેમણે મને એ મંદનજનીની છબિ ચિતરવાની આજ્ઞા આપી હતી. વ્હાલી! આ છબિ એ મનોહારિણી માનિની મદનરંજની જ છે?"

"હા—હવે ઠીક યાદ આવ્યું, હું તમને એ મદનરંજનીના સંબંધમાં જ પૂછવાની હતી. કહો જોઇએ કે, અત્યારે એ મદનરંજની ક્યાં છે વારૂ? જ્યારે મારા ભાઇ સોમભદ્રે તેમની હત્યા કરી છે ત્યારે હવે તે બિચારીની શી દશા થઇ છે?" મંદારિકાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"પ્રિયા, મંદા! એ બધી વાતો ઘણી જ ભેદ ભરેલી છે. રાજકુમાર મહેન્દ્રકુમાર હજી મર્યા નથી, સોમભદ્રના દગાની જાળમાંથી ભગવાને તેમને બચાવી લીધા છે!" બંસીલાલે કહ્યું.

"ત્યારે તેઓ અત્યારે ક્યાં છે! જો તેઓ જીવતા છે, તો પોતાના રાજ્યને પાછું શા માટે નથી સંભાળી લેતા? મારા દગાબાજ અને નિમકહરામ ભાઇએ તેમને જે ભયંકર દુઃખ દીધું છે, તેનો બદલો શા માટે નથી લેતા?" મંદારિકાના વિસ્મયનો અતિરેક વધવા લાગ્યો.

"તેઓ અત્યારે રામનગરની રાજરાણી સાવિત્રીના જાળમાં ફસાઈ ગયા છે. સાવિત્રીએ કપટકળાથી મહેન્દ્રકુમાર, મદનરંજની અને મહેન્દ્રકુમારની ભગિની ચંદ્રકલા આદિ સર્વને પોતાના 'ચોર બાગ, નામના એક મોટા બંગલામાં સપડાવી દીધાં છે. પરંતુ તેમાં પણ તે બુદ્ધિમતી રાણી એ એવી ચાલાકી ચલાવી છે કે, હજી સૂધી તેમાંનાં કોઇના પણ પરસ્પર મેળાપ તેણે થવા દીધો નથી. મહારાણી સાવિત્રીની ઇચ્છા મહેન્દ્રકુમાર સાથે લગ્ન કરવાની છે, એથી એ પ્રેમાતુરા પ્રમદાએ તેમને ત્યાં ફસાવીને સોમભદ્ર પાસેથી તેમનું રાજ્ય પાછું અપાવવાની લાલચ આપી છે. અત્યારે બધો મામલો એ રામનગરના એ ચોરબાગમાં એકઠો થયો છે. હવે જોવાનું એ છે કે, તેનું

પરિણામ શું આવે છે, મહેન્દ્રકુમાર કોના પ્રેમનો સ્વીકાર કરે છે? મહારાણી સાવિત્રીને પોતાના હૃદય રાજ્યની રાણી બનાવે છે કે, મદનરંજનીનો કંઠમાં પ્રેમમાળા આરોપે છે? મંદારિકા! મામલો ઘણોજ ભેદી રહસ્ય જાળવાળો બની ગયો છે." બંસીલાલે ખરી હકીકત જણાવી.

"ત્યારે હવે તો એમ પણ ધારી શકાય છે કે, જો કદાચ રાજા મહેન્દ્રકુમાર અચાનક મહારાણી સાવિત્રીના મહા વિશાળ સૈન્યને લઇને આ કૃષ્ણપૂર ચઢી આવી મારા મારા ભાઇ સોમભદ્ર સહિત અમારા આખા પરિવારનો વિનાશ કરી નાખશે અને એથી મારૂં પણ મૃત્યુ થશે" મંદાએ શકા રજૂ કરી.

"ના મંદા, એમ ધારવામાં તારી ભૂલ થાય છે તું ધારે છે, તેવો રાજકુમાર મહેન્દ્રસિંહ કઠોર વૃત્તિનો નથી. તે પોતાનો વૈરનો બદલો સોમભદ્રના સમસ્ત કુટુંબપર ન વાળતાં ફક્ત એકલા સોમભદ્રને જ બરાબર ઘટતી સજા કરશે અને એથી કરીને મારી તથા તારી વચ્ચેના પ્રેમનો માર્ગ મોકળો થઇ જશે. આ આશાથી જ હું અહિંથી એકદમ નાસી છૂટવાનું ઉચિત ધતો નથી." બંસીલાલે પોતાનો મનોભાવ પ્રકટ કરી કહ્યું.

"ત્યારે તો મને પણ એમજ કરવું ઉચિત જણાય છે. પરમાત્મા પવિત્ર હૃદયના પ્રેમિકોની મનોભિલાષાને અવશ્ય પૂર્ણ કરે છે, તો પછી આપણી આશાને પણ શા માટે નહિ સફળ કરે?"

આ પ્રમાણે વાતચીત કર્યા પછી મંદારિકા એ બીજું એક ચિત્ર ઉપાડીને બંસીલાલને પૂછયું:—

"પ્રાણપતિ! આ સુંદર ચિત્ર કોનું છે વારૂ?

"એ પ્રશ્ન પૂછનાર મારી પ્રાણાધિકા પ્રિયતમા શ્રીમતી મંદારિકા દેવીનું ચિત્ર છે."

ચિત્રને હાથમાં લીધા પછી મંદારિકાએ જેવી તેના પર નજર કરી કે, તરત જ તે શરમાઇ ગઇ, મનમાં ને મનમાં જ મુદિત થઇ. તેણે સ્વાગત જ કહ્યું:—"પ્યારા, હૃદયરંજનીની મનોહારિણી મૂર્તિનું

આલેખન કરવામાં તો તમે તમારી અનુપમ કુશલતાનો પરિચય કરાવી આપ્યો છે." આમ કહ્યા પછી તે પાછી બરાબર ધ્યાનપૂર્વક બંસીલાલના ચિતરેલા તે અતિ મનોહર અને સુંદર ચિત્રને હરખાતી, મલકાતી આનંદથી ઉભરાતી જોવા લાગી અને પિયુની કુશળતાને ધન્યવાદ આપવા લાગી.

જો અમારા રસરંગી વાંચક બંધુઓને મંદારિકાની મનોહારિણી છબિનું નિરીક્ષણ કરવાની ઇચ્છા હોય, તો તેઓ કૃપા કરીને એકવાર ×જયપૂરની ચિત્રશાળા જોવા જવાના શ્રમનો સ્વીકાર કરો. ત્યાં અનેક

× "જયપૂર, મહારાજ જયસિંહ સવાઇનું વસાવેલું હોઇને ૨૬ અંશ તથા ૫૬ કલા ઉત્તર અક્ષાંશ અને ૭૫ અંશ તથા ૩૭ કલા પૂર્વ દેશાન્તરમાં, પાકી બંદોબસ્તવાળી જગ્યામાં આવેલું છે, એ નગર પોતાની છટા અને શોભામાં ભારતવર્ષનાં સર્વ શહેરોમાં સોહામણું છે. દક્ષિણ દિશા સિવાય તેની ત્રણે તરફ પર્વતોની માળા આવેલી છે અને દઢતાથી તે તેનું રક્ષણ કરી રહી છે. દક્ષિણ દિશામાં પણ જ્યાં મેદાન આવેલું છે, ત્યાં નગરથી થોડેક દૂર 'મોતી ડુંગરી' નામનો એક ઘણો મજબૂત કિલ્લો આવેલો છે. એ શહેર ત્રણ માઇલ લાંબા અને દોઢ માઇલ પહોળા રેતીના મેદાનમાં વસેલું છે.

ત્યાંની વિચિત્ર ચિત્રકળા આજ દિવસ સુધી આખા સંસારમાં પ્રસિદ્ધ છે; પરંતુ આજથી બસો વર્ષ પહેલાં જે સમયની અમો આ વાર્તા લખીએ છીએ, ત્યારે એ શહેર આખી દુનિયાના સર્વ દેશોથી ચઢિયાતું હતું. રોમ, યુનાન, મિસર અને ઇટાલી આદિ દેશો અહીંની ચિત્રકળાની પાસે મસ્તક નમાવતાં હતાં અને અહીંથી એ વિદ્યાને લઇ જઇને પોતાના દેશોમાં પ્રસરાવતા હતા. પરંતુ કરાળ કાળની કુટિલ ગતિથી જેવી રીતે ભારતના અન્યાન્ય શિલ્પ નષ્ટ થઇ ગયા છે, તેવી જ રીતે એ ચિત્રકળાની પણ શોચનીય સ્થિતિ થઇ પડી છે. પણ

ચપળાઓનાં ચિતરેલાં વિચિત્ર ચિત્રો ગૃહની શોભાને વધારી રહ્યાં છે. કવિજનો લેખિની દ્વારા અક્ષરોથી પુસ્તકોમાં જેટલે અંશે કોઇ પણ વસ્તુનો ચિતાર કરાવી શકે છે, એવો ચિતાર આપવાનું અમોએ પણ અમારાથી બની શકે ત્યાં સૂધી આબેહુબ આપવાનો પ્રયત્ન કર્યો છે, પણ એથી અમો એવો દાવો કરી શકતા નથી કે અમારાથી મંદા-રિકાના રૂપનો યથાર્થ ચિતાર આપી શકાયો છે અથવા તો તેની છા-

---

હા—હજી પણ ભારત વર્ષની એ પડતીની અવસ્થામાં પણ આપણું એ જયપૂર ચિત્ર—ચિત્રણ—વિદ્યામાં ઇંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ અને અમેરિકા જેવા પરમ ઉન્નત તથા સુસભ્ય દેશોની સાથે પણ ટક્કર ઝીલવાથી પરાઙ્‌મુખ થાય તેમ નથી. જયપૂરના સંબંધમાં એ ઉપરાંત બીજું કેટલુંક વિવરણ પણ ખાસ જાણવા જેવું હોવાથી અમો અન્યાન્ય ઐતિહાસિક ગ્રંથોમાંથી તેનો સંગ્રહ કરીને અમારા વાંચક બંધુઓ સમક્ષ આ સ્થળે પ્રકટ કરવાનું ઉચિત ધારીએ છીએ.

જયપૂર રાજપૂતાનામાં આવેલું એક રાજ્ય છે. એ રાજ્યમાં 'સમ્બર' સરોવર આવેલું છે. (સમ્બર સરોવરના સંબંધમાં મેં મારી લખેલી 'ભવાનીનો ભોગ' નામક નવલકથામાં યોગ્ય ઉલ્લેખ કર્યો છે, અને તે જિજ્ઞાસુ વાંચકબંધુને વાંચવાની ભલામણ કરવામાં આવે છે) જયપૂર તથા જોધપૂર રાજ્યની સાથે બંદોબસ્ત કરીને અંગ્રેજો એ સરોવરમાંથી લૂણ તૈયાર કરે છે! એ સરોવરના કિનારા-પરજ ધર્મપ્રચારક દાદૂ મહાત્મા પંચત્વને પામ્યા હતા. તેમના નામનું એક મંદિર અને મઠ ત્યાં આવેલો છે. જયપૂર કોતરેલી પત્થરની મૂર્ત્તિઓ તથા મીનાની કારીગીરી માટે પ્રખ્યાત છે. એ રાજ્યમાંથી શ્વેત તથા લાલ પત્થર વિશેષ પ્રમાણમાં મળી આવે છે. ઈ. સ. ૯૬૭ (કેટલાકના મત પ્રમાણે ઇ. સ. ૧૧૨૮ માં) ધૂલ્લારાવ નામના એક

ચાનું પણ ચિત્રણ કરી શકાયું છે, પરંતુ અમારાથી બની શકે ત્યાં સૂધી અમોએ કશી પણ ન્યૂનતા રહેવા દીધી નથી. જૂઓ, અમો આ સ્થળે મંદારિકાના ચિત્રનું કાંઇક ચિત્રણ કરીએ છીએ.

મંદારિકા પોતાના મનોહર ચિત્રને તન્મયતાથી જોઈ રહી છે, બંસીલાલે ચંપાના જેવા ગોરા તથા શ્વેત રંગના મિશ્રણથી કોઈ અનિર્વચનીય રંગ બનાવીને મંદારિકાના મંદારપુષ્પ જેવા કોમળ અને

---

રાજપૂતે, નાના નાના રાજપૂત અને મિના અથવા મિનેરા સામન્ત રાજાઓને નસાડીને આ રાજ્યની સ્થાપના કરી હતી. તે સમયે તે રાજ્યનું નામ ધુન્દર હતું.

ધૂલારાવ ભગવાન રામચંદ્રથી ઉતરી આવેલા ૩૪ મા પુરુષ તરીકે પ્રખ્યાત હતો. પચાસ વર્ષ પછી હામાજી નામક કાછૂયારાજે, મિનાઓ પાસેથી અંબર (આમેર) ખૂંચવી લઇને ત્યાં પોતાની રાજધાની સ્થાપન કરી—અહામાં નામના એક વંશના એક રાજાએ સહુથી પહેલાં મોગલ બાદશાહની તાબેદારીને કબુલ કરી તેમના પુત્ર ભગવાનદાસે શાહજાદા સલીમને પોતાના જમાઇ તરીકે ગ્રહણ કરી લીધો. ભગવાંનદાસના દત્તક પુત્ર માનસિંહે, બંગાળા, આસામ અને ઓઢીઆ આદિ પ્રદેશોમાં યુદ્ધ કરીને સારી નામના મેળવી. એ કેટલાક વખત સૂધી કાબુલના શાસનકર્તા તરીકે નિમાયો હતો. એના ભત્રિજા જયસિંહે (મિરઝારાજાએ) ઔરંગજેબના તામાતળે દક્ષિણના યુદ્ધમાં સારી દક્ષતા દર્શાવી હતી. એણેજ કપટનાથી શિવાજીને કેદ કર્યો હતો. એના સંબંધમાં એવું કહેવામાં આવે છે કેઃ—" ઔરંગજેબે ઈર્ષ્યાન્વિત થઇ ઝેર આપીને જયસિંહનું મરણ કર્યું હતું એ પછીનો ચોથો રાજા બીજો જયસિંહ 'સવાઇ' જયસિંહ નામે ઓળખાયો. એ ગણિત અને જ્યોતિષ શાસ્ત્રમાં ઘણોજ કુશળ હતો. એણે અનેક દેશોની ભિન્ન ભિન્ન ભાષાઓના ગણિતશાસ્ત્રોનો સંસ્કૃતમાં અનુવાદ કર્યો હતો.

સુરંગ અંગને અંકિત કર્યું છે. અહા! ઘણું જ મોહક અને કોમળ શરીર શૈશવ અને યુવાવસ્થાની સંધિને સૂચવનારા લાવણ્યને દર્શાવી સ્વયં પોતાની પ્રશંસા કરી રહ્યું છે. સૂક્ષ્મ, સુવાસિત, સ્વચ્છ અને ગુંથેલા કાળા કેશજાળથી મંડિત પ્રશસ્ત લલાટ મન્મથની રંગભૂમિ કાસાનો આભાસ કરાવી રહ્યું છે. બન્ને ભ્રૂલતાઓ સૂક્ષ્મ, ઘન, વિસ્તિરિત અને ઘોર કાળાશ ધારણ કરીને પંચશરના સંધાનનું ભાન કરાવી

---

એણેજ વારાણસી, મથુરાં, દિલ્હી ઉજ્જયિની અને પોતાના રાજ્યમાં એક એક માનમંદિરની સ્થાપના કરી હતી. અંબરમાંથી રાજધાની ઉઠાવીને તેણે પોતાનાં સ્થાપેલા નવા શહેરમાં સ્થાપી હતી. તેના નામાનુસાર નવા રાજ્ય તથા શહેરનું નામ જયપૂર તરીકે ઓળખાયું. ટૉડ સાહેબના રાજસ્થાનમાં જોવામાં આવે છે કે, વિદ્યાધર ભટ્ટાચાર્ય નામના એક બ્રાહ્મણના નકશાઅનુસાર હાલનું જયપૂર શહેર બનાવવામાં આવ્યું હતું. ત્યાર પછી ભરતપૂરના જાટ અને મરાઠાઓના ઉપદ્રવથી ત્યાંના રાજા દુર્બળ થઇ પડયા હતા. ઈ. સ. ૧૮૦૩ માં અંગ્રેજો સાથે ત્યાંના રાજાનો મિત્રાચારી કરવાનો ઉદ્દેશ મરાઠાઓના પરાક્રમને દબાવી દેવાનો હતો. પણ લૉર્ડ કૉર્નવૉલિસે એ મિત્રતાને તોડી નાંખી હતી. ઉદયપૂરની રાજકુમારી કૃષ્ણકુમારીના લગ્નોત્સવ નિમિત્તે જોધપૂરની સાથે જયપૂરનો વિષમ ઝઘડો પેદા થવાથી જયપૂર છેક બળહીન થઇ પડયું. પિંઢારાના નાયક અમીરઅલીએ રાજ્યને ધુળધાણી કરી નાખ્યું. ઇ. સ. ૧૮૧૮ માં ફરીવાર અંગ્રેજોની સાથે જયપૂરની મિત્રાચારી સ્થાપિત થઇ અને તે સાથે તેણે અમુક ઠરાવેલો કર આપવાનું નક્કી કર્યું. એજ સાલમાં કૃષ્ણકુમારીની સાથે લગ્ન કરવાની ઇચ્છા ધરાવનાર જગતસિંહનું મૃત્યુ થયું. ત્યાર પછી બે નાની ઉમ્મરના રાજાઓ અનુક્રમે ગાદીપર આવ્યા. ઇ. સ. ૧૮૩૫માં રામસિંહ જયપૂરના રાજ્યપદપર સ્થાપિત થયો. એણે શહેરની શોભાની ઉન્નતિને ઘણી

રહી હતી. શુકના સમાન સુંદર નાસિકા કેવો મનોહર ભાવ ધારણ કરી રહી! તેના સીપના કરતાં પણ સોહામણા, પાતળા કાનો કામદેવની તૂણીરની માફક મોહી લેતા હતા. રક્તવર્ણ, પાતળા અને સુકોમળ બિંબાધર ધીમે ધીમે ડોલી રહ્યા હતા અને તેમાંની મોતીની માળા જેવી મનોહર દંતપંક્તિમાં વિશદ હાસ્યની ધારા એવી રીતે નીકળી રહી હતી કે, જાણે ચાંદનીવાળી છટાને તે નિરસ્ત કરી રહી હો-

---

વધારી દીધી. સામંતસિંહનો સ્થાપેલો રામનિવાસ નામક ઉદ્યાન અને રાજમહાલય શહેરમાં ખાસ જોવા લાયક ગણાય છે. એનું શિલ્પકામ ખાસ ઉલ્લેખ કરવા યોગ્ય છે. ઇ. સ. ૧૮૮૦ ના ૧૮ મી સપ્ટેમ્બરમાં એણે દેહ ત્યાગ કરવાથી જગતસિંહના બીજા પુત્રના વંશજ કાયમસિંહે રાજકારભાર ગ્રહણ કરીને માધોસિંહ નામ ગ્રહણ કર્યું. ઇ. સ ૧૯૦૨ માં એણે હિન્દુમતે વિલાયતની મુસાફરી કરી હતી. હિન્દુસ્તાનના દુષ્કાળ નિવારણ ફંડમાં એણે વીસ લાખ રૂપીઆ દાન આપ્યું હતું.

જયપૂર શહેર ઇ. સ. ૧૭૨૮ માં બીજા જયસિંહ દ્વારા પ્રતિષ્ઠિત થયું. મોગલ બાદશાહે એને 'સવાઇ' ઉપાધિથી ભૂષિત કર્યો. 'સવાઇ' અર્થમાં ¼ અથવા ગૌરવમાં એ બીના રાજાઓ કરતાં ¼ ગણા વધે છે. શહેર ૭ સરખા ભાગમાં વહેંચાયલું છે. દરેક ભાગ ચોરસ છે. બન્ને બાજૂનાં રસ્તાપર આવેલાં મકાનો લાલ પત્થરનાં અને સરખી ઉંચાઇનાં છે શહેરથી દોઢ માઇલ દૂર પહાડમાં લાલતા' નામનું સૂર્યદેવનું મંદિર છે. અહીં એક પવિત્ર ઝરણું વિદ્યમાન છે. શહેરની ઉત્તર તથા પૂર્વમાં ૫ માઇલ દૂર પુરાતન રાજધાની અંબેર શહેર પર્વતના શિખર પર આવેલું છે. જયપૂરના રાજમહેલની અંદર એક મંદિરમાં વૃંદાવનના આદિ શ્યામસુંદર અને રાધાની મૂર્તિ વિરાજિત છે.

લેખક.

યની ! એવો ભાસ થઇ આવતો હતો. અને તે અમૃત ભરેલા ઓષ્ટ પુટોપર એવી અનિર્વચનીય છટા છવાઇ રહી હતી કે, જાણે અનેક ખંડો બનીને ચંદ્રમા તેના પર વિરાજમાન થઇને તેના ક્ષત સ્થાનમાંથી મીઠી સુધા ધારા-રેડી રહી હોયની ! કાન સુધી લંબાયલાં તીક્ષ્ણ અને અણીઆળાં નયનોએ સ્નિગ્ધ અથવા ચંચળ કટાક્ષોના હલવાની અદ્ભુત છટા ધારણ કરી હતી !

અહા ! આમ જૂઓ, દીર્ઘ અથચ માંસલ કંબુકંઠની અંદરથી ઉતરતી પાનની લાલિમા સ્વચ્છ કાચની અંદરથી ઉતરતી પદ્મમણિની પ્રતિ છબિના જેવી ભાસતી હતી. તે ગુલાબની પત્તીથી ગુલાબી ગોળ ગાલ પ્રફુલ્લ રક્તોત્પલની પેઠે હૃદયને મોહી લેતા હતા. આમ જૂઓ કમલની કલિકા તુલ્ય કુચકુંદ એક મૃણાલમાં બે કમળની પેઠે સંપુટ-બદ્ધ થઇને મન-ભૃંગ-ભમરને ફસાયલા હૃદયમાં પૂરી લેતા હતા. રક્ત અંબરમાંથી નીલરંગની કસેલી ચોળીની છબિ અને તેમાંના સુકુમાર પીનપયોધરો ત્રિવેણીના સમાન ઝળકતાં તથા કાળજાંને કાઢી લેતાં હતાં. ત્રિવલીની સુષમા અને નાભિની નિરુપમા નિરખતાંજ મોહની ભાવના હૃદયમાં પૂર્ણપણે ઉછળી આવતી હતી. મૃણાલ સમાન કોમળ બાહુઓ બનાવતી વેળાએ ચિત્રકારે શિરિષના કુસુમની કોમળતાપર વિશેષ ધ્યાન આપ્યું હોય, એવો ભાસ થયા વિના રહેતો નહોતો.

વિનોદિની મંદારિકાના અંગપર લાલ રંગની બનારસી સાડી ત્રિભંગ છબિ પેઠે લપેટાયલી અને અર્ધા મસ્તક પરથી સરકેલી હતી. ખભાપર ફરી વળીને બન્ને બાહુઓની વચ્ચેથી ચાલ્યો જતો અંચલનો છેડો ભૂમિપર લટકી રહ્યો હતો. બાંધેલી વેણી સર્પિણીની પેઠે પીઠપર ઝૂલી રહી હતી.

નાકમાં સુંદર હીરા જડિત નાની ચૂંક, કાનમાં સુવર્ણની વાળી, ઝાંપ, ગળામાં કંઠી, માળા, હાર, બાહુમાં બાજૂબંધ, હાથમાં નાની

સુંદર ચૂડી, કંકણ, આંગળીઓમાં મનોહર વીંટી વગેરે સર્વે મળીને વિચિત્ર શોભાનો વિસ્તાર કરી રહ્યાં હતાં! સારાંશ કે, તે ચિત્રમાં મંદારિકાના રૂપનો અવધિજ થયો હતો!

મંદારિકાએ ચિત્રમાં બીજું એ જોયું કે, જાણે એક તરફ બંસીલાલ ગાલપર હાથ રાખીને વિચારમગ્ન મુદ્રાથી બેસીને નિમેષશૂન્ય નયનોથી તે મોહિની છબિને જોઇ રહ્યો છે, એ જોઇને મંદારિકાની આંખમાં આંસૂ ઉભરાઇ આવ્યાં. તેણે ધીમેથી એક ઉંડો નિઃશ્વાસ મૂકીને ચિત્રને હાથમાં લઇ લીધું. આ પ્રમાણે તેણે અનેક ચિત્રો જોયાં. જે જે ચિત્ર તેણે જોયાં તેમાં ભિન્ન ભિન્ન પ્રકારની વિચિત્ર છટા તેને દેખાવા લાગી. વળી એ પણ તેણે જોયું કે, બંસીલાલની આશાતુર પ્રતિમા પ્રત્યેક ચિત્રમાં અંકાયલી છે. આવો ભાવ અને બંસીલાલનો એવો અગાધ પ્રેમ જોઇને મંદારિકા અવાક્ થઇ ગઈ. આખરે તેણે બીજું ચિત્ર ઉપાડી વિચારપૂર્વક જોવા માંડયું.

એક લતાથી વિંટળાયલા મનોહર ઉદ્યાનમાં આવેલા સરોવરના સોપાનપર મંદારિકા ભીનાં વસ્ત્રો પહેરી ઉભી ઉભી બંસીલાલના તરફ હસીને હાથ લંબાવી રહી હતી, અને બંસીલાલ ઝૂકીને તેના હાથમાં ફૂલોનો ગુચ્છો આપી રહ્યો હતો. ઉપરથી જે વરસાદ વરસી રહ્યો હતો તેનાથી તેઓ બન્ને ભીંજાઇ રહ્યાં હતાં. મંદારિકાની બન્ને ઘનકૃષ્ણ અલકાવલિ તથા અંબોડા પરથી વરસાદનું પાણી વહી જતું હતું. તેની અણીઆળી આંખો ક્રીડાશીલ ખંજનની પેઠે ચંચળ થઇ રહી હતી. વસનનો એક છેડો છૂટીને કક્ષની નીચે બન્ને બાહુઓની વચ્ચે થઇને ભૂમિપર લટકી રહ્યો હતો. પીઠનું વસ્ત્ર સરી ગયું હતું તથા હૃદયનું વસ્ત્ર તણાઇને સુકુમાર પયોધરોની શોભાને શૈવાલથી ઢંકાયલા કમળની છટાની પેઠે દર્શાવી રહ્યાં હતાં. પૂર્વ તરફનો પવન કે જે તેના વસનની સાથે કુતૂહલ કરી રહ્યો હતો, એથી વસનના હલવાનો તથા રોમાંચ થવાનો આભાસ સ્પષ્ટ થઇ આવતો હતો. સાડી ભીંજાઇને

શરીર સાથે લપેટાઈ ગઇ હતી: એથી લાવણ્ય રાશિ ખીલી ઉઠ્યો હતો–તેમાંથી બહાર નીકળી રહ્યો હતો.

કોઇ ચિત્રમાં મંદારિકા પ્રેમથી કોપિત થઇને પાછી હઠી રહી હતી અને બંસીલાલ અનુનય કરતો કરતો આગળ વધીને તેના ચરણુ પકડવા ચાહતો હતો. અહા કેવી મનોહર છબિ હતી?

કોઇ ચિત્રમાં મોહવશ મંદારિકા મૂર્ચ્છિત થઇને નીચે પડીજવા ચાહતી હતી, પણુ બંસીલાલ દોડીને વચ્ચમાં જ તેને પોતાના હૃદય સાથે લગાડવાનો ઉપક્રમ કરતો હતો.

આ પ્રકારનાં સોળેક ચિત્રોને જોતી જોતી મંદારિકા ગભરાઈ ગઈ તથા થોડીવાર સુધી તે ચિત્રોને આમતેમ ફેરવતી લજ્જા અને પ્રેમને વશીભૂત થઇ કશું પણુ બોલી શકી નહિ. અંતે બંસીલાલે હસીને કહ્યું:—

"કેમ! પ્યારી હવે તો તારૂં ઘર ચિત્રોથી ભરાઇ જશે ને! જોજે હવે મને મ્હેણાં ન મારતી."

મંદારિકાએ હસીને તેની વાતનો કશો પણુ ઉત્તર ન આપતાં તેને ઉડાવી દઇને બીજો પ્રસંગ ઉપસ્થિત કરી કહ્યું:—

"આમ જૂઓ અરુણાએ તમને કાંઈક આપ્યું છે, એમાં કાંઇક વસ્તુ છે, માટે સાવચેતીથી ઉઘાડજો."

આમ કહીને મંદારિકાએ બંસીલાલના હાથમાં કાગળનું એક બંડલ આપી દીધું. બંસીલાલ તે હાથમાં લઇને બોલ્યો:–

"અરુણાએ મને આપ્યું છે?"

આમ કહીને બંસીલાલ તેને એકદમ ખોલવા લાગ્યો, એ જોઇને મંદારિકાએ તેને અટકાવીને કહ્યું:—"વાહ! આ શું કરો છો? કદાચ એમાં મારાથી છુપાવવા જેવી કોઇ વસ્તુ હશે તો? એટલા માટે હમણાં એને ન ખોલો, હું જ્યારે જાઉં, ત્યારે ખોલી જોજો." આમ કહી તે હસવા માંડી.

બંસીલાલે કહ્યું:—"છુપાવવા જેવી વસ્તુ ? અને તે પણ તારાથી ?

"નથી સંસારમાં એવું રહે જે ગુપ્ત તારાથી;
થયું ખુલ્લું હૃદય મારૂં પછી શું ગુપ્ત તારાથી;
જીવનનો સાર તું છે ને જિગર આ છે થયું તારૂં!
નથી જૂદું રહ્યું હૈયું હવે તારૂં અને મારૂં;
થઇ ગ્રન્થિ પ્રણયની જ્યાં, પછી છૂપું રહ્યું શું છે ?
દીધું છે દાન પ્રીતેથી, પછી છૂપું રહ્યું શું છે !"

પ્રિયા ! જો તારા મનમાં એવો સંદેહ જ છે, તો હું હમણાં જ તને બતાવું છું."

આમ કહીને બંસીલાલે તેને ખોલીને જોયું કે, કેવળ તેમાં કેટલાંક ચિત્રો એકત્ર કરેલાં હોઈ ને તેની સાથે એક પત્રને પણ ખૂબીથી રાખવામાં આવ્યો છે. ચિત્ર જોઇને બંસીલાલનું ચિત્ત ચંચળ થઈ ગયું અને તેણે મંદારિકાના તરફ અનુરાગભર્યો કટાક્ષપાત કર્યો. અહા એમાં પણ મંદારિકાની ચપળતાનો કેવો સુંદર સાક્ષાત્કાર થતો હતો. મંદારિકાએ ઉઠતાં ઉઠતાં કહ્યું:—

"વાહ વાહ ! તમે તો મને વ્યર્થ છેડી રહ્યા છો. લ્યો, ત્યારે હવે હું રજા લઉં છું."

"એમ કદાપિ બની શકતું હશે કે, પ્યારી ?"

આમ કહીને બંસીલાલે તેનો હાથ પકડી તેને ફરીવાર બેસાડી. અને તેણે ચિત્રોને ઘણા જ ધ્યાનથી જોવામાં મન લગાડયું, કે જે મંદારિકાએ તેને આપ્યાં હતાં. એ ચિત્રો મંદારિકાના પોતાના કોમળ કર દ્વારા ચિતરવામાં આવ્યાં હતાં. કોમળાંગી, કોમળતા, કામિનીના કોમળ ભાવ તથા કોમળ આંગળીઓથી જેટલું કોમળ ચિત્ર કોમળતાનો આભાસ કરાવી શકે, એનાથી પણ વિશેષ એની કોમળતા દેખાઇ આવતી હતી. બંસીલાલ એને જોવા લાગ્યો.

જૂઓ—જ્યોત્સ્નામયી રજનીમાં દૂધના ફીણ જેવી સુંદર અને સુકોમળ શય્યા પર બંસીલાલ સુખપૂર્વક શયન કરી રહ્યો છે, ચંદ્રમાની વિમળ ચાંદની તેના પ્રત્યેક અંગને ધવલ કરી રહી છે અને મંદારિકા હસતી હસતી તેના ચરણોને પોતાની ગોદમાં રાખીને ધીમે ધીમે મર્દન કરી રહી છે. ચિત્ર જોતાં જોતાં બંસીલાલનું શરીર રોમાંચિત થઇ આવ્યું. તે બોલી ઉઠયો:—"અહા! શી મનોરમ્ય સુંદરતા! વિધુમુખી મંદારિકા! તારી કેવી મોહિની સૌન્દર્ય છટા! તારૂં ચિત્ર જોઇને મને એક કવિના કથેલાં વચનોનું યથાર્થ સ્મરણ થઇ આવે છે:

"કાન્તિ તારા મુખની શશિમાં, અંગ સ્યામલતામાં;
દૃષ્ટિ બ્હીતી હરિણી નયને, કેશ બર્હિકળામાં;
× × × × ×
મદમંથર ચાલ હંસિમાં, મૃદુ મીઠા સ્વર કોકિલા વિષે;
હરિણી મહિં લોલ દૃષ્ટિને, ઝુલતી વેલી વિષે વિલાસને;
થઇ ઉત્સુક સ્વર્ગમાં જતાં, મુજ અર્થે ગુણ આમ તેં ધર્યો;
વિરહે ભર્યું દુઃખ ભારથી, મન, ધારી શકશે, નતે, પ્રિયા.
× × × × ×
તા'રા નેત્ર સમાન કાન્તિમય જે, તે પદ્મ ડૂબ્યું જળે;
ઢંકાયો શશિ તાહરા મુખ સમો, વર્ષા તણાં વાદળે;
જે ચાલે તુજ ચાલ, તે જગથકી સહુ રાજહંસો ગયા;
તું સાદૃસ્ય વિનોદ માત્ર પણ તે, દૈવે ન વેઠાય હા—"

પ્રિયા! જ્યારે તું મારાથી વિખૂટી થાય છે, ત્યારે મારી પણ આવીજ વિચિત્ર દશા થાય છે."

આમ કહીને તેણે પોતાની પરમ પ્રિયતમા—પ્રાણેશ્વરી મંદારિકાના તરફ સ્નેહ સહિત દૃષ્ટિપાત કર્યો જેથી મંદારિકા સંકુચિત થઇ ગઇ, અને એકીટસે બંસીલાલના ચિત્ર તરફ જોતી. જમણા પગના અંગુઠા

વડે જમીનને કોતરવા લાગી. એકવાર તેણે બંસીલાલના સ્હામું જોઇને તરતજ પોતાના મુખને નીચુ નમાવી લીધું.

બંસીલાલ બીજું ચિત્ર જોવા લાગ્યો.

અહા–કેવું સુંદરતામય ચિત્ર હતું! પ્રખર રવિકરના તાપથી શરીર સંતપ્ત થઇ રહ્યું હતું, રોમરોમમાંથી પ્રસ્વેદના બિંદુઓ બહાર નીકળી રહ્યાં હતાં, અને ઉષ્ણ વાયુ અંગને અકળાવી રહ્યો હતો; તથાપિ બંસીલાલ સઘન તરુની છાયા તળે બેસીને મહાકવિ કાલિદાસ કૃત મહાકાવ્ય મેઘદૂતને મનન પૂર્વક વાંચી રહ્યો હતો મંદારિકા તેની નિકટમાં બેસી વાયુ ઢોળી રહી હતી, તથા એકાગ્રતાથી કવિ કુલગુરુની શૃંગારિક અને રસિક કવિતાને શ્રવણ કરી રહી હતી એકતો અત્યંત રસમય કાવ્ય, અને બીજું રસિકવર મનમોહન સુલલિત સ્વરથી કાવ્યનું શ્રવણ કરાવનાર, એથી ક્યા શૃંગારપ્રિય માનવીના મનમાં મોહનો સંચાર થયા વિના રહે વારૂ? મેઘદૂતના વિરહી યક્ષનો પ્રત્યેક શબ્દ મંદારિકાના હૃદયમાં અનુપમ ભાવનાને ઉત્પન્ન કરી રહ્યો હતો અને તે પૂર્ણ એકધ્યાનથી પ્રિયકરના મુખથી તેનું શ્રવણ અને મનન ઉભય એકી સાથે કરી રહી હતી. અહા! એ સમયનું તેનું ધ્યાનમગ્ન શરીર કેવું સોહામણું સ્વરૂપ ધારણ કરી રહ્યું હતું! એ ચિત્રમાં મંદારિકાની મદિલી આંખો એવા ભાવથી ચિતરાલી હતી કે, જેને જોવાથી એમજ જણાઇ આવતું હતું કે, જાણેતે ક્યારેક બંસીલાલના તરફ તથા ક્યારેક 'મેઘદૂત' ના તરફ જોઇ રહી હતી. એ જોતાની સાથેજ બંસીલાલની સર્વ ઇન્દ્રિયો અવસન્ન થઈ ગઈ. પછી તેણે ત્રીજું ચિત્ર ઉપાડીને જોવા માંડયું.

અહા–બંસાસાલાલની ગોદમાં પોતાનું મસ્તક રાખી મંદારિકા હસતી હસતી કાંઇક કહી રહી હતી અને બંસીલાલ તેના કેશ કલાપને ઝુલાવતો ધ્યાનપૂર્વક તેની વાતને સાંભળી રહ્યો હતો. મંદારિકાનો એક હાથ બંસીલાલની ગર્દનપર અને તેનો એક હાથ તેના ગાલપર શોભી રહ્યો હતો. મધુરી માશૂકની આવી મોહની છબી જોઇને બંસીલાલ

બેભાન થઇ ગયો. તેના શરીરમાં પ્રિયતમાને ભેટી પડવાનો રોમાંચ થઇ આવ્યો.

ત્યાર પછી ચકિતની પેઠે ચોથું ચિત્ર ઉપાડીને તેણે જોવાની શરૂઆત કરી.

એ ચિત્રમાં બંસીલાલના હાથમાં એક નીલ કમલ હતું, તેને મંદારિકા ઘણીજ દીનતાની સાથે સ્નેહના સ્મરણ રૂપે માગી રહી હતી, પણ બંસીલાલ તરત તે તેને આપતો નહોતો, પણ લલચાવી રહ્યો હતો, જાણે જેમ જેમ તે પાછો હઠતો જતો હતો, તેમ તેમ મંદારિકા પુષ્પને માટે આગળ વધતી જતી હતી. અહા ! કેવો આશ્ચર્યજનક ભાવ હતો !

આ પ્રમાણે અનેક ચિત્રો બંસીલાલે જોયાં, જોતાં જોતાં તે ચકિત થઇ ગયો અને કહેવા લાગ્યોઃ—"પ્રિયે ! અહા ! આજથી મેં તારી પાસે હાર કબૂલીને તને આ ચિત્ર વિદ્યામાં મારી ગુરુ બનાવી છે ! શું તું ચિત્રલેખાની પ્રતિમૂર્ત્તિ તો નથીને ! ધન્ય છે તારા ભાવને અને તારી ચિત્રકળાને ! અહા ! શું તારા આ અનુરાગનો આરો આવી શકે તેમ છે ?" આ સાંભળીને મંદારિકા સહજ શરમાઇ ગઈ અને ધીમે ધીમે હસવા લાગી, પણ કાંઈ બોલી નહિ. બંસીલાલે અવકાશ મેળવીને પત્ર ઉઠાવ્યો અને વાંચવાની શરૂઆત કરી, એવામાં મંદારિકા ઉઠીને બોલીઃ—

"લ્યો હવે હું રજા લઇશ, તમે મને બહુ સતાવો છો, માટે હું નહિ બેસું. વખત પણ ઘણો વીતી ગયો છે."

આમ કહીને મંદારિકા વીજળી વેગે અદસ્ય થઈ ગઇ. બંસીલાલે ગભરાટથી તેને બોલાવીઃ—"અરે આ શું ! તારાં ચિત્રો તો લેતી જા, મંદારિકા !"

બંસીલાલે બોલાવી, પણ મંદારિકા પાછી ન ફરી. ત્યારે તેણે ધાર્યું કે, તે શરમાઇને ચાલી ગઇ છે.

## એકોનવિંશ પરિચ્છેદ

### મહારાણીની મિજલસ

ઈસ ગુલિસ્તાન—એ—જહાંમેં ક્યા ગુલ—એ ઇશરત નહીં;
સૈરકે કાબિલ હૈ યહ પર સૈરકી ફુરસત નહીં;
.ખ્વાહ ગર્દિશ હૈ .જમીંકો .ખ્વાહ ફિરતા હૈ ફલક;
પર હમેં .જેર—એ ફલક સર મંજિલ—એ રાહત નહીં;
મુઁહમેં ગર પાની ચુઆવે યાર અપને હાથસે;
મર્ગકી નલ.ખીસે શીરીં તર કોઈ શર્બત નહીં:
દિલ વહ ક્યાં જિસકો નહીં તેરી તમન્નાયે વિસાલ;
ચશ્મ ક્યા જિસકો તેરી દીદકી હસરત નહીં;
કહતે હૈં મર જાયઁ .ગમકે હાથસે,
પર તેરે ગમસે હમેં મરનેકી ભી ફુરસત નહીં:

જૌક.

હવે અમો અમારા વાંચકોને એકવાર રામનગરની રાજરાણી સાવિત્રી દેવીના પરમરમણીય ઉદ્યાનમાં અમારી સાથે આવવાનો અનુરોધ કરીશું; તો તે અનુચિત તો નહિજ ગણાય. કારણ કે, તેની સાથે આપણી આ વિસ્તૃત વાર્ત્તાનો વિશેષ સંબંધ હોવાથી તેની સંભાળ લેવી પણ ખાસ અગત્યની છે. અસ્તુ.

ગ્રીષ્મ ઋતુ હતી, મહારાણીના ઉદ્યાનમાં આવેલા નાજુક પણ મનોહર સરોવરમાં વાયુના તરંગો ઉછાળા મારી રહ્યા હતા, તથા એક તરંગ પર બીજો તરંગ અથડાઇને સરોવરના વક્ષ પર મધુર નૃત્ય કરી રહ્યો હતો, તે નાચી નાચીને પાછા સરોવરની સપાટીમાં વિલીન થઇ જતા હતા. સરોવરની સપાટીપર વિહાર કરવા યોગ્ય મહારાણી સાવિત્રીએ નિર્માણ કરેલી નાની હોડીઓ રાજહંસની પેઠે તરી રહી

હતી. એમાંની એક હોડીમાં બેઠેલી એક સુંદર સોળ વર્ષની સુંદરી સુકોમળ સ્વરથી ગાયન ગાઇ રહી હતી

" પુષ્પ પરાગ સુગંધિત શીતલ, અતિ મંદ વિચરે વાયુ—હા—
નિખિલ તરુતળ પક્ષી ઉડંતાં, શબ્દ કરે અતિ મંજુ—હા.
નિબિડ કુંજમુખી મયૂર–મયૂરી, થેઇ થેઇ કરી નૃત્ય કરે.—હા.
હરિણ હરતાં ફરતાં શશાંક ખેલતો, ગિરિવર ડોલતા–
પિયુવીણુ પ્રેમદા ઘેલી રુદન કરે હૃદયે,—હા.
પરવશ થઈ પડી પિંજરમાં, પંખિણી ઉત્પાત કરે.—હા.
ચાતકહીન બની ચાતકી આવી પડી અંધાર વિશે;
પિયુસમ પ્રકાશવીણ હૈયુ થયું સ્મશાન સમું—હા. "

ઉપર્યુક્ત ગાયન ગાનાર યુવતીનું વય પ્રાયઃ પંદર સત્તર વર્ષનું હતું. દેહ–લતામાં નવીન યૌવન કુસુમનો સંચાર થયો હતો, શરીરપર કમનીય કાન્તિ ઝળકી રહી હતી. અવયવો નાજુક હતા. જે બંધારણથી સ્ત્રીઓ સુલક્ષણા કહેવાય છે, તેવાંજ લક્ષણો આ યુવતીના બંધારણમાં પણ જણાઇ આવતાં હતાં. હાલની શૌકિન–વિલાસિનીઓ વિદેશી અનુકરણથી કૃત્રિમ રંગથી હોઠ અને ગાલને સુરંજિત કરી લોકોની પાસે સુંદરી તરીકે પરિચિત થાય છે, પણ આ નવીના નાયિકાને તેવો રંગ ચઢાવવાની આવશ્યકતા નહોતી. સ્વયંપ્રકૃતિ દેવી એજ તેના સુકોમળ ગાલને અપૂર્વ શોભન રંજનથી સુરંજિત કરી રાખ્યા હતા. ખરી રીતે તેના બન્ને ગાલો લાલ, ગુલાબી આભાથી રંગાયલા હતા. મુખપર હાસ્યમિશ્રિત વિષાદની રેખા છવાયલી જોવામાં આવતી હતી. બન્ને આંખો સ્નેહથી ભરેલી હોઇને નીલકમળનો આભાસ કરાવી રહી હતી.

જ્યારે યુવતી સરોવરમાં નૌકા વિહાર કરી રહી હતી, ત્યારે સંધ્યા સમય વીતી ગયો હતો, આકાશમાં નક્ષત્ર મંડળી એક પછી એક ઉદિત થઇને વસુંધરાને પ્રકાશમયી કરી રહી હતી, ચંદ્રદેવનો ઉદય

થવામાં હવે વિશેષ વિલંબ રહ્યો નહોતો, એવામાં એક સુંદર પુરુષ શુભ વેશ ધારણ કરી ફરતો ફરતો એ સરોવરના કિનારા પર આવી ચઢ્યો. તે એ યુવતીનું પૂર્વોક્ત ગાયન સાંભળીને મુગ્ધ થયો. તેને તેનો સ્વર પરિચિત લાગ્યો, તે સાથે તેના આશય પણ તેના જાણવામાં આવી ગયો. યુવક અન્ય કોઇ નહિ, કૃષ્ણપૂરનો હતભાગિ રાજાધિરાજ મહેન્દ્રકુમાર કે જે ઘણા સમય થયાં રાણી સાવિત્રીની કપટકળાથી તેના ઉદ્યાનમાં આવી સપડાયો હતો, તે જ હતો. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે;—"આ શું! જે સ્વર્ગીય સુંદરીને માટે મેં મારૂં રાજ્ય વૈભવ આદિ સર્વ ગુમાવ્યું છે, હું રસ્તાનો રઝળતો ભીખારી બની ગયો છું, એ મદનરંજની અહીં ક્યાંથી? શું સાવિત્રી તેને કોઇ પણ કૌશલ્યથી અહીં લઈ આવી હશે? અથવા મારી ભ્રમણા છે કે, હું એ સુંદરીને મદનરંજની તરીકે ઓળખાવી રહ્યો છું, ગમે તેમ હો, પણ મારે હમણાં જ તેની પાસે જઇને, તેનો પરિચય મેળવવો જોઇશે."

આ પ્રમાણે વિચાર કરી, તે તે સરોવરની બીજી એક નાની હોડીપર બેસવાની તૈયારી કરવા લાગ્યો, એવામાં સાવિત્રીની ચપળ દાસી સુશીલા ત્યાં આવી ચઢી. તેણે જોયું કે, હવે ક્ષણ વારમાં જ અત્યાર સુધી મહારાણીએ જે વાતને છૂપાવી રાખવાનો પ્રયત્ન કર્યો છે, તેનો ભેદ ફૂટી જશે અને મહેન્દ્રકુમાર, આ અબળાને ઓળખી જશે, તો બધી બાજી બગડી જશે. આવો વિચાર કરી ચાલાક સુશીલાએ તરત જ એક ત્રીજી નાની હોડીપર આરોહણ કરી સપાટાબંધ તે સ્ત્રીની હોડી તરફ હંકારી મૂકી અને તે સાથે ત્હેને કુમાર મહેન્દ્રના ભ્રમનું નિરસન કરી તેના મનમાંથી એ યુવતી મદનરંજની જ છે, એવી ધારણા દૂર કરવાના ઇરાદાથી મોટેથી બુમ મારી કહ્યું:—"પ્યારી! ઓ પ્યારી! અત્યાર સુધી અહીં શું કરે છે? જોતી નથી કે મિજલસનો વખત થઇ જવા આવ્યો છે, છતાં તું આમ રખડયા જ કરે છે. ચાલ, જલ્દી ચાલ, મહારાણી તારી વાટ જોતાં જ બેઠાં છે."

આમ કહીને તેણે થોડીવારમાં જ તે યુવતીને તેની હોડી સહિત બીજા કિનારાપર પહોંચાડી દીધી અને ત્યાર પછી તે તેને લઇને તરત જ મહાલયના બીજા એક દ્વારમાંથી એ યુવતી માટે નિર્માણ કરેલા ઓરડામાં લઈ ગઈ. આ બધાં કામોને પલવારમાં પતાવીને તેણે તરત જ મહારાણી સાવિત્રી પાસે જઇને આ સંવાદ પહોંચાડી દીધા.

કૃષ્ણપૂરાધિપતિ મહેન્દ્રકુમાર આ સર્વ વ્યાપાર જોઇને આશ્ચર્ય ચકિત થયો. તેના મનમાં તરેહ તરેહના વિચારો આવવા લાગ્યા. તે વિચારવા લાગ્યો કેઃ—"ત્યારે શું મારી ધારણા તદ્દન ભૂલ ભરેલી જ હતી! એ યુવતી મારી જીવનેશ્વરી મદનરંજની નહોતી? શું પ્યારી જ એ ગાયન ગાઇ રહી હતી! ના—ના પ્યારીના સ્વરમાં અને એ યુવતીના સ્વરમાં તો ઘણો તફાવત હોય એમ જણાતું હતું. ત્યારે શું હું કેવળ જૂઠા સ્વપ્નમાં જ હતો? કશું પણ સમજી શકાતું નથી! આ સાવિત્રી મહા ચપળ સ્ત્રી છે. એના દરેક દરેક કામમાં કાંઇક રહસ્ય સમાયલું છે. એના કરતાં પણ એની દાસીઓ વધારે ચાલાક છે. તે દિવસે તેણે જે સાધુને કેદ કર્યોછે; એ સાધુ પણ* મારો પરિચિત હોય એમ જણાય છે. એને શા માટે કેદ કરવામાં આવ્યો હશે?

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તે, તે સરોવરના કિનારા પર જ બેસી ગયો. ઘણીવાર સુધી ચિંતા કર્યા પછી તે આત્મગત કહેવા લાગ્યોઃ—"પણ હવે મારે આ મહારાણીના સ્વતંત્ર બંદીખાનામાં ક્યાં સૂધી સપડાઇ રહેવું? શું હું ક્ષત્રિય પુત્ર નથી? નાદાન બાળક છું, કાપુરુષ છું કે, એક ચોરની માફક એક સાધારણ સ્ત્રીની સોડયમાં છૂપાઇ રહું? મારા રાજ્યને દગાબાજીથી છીનવી લેનારને હું કશી પણ સજા ન કરતાં બીજાના અન્નના ટુકડાથી મારૂં પેટ ભરૂં? ધિક્કાર છે મને અને મારી જનેતાને। હાય! મારી માતા તથા ભગિનીની અ-

---

* જૂઓ, તૃતીય ખણ્ડનો પ્રથમ પરિચ્છેદ. (સાધુના વેશમાં કેદ થયેલો ભૂપકિશોર ચંદ્રકળા.)

ત્યારે શી દશા થતી હશે? શયતાન સોમદત્તે તેમના પર શા શા સંસ્કારો કર્યા હશે? ગમે તેમ હો, પણ હવે મારે એક ક્ષણ પણ અહીં રહેવું ઉચિત નથી."

"પણ હાય! જે મદનરંજનને માટે મેં મારી જિન્દગી બરબાદ કરી છે, તે તો અત્યારે અહીં આ બગીચામાં આવી ફસાઇ છે. ગમે તેમ હો, પણ થોડીવાર પહેલાં મેં જે યુવતીને જોઇ હતી, તે અન્ય કોઇ નાહ, પણ મારી મનોહારિણી મદનરંજની જ છે. હવે એ દિલારામને હું શી રીતે મેળવું? આ કપટકળાથી ભરેલા ભવનમાંથી શી રીતે છૂટો થાઉં? અહીંથી મારાથી એક ડગલું પણ ન ભરાય, એવી આ મહારાણીએ વ્યવસ્થા કરી રાખી છે, ત્યારે શું મારે એક અબળાના પગ ચાટતાં જ બેસી રહેવું. ના—ના. કદાપિ નહિ.

"બંધન મહીં બંધાઇને રહેવા વિશે નહિ આબરૂ;
નિજ રાજ્યને ત્યાગી દઇ, બેસી રહું, નહિ આબરૂ;
શક્તિ થકી ભુજા ભરી, હૈયે ભરી બહુ હામ છે;
ભુજ માનના ક્ષણનારને હણવો હવે એ કામ છે;
ધારી લઉં હું આજથી, મમ રાજ્યને કબ્જે કરૂં;
ત્યાગી દઈ આ સ્થાનને ભીતિ બધી ઉરની હરૂં."

આવો દઢ સંકલ્પ કરી મહેન્દ્ર કુમાર આખા ઉદ્યાનમાં ફરવા લાગ્યો અને બહાર નીકળવાનું યોગ્ય સ્થાન શોધવા લાગ્યો, પણ તેને તેવું કોઇ પણ સ્થાન દેખાયું નહિ. ઉદ્યાનની ચારે બાજૂએ, પત્થરનો એક મોટો કિલ્લો હતો, એ તો અમો પ્રથમ જ જણાવી ચૂક્યા છીએ, એટલે વાંચક બંધુઓથી સહજમાં જ સમજી શકાય તેમ છે કે; એ કિલ્લામાંથી પક્ષી પણ સહજમાં બહાર નીકળી શકે કે અંદર દાખલ થઈ શકે તેમ નહોતું, તો પછી મહેન્દ્રકુમારથી શી રીતે બહાર નીકળી શકાય?

છેવટે તે નિરુપાય થઇને પોતાના ઓરડા તરફ પાછો ફર્યો, એ-

વામાં એક આમ્રવૃક્ષ સાથે એક વેલી દૃઢતાથી વિંટળાયલી તેની નજરે પડી. એ જોઇને તે પોતાના મનમાં જ વિચારવા લાગ્યો:—" અહા! વિશ્વકર્ત્તાની સૃષ્ટિમાં પ્રેમનું પ્રાબલ્ય સર્વત્ર વ્યાપેલું જોવામાં આવે છે. આ વૃક્ષ અને વેલી જેવા વિચારશક્તિહીન પદાર્થોમાં પણ જ્યારે આવો પ્રબલ પ્રેમ છે, ત્યારે મનુષ્યના હૃદયમાં તો તેનાથી પણ વિશેષ પ્રેમ હોવો જ જોઇએ. જગતમાં પ્રેમ એક દુર્લભ પદાર્થ છે. કોઇ પણ વસ્તુની સાથે એ પ્રણયની તુલના જ કરી શકાય તેમ નથી, એથી ઘણાના મત મૂજબ પ્રણય ઉપમારહિત ગણાય છે. દયા, માયા, સ્નેહ અને લોભ આદિ જેટલી માનસિક વૃત્તિ કહો, તે સર્વ વૃત્તિઓનો સમય નિરુપણ કરી શકાય છે, પણ પ્રણય–પદાર્થ ક્યા સમયે કેવા પ્રકારે માનવના હૃદયમાં સંચારિત થાય છે, તેનું નિરુપણ કરવું સર્વથા અસાધ્ય છે. દરેક જાતની વૃત્તિઓ મનુષ્યની ઇચ્છાને આધીન રહે છે, પણ પ્રણય તેનાથી વિપરીત જ રહે છે. પ્રણયમાં અભિલાષ છે કે નહિ, એવું પ્રતિજ્ઞાપૂર્વક કોઈ પણ વ્યક્તિ કહી શકતી નથી. વિરાગી કે સંન્યાસી કોઇ પણ રીતે એ પ્રણય–તરુનું છેદન કરવાને સમર્થ નથી, તો પછી મારામાંતો એવી શક્તિ જ ક્યાંથી હોય ? પ્રેમને માટે સંન્યાસી થવાનાં અનેક ઉદાહરણો મળી શકે છે, પણ પ્રેમનો ત્યાગ કરે એવા સંન્યાસીઓ તો અતિ વિરલ જ જોવામાં આવે છે. પ્રેમ કરવાથી જ જેવી રીતે પ્રેમ કરી શકાતો નથી, તેવી જ રીતે પ્રેમના આવેગને અટકાવવાની પણ કોઇનામાં શકિત નથી, સંસાર–વિરાગી સંન્યાસી સંસારની માયાનો ત્યાગ કરી શકે છે, ચેષ્ટા કરવાથી બીજી બધી મનોવૃત્તિઓને દબાવી શકે છે, સંકોચી શકે છે, પણ હૃદયમાં એકવાર પ્રણયનું બીજ અંકુરિત થયા પછી, તેનું ઉન્મૂલન કરવાનું તેમને માટે પણ ઘણું મુશ્કેલ થઇ પડે છે.

" કૈલાસનાથ સદાશિવ ભગવતી ગિરિજાના પ્રણયની આકાંક્ષાથી સંન્યાસી થયા હતા, વ્રજનાથ શ્રીકૃષ્ણે શ્રીમતી રાધિકાના પ્રણયથી

મંજુ-કુંજમાં યોગિવેશ ધારણ કર્યો હતો; પરંતુ વિચ્છેદની કામનાથી ઘણે ભાગે કોઇ પણ સંન્યાસી થઇ શકતું નથી. માટે પ્રેમ એક અતિ દુર્લભ પદાર્થ છે."

"આ સર્વ વિચારો આવતાં મારૂં મન અહીંથી ડગવા માગતું નથી. મારી મનોહારિણી મદનરંજનીને છોડીને તે બીજે ક્યાંય પણ જવા માગતું નથી. પ્રેમના સુખ પાસે, મારી નજરમાં ત્રિભુવનના રાજ્યનું સુખ પણ તુચ્છ ભાસે છે. રાજ્ય અસ્થાયી છે, પ્રેમ સ્થાયી છે. પણ ત્યારે સાવિત્રી મદનરંજનીના જેવી જ સુંદર હોવા છતાં, રાજરાણી હોવા છતાં, તેના તરફ મારો પ્રેમ ન ઉપજતાં મદનરંજની પ્રતિ જ કેમ આકર્ષાય છે? પ્રેમની ખૂબી જ ન્યારી છે. કવિજનો કહે છે કે:—

અગર જો પ્રેમ છે કાચો, ન રાચો પ્રેમથી યારો;
ન પૂછો પ્રેમની વાતો, મળે ના પ્રેમ વેચાતો;
પૂછો જઇ પ્રેમ બાઝારે, મળે નહિ પ્રેમ વેચાતો;
ન ગાંધીની દુકાને ને, ન બીજાની દુકાને તો;
મળે જો પ્રેમ વેચાતો, કરો શી પ્રેમની કિંમત;
ન લાયક પ્રેમ એ લે છે, મળે જે પ્રેમ વેચાતો;
ન જાણે પ્રેમની કિંમત, ન જાણે પ્રેમ એ શું છે?
લહે શી પ્રેમની લહેજત, પછી તે પ્રેમ ક્યાં પીતો;
પીએ છે પ્રેમનો પ્યાલો, ઇશ્કમાં જે ડૂબે યારો;
પચેના પ્રેમ બીજાને, ફજેતો થાય પોતાનો;
મળે જો પ્રેમ વેચાતો, કવિ તેને ગણે કાચો;
ખુમારીમાં ગણે ખાંચો, પછી તે યાર મસ્તાતો;
પૂછો જઇ પ્રેમની વાતો, પિયે જે પ્રેમનો પ્યાલો;
ન જાણે ઇશ્કની વાતો, લબાડી ખાય છે લાતો;
મુકે નહિ પ્રેમ મસ્તાઇ, ગીતો તે પ્રેમનાં ગાતો;

રડે ના દેહના દુઃખે, પ્રીતે જે પ્રેમ– પીવાતો;
ઇશ્કમાં મીંચતો આંખો, ફીદા પ્રેમીપરે થાતો;
ન ઊંઘે પ્રેમી મસ્તાનો, વખાણે પ્રેમની વાતો;
ડરે ના પ્રેમી દૂતોથી, ડરે તે કયેમ ડાકણથી?
મહદ તે પ્રેમ મસ્તાનો, મરે છે પ્રેમમાં માતો
ડરે ના તે લોક જૂડાથી, મહા મસ્તાન છે સાચો;
કરે તે કેમ ફીકરથી, રહે ના પ્રેમમાં કાચો;
દરદમાં કેમ તે ડોલે, મરદ થઇ માન કયમ મોડે;
ન આંખો આપ ઉઘાડે, ઘણા વાગે ભલે ઘાતો.
રહે છે પ્રેમમાં રાજી, રમે છે પ્રેમની બાજી;
ગરીબાઇ થકી ગાંજી, નવાજી પેર તે જાતો;
મધુરો પ્રેમ છે ભૂ પર, નક્કી મસ્તાઇનો નિશો;
પચાવે પ્રેમ જે પીને, વખાણે પ્રેમની વાતો."

મહેન્દ્રકુમાર આ પ્રમાણે વિચાર કરતો કરતો પોતાના સુંદર ઓરડામાં આવી પહોંચ્યો અને એક પલંગપર બેસી પાછો વિચારમાં પડી ગયો. મનુષ્ય જ્યારે વિચારમગ્ન થાય છે, ચિંતાઓ ચારે બાજુએથી આવીને તેને ઘેરી લે છે, ત્યારે તેને કશું પણ ભાન રહેતું નથી. મહેન્દ્રકુમારે સરોવરની સપાટીપર નૌકામાં વિહાર કરતી જે રમણીને જોઇ હતી, તે ખરી રીતે તેની પ્રિયતમા મદનરંજની નહોતી, પણ સાધુના વેશમાં મહારાણી સાવિત્રીના મહાલયમાં આવેલો ભૂપ કિશોર કિંવા ચંદ્રકળાજ હતી. ચંદ્રકળા કોણ હતી? એતો વાંચકના સ્મરણમાંજ હશે કે, એ મહેન્દ્રકુમારની સહોદરા કિંવા ભગિનીજ હતી અને તેણે મહેન્દ્રનો પત્તો મેળવવા માટેજ અનુક્રમે ભૂપકિશોર તથા સંન્યાસીનોવેશ ધારણ કર્યો હતો. અને એ સાધુના વેશમાંજ તે સાવિત્રીના ઉદ્યાનના ભયંકર કારાગૃહની બંદિની બની હતી.×

× જૂઓ તૃતીય ખણ્ડ, પ્રથમ પરિચ્છેદ.

આજે મહારાણી સાવિત્રીનો જન્મોત્સવ હોવાથી તેણે તેની ઈચ્છાનુસાર પોતાના ઉદ્યાનમાં વિચરવાની છૂટ આપી હતી. મહારાણી સાવિત્રી એક નિષ્ઠુર નહોતી, રાણી ગુલાબકુમારીની પેઠે તેનું હૃદય પાપના રંગથી કલુષિત થયું નહોતું. સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે જે દયાનો અંશ હોવો જોઇએ, તેનાથી તે સર્વથા વંચિત નહોતી. આથી કારાગૃહમાંથી મુક્ત થયેલી ચંદ્રકળા (ભૂપકિશોર) ઘણા દિવસે વિહાર કરવાનો પ્રસંગ મળવાથી સ્ત્રીના પોષાક ધારણ કરી સરોવરમાં નૌકા ચલાવી મનને મુદિત કરી રહી હતી. એવામાં મહેન્દ્રકુમાર ત્યાં આવી ચઢયો હતો, તેના મનમાં ચંદ્રકળાની સાધુવેશ ધારણ કરી ઉદ્યાનમાં આવવાની તથા રાણી સાવિત્રી દ્વારા કેદ થવાની કશી કલ્પના પણ નહોતી. તે બિચારો ચંદ્રકળા કે જે પોતાની ભગિની હતી, તેનેજ મદનરંજની માની બેઠો હતો અને એના વિચારમાંજ અત્યંત ઉદ્વિગ્ન બની ગયો હતો. સંસારના જેવી ભૂલભૂલામણી બીજી એક પણ નથી, ઘણીવાર પિતા પુત્રને ઓળખી શકતો નથી અને પત્ની પતિને ઓળખી શકતી નથી. આવા બનાવો સંસારમાં નિરંતર બન્યા જ કરે છે, એટલે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

મહેન્દ્રકુમાર જ્યારે વિષમ વિરહવેદનાના સાગરમાં ડૂબી ચિંતાઓના તરંગોથી અકળાઇને પોતાના ઓરડામાં દારૂણ યંત્રણા ભોગવતો બેસી રહ્યો હતો, ત્યારે મહારાણી સાવિત્રીના ઉદ્યાન અંતર્ગત આવેલામહાલયમાં તેનાથી સર્વથા વિરૂદ્ધ પ્રકાર ઉપસ્થિત થયેલો જોવામાં આવતો હતો. આજે તેનો જન્મ દિવસ હોવાથી આખા ઉદ્યાનની ચોમેર વિવિધ રંગના દીપકોની રોશની કરવામાં આવી હતી, માંગલિક વાદ્યો વાગી રહ્યાં હતાં અને સર્વત્ર આનંદ ઉત્સાહ અને મોજમજાની ધામધુમ મચી રહી હતી.

મહારાણીના દરબારગૃહને લતાપત્રથી સુશોભિત કરવામાં આવ્યું હતું. દેશ દેશની નાયિકાઓ અને નર્ત્તકીઓને હાજર રાખ-

વામાં આવી હતી. સભાસદનમાં સ્ત્રીઓ સિવાય અન્ય કોઇ પણ પુરૂષને પ્રવેશ કરવાનો સખ્ત પ્રતિરોધ કરવામાં આવ્યો હતો.

" મરૂં મરૂં સહચરી શી માધુરી અનુપમ;
કામિની કામના—શોભા વનશોભા અભિરામ;
વાસન્તી પૂર્ણિમા નિશિ, પ્રકાશિત પૂર્ણ શશી;
છવાઇ કૌમુદી રાશિ, કરે સુવાસિત ધરાધામ; મરૂં, મરૂં.
મધુર મલય વ્હાય, કોકિલ પંચમે ગાય;
કંપે વિરહી કાય, શરમે મરમ વીંધાય;
ચિર વિરહિણી મારી કોણ પૂરે મનસ્કામ. મરૂં—મરૂં.

મધુર ગાયન સાંભળવા છતાં પણ આજે સાવિત્રીના શોકાતુર હૃદયને આનંદ ન મળ્યો. તે એક ઉંડો નિઃશ્વાસ મૂકી સખી સમૂહને સંબોધીને કહેવા લાગી કેઃ—

" હાય ! સખિ ! નૃત્ય, ગીત, વિલાસ વિભંગ, આદિ મનોરમ આરામ, આ પૂર્ણિમાનો શશી, વસન્તની સુખસંપત્તિ આદિ મને કશું પણ સારૂં લાગતું નથી. મારા અંતરમાં જાણે અશાંતિ અને આશંકા છવાઇ ગઇ છે હાય !

" પિકવધુ કોકિલાની સંભળાય મધુરી કાકલી;
પણ કર્ણ ભેદી ઉભરાય હૈયે હલાહલ અતી;
ભ્રમરનું ગુંજન મૃદુ, જણાય વૃશ્ચિકનું દંશન સખિ;
મલયના હિલ્લોલ મીઠા, જવાળા જલાવે વિષની,
કૌમુદિની હાસ્ય રેખા, રાક્ષસી હાસ્યે ભરી;
મદન જવાળા પ્રજળી, સહેવાય ના અંગે સખિ !
હા ! અવતાર આ અબળા તણો એળે ગયો નકી;
જન્મ જન્માન્તરે પાપો કીધાં કેવાં સખિ !
એ પાપના તાપથી અવધિ થયો યૌવન તણો;
મળ્યો ના માનવી મનગમ્યો ઉત્તાપ વાધ્યો ઘણો."

આ સાંભળીને સુશીલા નામની સાવિત્રીની પરમપ્રિય સખી તેને આશ્વાસન આપવાના આશયથી બોલી કે:–" હે સુમુખિ ! વ્યર્થ સંતાપને ઉરમાં સ્થાન ન આપો, આજના આનંદના દિવસમાં શોકનું સ્થાન ન સ્થાપો.

" માતા ભગવતી પૂરશે આશા અવશ્ય આપની;
આદ્યશક્તિ ભગવતી જગતજનની, સૃષ્ટિ સ્થાપિની;
સૃષ્ટિ, સ્થિતિ, લય થાય જે દેવીની ઇચ્છા થકી;
દર્શાવશે શુભ દિન દેવી ! આશા પૂરી આપની. "

સાવિત્રીએ એક ઉંડો નિઃશ્વાસ મૂકીને કહ્યું:–" આશામાં ને આશામાં આજે અઢાર વર્ષ વીતી ગયાં, છતાં મનોમંદિરનો માલિક ન મળ્યો. કુમાર મહેન્દ્ર ઉદાર ન થયો, મારો આરાધ્ય દેવતા ન બન્યો. મારી આશા હવે નિરાશાના નવાણમાં ડૂબી ગઈ છે સખી !

" મંદ ભાગ્ય છે મારાં સખિ ! નહિ સાંપડે સુખની ગતિ;
વંચિત થયો આ જન્મ મારો, નારીનો સુખથી નકી;
સૂકાઇ સાગર આશનો પ્યાસી મુકી મુજને ગયો;
વ્યાકુળતા ઉરમાં ભરી, નિર્દય નકી એ છે થયો;
ધિક્ ભાગ્ય મારૂં ભૂલતું, ભ્રમણા મહિં ઘેલું બની;
આશા તણા તારો અહીં જીવવુ હવે શાને સખી !
ધિક્ જન્મને, ધિક્ કર્મને, ધિક્કાર છે આ દેહને;
યૌવન થયું ખારૂં હવે, ધિક્કાર છે એ સ્નેહને;
જન્મી નહિં કાં જગતમાં હું પંખિણી વનની થઇ ?
પામી નહિ હું ઝિન્દગી કાં પહાડની દરિની મહીં ?
પામર અતિ જે પક્ષિઓ, સુખી સહુ મારા થકી;
શંસારમાં મારા સમું દુઃખી બીજું કોઇ નથી.
પૂરી થશે કયારે હવે આ ભાગ્યની વિધિની લિપિ ? "

રાણી સાવિત્રીને અત્યંત પ્રેમોન્માદિની થયેલી જોઇને પ્રમીલા

નામની એક બીજી સખી તેને સંબોધીને કહેવા લાગી કે:—

"દેવિ! તમે રમણી સમાજમાં રાજરાણી છો, વિદ્યા, બુદ્ધિ અને બળ—વીર્યમાં આ દેશમાં તમારા તુલ્ય બીજી કઇ રમણી છે? નારીઓમાં તમેજ ધન્ય છો! તમને શું ઉચિત છે કે, દિવસે દિવસે આવી રીતે અધીરા થઇને, હૃદયના સાર ધર્મ ધૈર્યને હારીને, જીવનને સર્વદા આવી રીતે અશાન્તિ સાગરમાં ધકેલી દેવું! જરા વિચારી જૂઓ."

જ્યારે પ્રમીલા સાવિત્રીને આ પ્રમાણે આશ્વાસન આપી રહી હતી, ત્યારે મહેન્દ્રકુમાર અચાનક તે સ્ત્રીસમૂહની પાછળના ભાગમાં આવેલા એક વૃક્ષના ઓથમાં આવીને છુપાઇ ગયો તથા ચૂપચાપ તેમની સવ વાતો સાંભળવા લાગ્યો. આ સમયે સર્વ સખીઓ અને દાસીઓ સાવિત્રીને આશ્વાસન આપવામાં રોકાયલી હોવાથી, તેને કોઇ પણ જોઇ શક્યું નહિ, મહેન્દ્રકુમાર તેમનું મધુર ગાન સાંભળીને, બીજું ગાન પ્રત્યક્ષ જોવા તથા સાંભળવાના ઇરાદાથી અહીં આવી ચઢયો હતો, એમ જણાવવાની કાંઇ આવશ્યકતાંજ નથી.

પ્રમીલાએ પોતાના ઉપદેશને ચાલૂ રાખીનેજ કહેવા માંડયું:—

"વિચારી જૂઓ રાજબાલા! કે અદૃષ્ટના ફળનું કોણ ખંડન કરી શકે તેમ છે? મહામુનિ ગૌતમની ગૃહિણી અહલ્યા દેવી કે જેનું નામ લેતાં ત્રિભુવનના લોકો નિષ્પાપ થાય, તેને પણ ભાગ્યને વશ થઇ કઇક યુગો સૂધી વિજન અરણ્યમાં પાષાણ થઇને પડી રહેવું પડયું હતું, તો આપણે તો સામાન્ય માનવી છીએ. આપણા પર જગન્માતાનો શાપ થોડા દિવસને માટેજ છે. એને માટે આટલું બધું દુ:ખ, આટલી બધી અધીરતા શું આપણને શોભે ખરી કે? સત્વર જ આપણા દુર્દિન દૂર થશે. થોડા વખતમાંજ ફરીવાર સુખનો સૂર્ય ઉદિત થઈને તમને તમારા પ્રિયતમ મહેન્દ્રકુમારની સાથે મેળવી આપશે તથા તમારા શોકના અંધકારને દૂર કરશે. ચિંતા શા માટે કરો છો દેવી! સ્થિર થાઓ, શાંત થાઓ."

ત્રીજી સખીએ કહ્યું:—" ખરેખર એમજ છે ! ચિંતા શા માટે કરો છો ? શાન્ત થાઓ—કંઈક સેંકડો કુલકામિનીઓ હમેશને માટે વ્રત ધારણ કરીને દેવતાના ચરણમાં અનંતકાળને માટે આત્મજીવનનો ઉત્સર્ગ કરે છે, અને તમો ફક્ત સત્તર અઢાર વર્ષની ઉમ્મરમાં જ આટલાં બધાં અકળાઇ જાઓ છો ? તમારો પ્રિયતમ તો હજી તમારા તાબામાંજ છે, તો પછી આમ નિરાશ કેમ બની જાઓ છો ?"

સાવિત્રીએ કહ્યું:—" સખિ ! તું જે કહે છે, તે ખરૂં છે, પરંતુ સખિ ! જો મેં દેવતાના ચરણોમાં મારી જિન્દગીનો ઉત્સર્ગ કરી દીધો હોત, તો હું અવશ્ય સુખીજ થાત, પણ મારા માટે તેમ રહ્યું નથી. આઠ વર્ષની બાલિકા હતી, ત્યારે હું પિતા, માતા સિવાય બીજું કશું પણ જાણતીજ નહોતી; પ્રેમ, વિરહ કે મારા કર્તવ્યનું પણ મને ભાન નહોતું. પિતાના પ્રેમથી, માતાના સ્નેહથી અને તમારા સખીપણાથી પોતાની મેળે ઉગેલી લતિકાની પેઠે સંસાર ભૂમિપર હું દિવસે દિવસ વધતી ગઈ અને સહસા કોણ જાણે ક્યાંથી મદનનો દાવાનળ આવીને મારા દિલમાં સળગી ઉઠયો ! સુખનું સંસાર—કાનન જોત જોતામાં સળગી ઉઠયું, દગ્ધ થઈ ગયું ! હાય સખિ ! મહેન્દ્રની માધુરી છટાએ મને બ્હાવરી બનાવી દીધી. તે દિવસે તે પર્વતપર કોણ જાણે ક્યાંથી તેમની સાથે મારો મેળાપ થઈ ગયો ! હાય ! મારા ચિત્તના ચોર એ ચાલાક ચકોરે મને એવી મોહિની લગાડી છે કે, મને આ રાજ્ય, સુખ, વૈભવ આદિ સર્વ તેના વિના સૂનું લાગે છે.

" સખિ ! શૈશવનાં સર્વ સુખો, સર્વ વાર્ત્તાઓ હવે મને જાણે સ્મરણમાં પણ આવતી નથી. હૃદયગ્રંથિ જાણે સેંકડો વાર વિદીર્ણ થઇ જાય છે. હાય ! શું મને મહેન્દ્ર ગ્રહણ નહિ કરે ! ચુંબન સુધાનો સ્વાદ નહિ ચખાડે ! અધરામૃતનું પાન નહિ કરે—કરાવે ? હાય !

" મળ્યાં સુખો સહુ સંસારમાં સારાં;
થઇ છું રાજરાણીને વિલાસો છે ન્યારા;

પણ પ્રણયના સુખ સાચાથી છું હું દૂર દારા;
થશે કિસ્મત કહીં રોશન હટાવી શોકની ધારા."

પ્રમીલાએ કહ્યું:—" થશે સખિ ! અવશ્ય તમારાં કિસ્મત રોશન થશે; જગતજનની ભગવતી અવશ્ય તમારા મ્હોં સ્હામું જોશે. સત્વર તમારી આશા પૂરી થશે. તમારા રસિલા રાજવી તમોને અવશ્ય મળશે; તમારા પ્રેમરસનું અવશ્ય પાન કરશે."

સાવિત્રીએ કહ્યુ:—" સખિ ! એ લુબ્ધ આશ્વાસનથી હવે મારૂં મન મુગ્ધ થાય તેમ નથી. હાય ! સંસારમાં પતિના જેવું પરમ સુખ પ્રાપ્ત કરવાને સર્વ સુંદરીઓ કેવી ભાગ્યશાળી થાય છે, હુંજ હતભાગિની પ્રિયકરના પ્રણય સુખથી વંચિત રહી છું. મારો પશુ પક્ષીની જાતિમા જન્મ કેમ ન થયો !

" આ માનવી અવતારને અવની વિશે શાને ધર્યો ?
જે સાર છે જીવન તણો, આશ્રય નહિ મેં કાં અર્પ્યો ?
શા પાપથી જુલ્મી વિધિ, મારી દશા આવી કીધી ?
કુલકામિની હતભાગિની હે દૈવ ! તેં શાને કીધી ?
ઉત્તાપના અંગારને હૃદયે કહે તેં કાં ધર્યા ?
આ નારના આધારને નિષ્ઠુર કહે શાને કર્યા ?

મંજુલા નામની એક સહચરીએ સાવિત્રીને સંબોધીને કહ્યું:—

" હે માનિની અંતરમહીં અફસોસ કાં આવો કરો ?
જ્વાળા જલાવી આગની પીડા ઉરે શાને ધરો ?
મૂકી દઈ આ શોકને શાંતિ તણા ચરણે નમો;
આવી પડી જે આપદા હિમ્મત થકી તેને ખમો;
મહિમામયી માતા તમારાં દુઃખ સર્વે કાપશે;
ઇચ્છિત તમારી વસ્તુને દેવી દયાળુ આપશે."

આ સાંભળીને ચોથી સખીએ કહ્યું:—" ચાલો સખી હવે દરબાર ભરવાનો સમય થઇ જવા આવ્યો છે. નગરમાંથી આમંત્રિત

થયેલો નારીસમાજ આવી પહોંચ્યો છે અને તે આપના દર્શનનો લાભ લઈ આપના આ જન્મોત્સવના પવિત્ર દિવસે પોતપોતાની શક્તિ અનુસાર ઉપહાર આપી મહારાણીના મહિમાને અધિક ઉજ્જ્વલ કરવાની ઇચ્છા ધરાવે છે.”

આ સાંભળી બીજી સખીએ તેને અનુમોદન આપવાના આશયથી કહ્યું કેઃ—“હા, મહારાણી સાહેબ ! હવે સભાસ્થાનમાં પધારી દર્શનાતુર સર્વ સન્નારીઓને દર્શન આપવાની અગત્ય છે, માટે ચાલો સભાસ્થાનમાં વિરાજો અને પ્રજાજનોની પ્રમદાઓ તરફથી આવેલા પ્રેમોપહારનો સ્વીકાર કરી તેમની ઇચ્છાને પૂર્ણ કરો.

સર્વ સખીઓના આગ્રહથી આખરે મહારાણી સાવિત્રી પોતાના સર્વ પરિતાપને ક્ષણવારને માટે વિસર્જન કરી મૃદુ મંદગતિથી સભાસ્થાનમાં આવી સુવર્ણના સોહામણા સિંહાસન પર વિરાજી. એ સમયે એક સ્ત્રીએ તેની છડી પોકારી. બીજી બે સ્ત્રીઓ તેને ચમ્મર ઢોળવા લાગી. અન્ય સર્વ અબળાઓએ આનંદની સાથે પુષ્પથી તેને વધાવી લીધી.

આ સ્થળે એમ કહી દેવું પણ અગત્યનું છે કે, જે સમયે મહારાણી સભાસ્થાનમાં વિરાજી, ત્યારે તેની સર્વ સખીઓ પણ તેની સાથેજ સભામાં ચાલી ગઇ હતી, એથી મહેન્દ્રકુમારને ત્યાંથી પોતાના ઓરડા તરફ સરકવાનો સારો અવસર મળ્યો હતો. તે પોતાના મનમાં જ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યોઃ—“અહા ! વિશ્વની પણ શી વિચિત્રતા છે ! હું જેમ મદનરંજનીને માટે હૃદયમાં બળી મરૂં છું, તેમ આ મહારાણી પણ મારા માટે આકુળવ્યાકુળ બની ગઇ છે. ત્યારે શું મદનરંજનીની સાથે એને પણ મારા હૃદયરાજ્યની સ્વામિની બનાવવી ? શું એકી સાથે એકજ મ્યાનમાં બે તલ્વારોનો સમાવેશ થઇ શકશે ખરો કે ? મદનરંજની મહારાણી સાવિત્રીને પોતાની શોક્ય તરીકે સ્વીકારવાને કબૂલ થશે ખરી કે ? હાય ! કશું પણ સમજી

શકાતું નથી ! આ પ્રેમની ભૂલભૂલામણીમાં આવી પડીને હું બધું ભૂલી ગયો છું. મને કશું પણ ભાન રહ્યું નથી. મદનરંજનીના પ્રેમની પાછળ મેં મારૂં રાજ્ય ગુમાવ્યું છે. તેવીજ રીતે આ રાણી પણ મારી પાછળ પોતાનું રાજપાટ અને સર્વસ્વ ગુમાવવાને તૈયાર થઇ છે. મારે હવે શું કરવું ? મહારાણીની આવી શોચનીય સ્થિતિ જોવા છતાં પણ મારૂં મન તેના તરફ ન આકર્ષાતાં મદનરંજનીના પ્રેમને પ્રાપ્ત કરવા માટેજ કેમ વ્યાકુળ બની ગયું છે ! આથી તો હું એક મોટી ગુંચવણમાં આવી પડયો છું. મને કોઇ પણ સરળ ઉપાય સૂઝતો નથી. આ પ્રેમના દર્દે મારી રાજ્ય મેળવવાની આશાને પણ મંદ કરી દીધી છે. મારે ક્યાં સુધી બીજાના અન્નના ટુકડા ખાઇ આ દુનિયામાં જીવવું પડશે. મારી મનમોહિની મદનરંજની મને ક્યારે મળશે." [ ]

આ પ્રમાણે ઘણા ઘણા વિચારો કર્યા પછી રાજા મહેન્દ્રકુમાર પાછો પોતાના પૂર્વકથિત ઓરડામાં આવી પલંગપર બેસી ઘોર ચિંતામાં ગુંથાઇ ગયો હતો.

આ તરફ મહારાણી સાવિત્રી સિંહાસનપર બેસી સર્વ નગરવાસિની લલનાઓના ઉપહારને પ્રીતિપૂર્વક સ્વીકારી આંતરિક કૃતજ્ઞતા પ્રકટ કરી રહી હતી, સર્વ સ્ત્રીસમાજ શાન્ત રીતે મહારાણીના મુખનું અવલોકન કરતી તેના મુખમાંથી નીકળતા શબ્દોનું શ્રવણ કરવાને ઉત્કંઠિત થઇ રહી હતી.

ચાણક્ય બુદ્ધિવાળી સાવિત્રી સ્ત્રીસમાજના આશયને તરતજ સમજી શકવાથી, પોતાના હૃદયમાં વ્યાપેલા અત્યંત શોકને દબાવી દઇ સિંહાસનના અગ્રભાગપર બેસી ગંભીર સ્વરથી સર્વ સ્ત્રીઓને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ—" હે નગરવાસિની સર્વ ભદ્ર મહિલાઓ કિંવા સન્નારીઓ ! ઇશ્વરકૃપાથી આજે મને રાજ્યાસનપર આરુઢ થયાં ને પાંચ વર્ષનો અવધિ થયો છે, તેવીજ રીતે મારી વય પણ આજથી અઢારમાં પ્રવેશ કરે છે, એ સર્વ તમો પ્રજાજનોના આશીર્વાદનુંજ

પરિણામ છે. મારી વફાદાર પ્રજાની કૃતજ્ઞતા, સહાનુભૂતિ અને મારા પ્રતિની પ્રેમભાવના બદલ હું તેમનો અંતઃરણ પૂર્વક આભાર માનું છું. જેવી રીતે ઇશ્વર કૃપાથી મારા રાજ્યકાલનાં પાંચ વર્ષો સુખપૂર્વક વીતી ગયાં છે અને તે સર્વ પ્રજાને હું મારાથી બનતી આબાદ રાખી શકી છું. તેવીજ રીતે ભવિષ્યમાં પણ ઇશ્વર મને પ્રજાનો પ્રેમ સંપાદન કરાવી તેમને આબાદ રાખવાની શક્તિ આપો. આજે તમો સર્વ મહિલાઓએ મારા આજના જન્મોત્સવના સમયે જે ભાગ લીધો છે, તે માટે હું તમારો સર્વનો હૃદયથી આભાર માનું છું."

હવે મારૂં નમ્ર નિવેદન એ છે કે, મારા રાજ્યમાં કોઇ પણ મનુષ્યને કાંઇ પણ દુઃખ હોય, તો તે દુઃખ સાંભળીને હું તેનું નિવારણ કરવાને માટે તૈયાર છું. માટે જેમને રાજ્ય તરફથી જે કાંઇ અડચણ હોય, તેમણે તે અડચણને તરતજ વિદિત કરવાની નમ્રતા દર્શાવવામાં આવે છે."

આ પ્રમાણે પ્રભાવશાલી સંભાષણ કરી મહારાણી સાવિત્રી બોલતી બંધ થઇ અને નગરવાસિની અબળાઓ તરફ એકીટસે જોવા લાગી, પરંતુ કોઈપણ રમણીએ મહારાણીની પાસે કાંઈ પણ અડચણ રજૂ ન કરતાં, ઉલટી સર્વ સ્ત્રીઓએ મળીને એકી સાથે મહારાણીના જયગાનનો પ્રારંભ કરી 'મહિમામયી મહારાણી સાવિત્રીનું રાજ્ય અચળ તપો, તેમની સર્વ શુભાકાંક્ષાઓ ફળીભૂત થાઓ, મહારાણીનો સર્વ દિશામાં જયજયકાર હો " ના પ્રચંડ શબ્દોથી વાયુમંડળને વિદીર્ણ કરી દીધું.

આથી મહારાણીએ પ્રસન્ન મુદ્રાથી તેમની કૃતજ્ઞતા માની સર્વને વિદાયગીરી આપી. ક્ષણવારમાંજ નગરવાસિની સર્વ લલનાઓ મહારાણીને પ્રણામ કરી, ત્યાંથી ચાલી ગઈ. ક્ષણવારમાંજ અનંત વામાઓના કંઠથી ફૂજતું સભાસદન શાંત થઇ ગયું. હવે મહારાણી સાવિત્રી અને તેની બેચાર પ્રિય સહચરીઓજ ત્યાં રહી, એવામાં એક સ્ત્રી સૈનિકે તેના હાથમાં આવી એક પત્ર આપ્યો. અને પ્રણામ કરી કહ્યું

કેઃ—"મહારાણી સાહેબ ! આ પત્ર આજે સાંઝે એક દૂત આવીને આપી ગયો હતો. પણ કદાચ એમાં કાંઇ ભયંકર હકીકત લખેલી હોય, તો આપના જન્મોત્સવના આનંદમાં વ્યાઘાત થાય, એવા ભયથી મેં એ આપને આપ્યો નહોતો. હવે ઉત્સવની સમાપ્તિ થવાથી હું આપની સેવામાં આ પત્ર સમર્પણ કરૂં છું. દૂતને મેં દરબારી મિજમાનખાનામાં રોક્યો છે."

રાણીએ તરતજ પત્ર ખોલી વાંચવા માંડયો. પત્રમાં લખ્યું હતુંઃ—

"**પ્રિય સખી સાવિત્રી !**

શયતાન સોમદત્ત મારા માયામહેલમાં આવી ફસાયો છે અને માયામહેલને તોડવાના પ્રયત્નો કરી રહ્યો છે. આ અરસામાં હું તેના રાજ્યપર ચઢાઇ કરી તે રાજ્ય રાજા મહેન્દ્રકુમારને પાછું અપાવવા ઇચ્છું છું. માટે તમે મને ૧૦૦૦ થી ૧૫૦૦ સૈનિકોની મદદ પંદર દિવસની અંદર કરી શકશો કે નહિ ! તે સત્વર આ દૂત સાથે લખી મોકલશો. ઇતિ.

રાણી ગુલાબકુમારી."

મહારાણી સાવિત્રીએ મહેન્દ્રકુમારને રાજ્ય અપાવવાની હકીકત વાંચીને કાંઇ પણ વિચાર કર્યા વિના પત્ર લખવાનાં સર્વ સાહિત્યો મંગાવી પોતાની સમ્મતિ પ્રકટ કરી સહાયતા આપવાનો સ્વીકાર કરી તરતજ એક પત્ર લખી નાખ્યો અને જે દાસી પત્ર લાવી હતી તેના હાથમાંજ તે પત્ર આપીને તે બોલીઃ "હમણાંને હમણાંજ એ દૂતને આ પત્ર આપી રવાના કર." દાસી પત્ર લઇ તરતજ તે દૂત તરફ રવાના થઇ અને મહારાણી સાવિત્રી ચિંતાતુર મનથી આજના ઉત્સવના દિવસે રાજા મહેન્દ્રકુમારને મળવાના ઇરાદાથી તેના ઓરડા તરફ ચાલી ગઇ.

આ પ્રમાણે મહારાણીની મિજલસ ક્ષણવારમાંજ સમાપ્ત થઇ અને દાસીઓ પોતાના આવાસ તરફ ચાલી ગઇ.

## ત્રિંશ પરિચ્છેદ

### માયાવી મનસુબો

હૃદય વારિમાં છાપ કૈં પડે;
રવિ, ઉષા અને તારકો દિસે;
વન ઝઝૂમતા ડોકિયાં કરે;
શશીની છાપ તો રાત્રિ આખી રહે;
કંઈ તરુ અને કૈ વિહંગમો;
ઘડીક કોઇને વર્ષ કો રહે;
ઘડીક છાય કો આભ ઢાંકતી;
પણ બધી જતી આખરે ઉડી.

હવે એકવાર આપણે કાંચનગઢની મહારાણી ગુલાબકુમારીની સંભાળ લેવી પડશે. તે આજે પોતાના મહાલયના પ્રથમ જણાવેલા ઓરડામાં બેસી મનમાં ને મનમાં જ વિચાર કરી હતી:— "શું ત્યારે અંતે મારા હાથને સેનાપતિના પુત્રના લોહીથી રંગવાજ પડશે? એક તરુણની કોમળ કાયાનું બલિદાન લેવું પડશે? ના—ના. તેની મદિલી આંખોની મોહની શક્તિએ મને દીવાની બનાવી દીધી છે. હાય! મારે કયાં સૂધી એ મોહિની મૂર્ત્તિના મધુર પ્રેમથી વંચિત રહેવું પડશે. મેં સાહસ કરી તેને કેદ કરવામાં ભયંકર ભૂલ કરી છે. જે કાયા કુસુમ કરતાં પણ કોમળ છે તેનો ઉપભોગ કર્યા પહેલાંજ કચડી નાખવામાં શો સાર? ગમે તેમ હો, પણ સેનાપતિ પુત્રને હું મારો શિરતાજ બનાવીશ; મારા હૈયાનો હાર કરીશ. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, તે મારા ભયંકર ચક્રના ભયથી પ્રણયામૃતનું પાન કરવાને તયાર થઇ જશે."

આ પ્રમાણે વિચાર કરી થોડીવાર સૂધી શાંત રહ્યા પછી રાણી

ગુલાબ ફરીવાર વિચારવા લાગીઃ—"પ્રિયતમ! તું આવો નિષ્ઠુર અને હઠવાદી કેમ થયો? શું તારા હૃદયમાં મહત્વાકાંક્ષાનો લેશ માત્ર પણ સંચાર ન થયો? અપ્સરાઓને પણ દુર્લભ એવા મંજુલ સ્વરૂપને ધારણ કરીને તું આ અવનીમાં ઉતરી કેમ આવ્યો? જો તેમ હોય,તો પણ શું થયું? મહાદેવના મનમાં પણ આખરે મદનનો સંપૂર્ણ અધિકાર સ્થાપિત થયો હતો. માટે જો તારી તેવી ધારણા હોય, તો તેનો પણ ત્યાગ કર."

"પ્રાણેશ્વર! હવે ક્યાં સૂધી આ દીન દારાને તલસાવ્યા કરીશ? હે પ્રભાકર! તારા દર્શનની અભિલાષા રાખનાર આ કમલિનીને દર્શનના અભાવે ક્યાં સૂધી કરમાવ્યા કરીશ? હે સુધાકર! તારી સુધાધારાના અભાવે આ ચાતકીને ક્યાં સૂધી ઝૂરાવ્યા કરીશ? હે પ્રણયસરવરના મધુર રાજહંસ! આ હંસિકાને ક્યાં સૂધી વિરહનાં ગાનો ગવડાવ્યા કરીશ?"

"શું પુરુષો આટલા બધા કૃપણ હશે કે, જેઓ પોતાના ચરણમાં આવી પ્રીતિની ભિક્ષા માગે તેને પણ નિરાશાથી હાંકી કાઢે છે! ધિક્કાર છે! દુનિયામાં જન્મ ધારી જેણે પ્રેમનાં ગાનો ગાયાં નથી, પ્રિયતમ–પ્રિયતમાનાં ગળાં સાથે ભેટી પ્રણયની વાતો કરી નથી, પરસ્પર પ્રીતિરસનું પાન કર્યું નથી, અધરામૃતના પાનથી જેઓ વંચિત રહ્યાં છે, એ નર તથા નારીઓને સહસ્ત્ર વાર ધિક્કાર છે! હું પ્રેમની પ્યાસી છું, પણ પ્રેમ રસ પાનાર ક્યાં છે?

"મળે છે પાન કરનારાં નથી પાનાર કો મળતાં;
પીવાની આશ ધારે તે નથી મનમાં કદી ફળતાં;
મયુરી પ્રેમ માગે તો, સદા ઇન્કાર મયુર કરતા;
મયુરીના મધુર રસને કલાધર નહિ કરે ધરતા."

આ પ્રમાણે ઘણીવાર સૂધી વિચાર કર્યા પછી મહારાણી ગુલાબકુમારી પોતાના આસનપરથી ઊઠીને એ ઓરડામાં આમતેમ ટહે-

લવા લાગી. એવામાં એકાએક આખા ઓરડામાં પુષ્કળ પ્રકાશ ફેલાઇ ગયો, જેથી કરીને રાણીની આંખો અંજાઇ ગઇ! ત્યાર પછી એવો અવાજ આવ્યો કેઃ–" બન્ને હાજર છે."

આમ કહેતાંની સાથેજ અવાજ લોપ થઇ ગયો. રાણીએ આંખો ઉઘાડી તો તેણે જોયું કે, પોતાના ઓરડાના એક ગાલિચાપર લલિતાંગી તથા હીરા બન્ને બેશુદ્ધ હાલતમાં પડી છે. લલિતાંગી તથા હીરાની નજીકમાં એક નાની પુતળી પણ પડી હતી. રાણીએ એ પૂતળીને ઉપાડી લઇને પોતાની પાસેની ડબ્બીમાં મૂકી દીધી અને ત્યાર પછી ગુલાબદાની ઉપાડીને બન્નેનાં મુખપર તે ગુલાબજળ નાખવા લાગી. થોડા વખતમાં જ બન્નેએ આંખો ખોલી દીધી. જ્યારે તેમની શુદ્ધિ કાંઇક ઠેકાણે આવી, ત્યારે તેમણે બન્ને એ પોતાને રાણીના ઓરડામાં આવેલી જોઈ.

બન્નેને હોશમાં આવતાંજ રાણી એક કુરસીપર બેસી ગઇ અને જ્યારે તેણે એવું જોયું કે, તેઓ પુરતી રીતે શુદ્ધિમાં આવી ગઇ છે, ત્યારે તે લલિતાંગી સંબોધીને બોલીકેઃ–" લલિતાંગી તું ક્યાં હતી? આજે તને મોકલ્યાં ને પાંચ દિવસ વીતી ગયા, છતાં પણ તેં મને આવીને કશી પણ ખબર જ ન આપી. એ જોઇને લાચારીથી મેં માયાવી પુતળીને હુકમ કર્યો કે તેં જ્યાં હોય, ત્યાંથી લલિતાંગીને અહીં ઉપાડી લાવ. એ સાથે હીરાને પણ લાવવાનો હુકમ આપ્યો. કારણ કે, મેં તેને જે હુકમ આપ્યો હતો, તેની તામિલીના સંબંધમાં મારે તેને કેટલીક વાતચીત કરવાની હતી."

લલિતાંગીએ રડતાં રડતાં ઉત્તર આપ્યોઃ–" હાય! મહારાણી! આપની આ દાસીને પોતાની ફરજ બજાવવા ખાતર ઘણી ઘણી તકલીફો વેઠી, પણ તેમાંની એક પણ તકલીફ કામ ન આવી. ઉલટી મારી પૂરી કમબખતી થઇ. જ્યારે હું આપની પાસેથી વિદાય થઇને ચાલી, ત્યારે કુંજભવનમાંથી બહાર નીકળતાં નીકળતામાં તો મને

કોઇએ બેશુદ્ધ કરી નાખી; શુદ્ધિમાં આવ્યા પછી મેં જોયું કે, મારા શરીરપરનું એક પણ ઘરેણું મૌજુદ નહોતું. એ જોઇને મારા મનમાં દહેશતનો કાંઈ પારજ ન રહ્યો. હું ત્યાંથી એના વિચારમાં ને વિચારમાંજ આગળ વધી. પાછળથી મને માલુમ પડયું કે, મને બેશુદ્ધ કરનાર બીજું કોઇ નહિ પણ પાપાત્મા સોમદત્તનો બહુરૂપી રૂપસિંહજ હતો અને તેણે મને કુંજભવનમાંથી સહજ આગળ ચાલતાંજ પાછળથી આવીને બેભાન કરી દીધી હતી. મારી પાછળ પાછળ તે લગભગ ટેકરીવાળા કેદખાના સુધી આવ્યો હતો. ઝાડીમાં પેસીને તેણે મારી તથા હીરાની વાતચીત સાંભળી લીધી હતી અને જ્યારે હું ગુફામાંથી બહાર નીકળી ત્યારે મને બેહોશ કરી દીધી હતી. ત્યાર પછી મારાં વસ્ત્ર ઉતારી પોતે પહેરી લીધાં અને મારાજ વેશમાં હીરા પાસે જઇ તેને પણ દગોદઇને તેણે બેભાન કરી દીધી. હીરાને બેશુદ્ધ કરીને તેણે ત્રણે ઓરડીઓની બધી બીના જાણી લીધી. બન્ને કોટડીઓના કેદીઓને છોડાવ્યા અને તેમની ગાંસડીઓ બાંધીને તે તેમને સોમદત્તના સમૃદ્ધિમાં આણેલા વસંતદુર્ગમાં લઈ ગયો વસંત દુર્ગથી કેટલાક સવારો લઇને તે પાછો કાંચનગઢ આવ્યો. ગુહામાંથી તેણે હીરાને બહાર કઢાવી અને મને પણ પોતાની સાથે લઇ લીધી. ત્યાર પછી વસંતદુર્ગમાં લઇ જઇને તેમણે અમો બન્નેને કેદ કરી લીધી. અમોને તેમણે ઘણા ઘણા સવાલો પૂછ્યા, પરંતુ અમોએ તેમના એક પણ સવાલનો જવાબ ન આપ્યો. ત્યારે તે દુષ્ટ રૂપસિંહ અમારાપર ચીડાઇને ચૂપ થઇ ગયો અને વળી પાછો ધમકાવીને કહેવા લાગ્યો કેઃ—"જ્યારે તમારા બન્નેનાં સ્તન કાપી લેવામાં આવશે, ત્યારે જ તમે બધી હકીકત કબુલ કરશો

આ સાંભળી મહારાણી ગુલાબકુમારી અજાયબીની સાથે બોલી ઉઠીઃ—" ત્યારે શું બુઢ્ઢો છૂટી ગયો ! બુઢ્ઢાની બેટી પણ આબાદ છટકી ગઇ ! હાય ગજબ થયો ! "

આમ કહી રાણી વિચારમાં પડી અને પાછી હાથ મસળતી મસળતી કહેવા લાગી:—"અફસોસ! સદ અફસોસ! મોટી મુશ્કેલી આવી પડી! દરેક વાત માયાસારમાં લખવા મૂજબજ થઇ રહી છે. તેમાં લખ્યું છે કે, માયામહેલનો પુરાણો માલિક જો નવા માલિકના હાથમાંથી છૂટી જાય, તો પછી પુરાણો માલિક માયા મહેલનો માલિક થશે અને તે તમામ માયાને નાબૂદ કરી નાખશે."

લલિતાંગીએ કહ્યું:—"મહારાણી! મેં સિપાહીઓને જણાવ્યું હતું કે, આજે ત્યાં એક ગુપ્ત સભા મળી હતી, જે સભામાં માયામહેલના પુરાણા માલિક રાજા રૂપસિંહે પણ ભાગ લીધો હતો. એ ગુપ્ત સભામાં રૂપસિંહે આપનો બદલો લેવાની ખાતર અમાને ફાંસીના લાકડાં-પર લટકાવવાનો ઠરાવ રજૂ કર્યો હતો. પણ અમારાં નસીબ જોગે અમો બન્ને એ વખતે બચી ગઇ હતી. હું ધારૂં છું કે, શયતાન સોમભદ્રની સાથે મળીને એ બુઢ્ઢો બણુચક માયામહેલને તોડવામાં જરૂર મદદ કરશે અને તે સાથે આપણું બધાનુ કાસળ કાઢી નાખશે. રાણી સાહેબ! મામલો એવો કટાકટીનો આવી લાગ્યો છે કે, જો જરા પણ ગફલતમાં આપણે રહીશું, તો ચોક્કસ યાદ રાખજો કે, આપણા બાર જ વાગી જશે."

મહારાણીએ શોક મિશ્રિત મુદ્રાથી કહ્યું:—"લલિતાંગી! આ તો મોટી આફત સ્હામે આવી ઉભી રહી! એક તરફથી મં સેનાપતિના પુત્રને કેદ કર્યો છે અને બીજી તરફથી દુશ્મનનું વાદળ પુર જોસમાં ચઢી રહ્યું છે હવે બચવાનો કાંઇ ઇલાજ?"

"મહારાણી! સેનાપતિપુત્ર તો એક ઘણોજ ભલો અને સરળ યુવક છે, તેણે રાજ્યનો એવો શો ભયંકર અપરાધ કર્યો છે કે, તેને એકાએક કેદ કરવામાં આવ્યો છે!"

"તેને આજથી ચાર દિવસ પહેલાં મારા આ એકાંત ગૃહમાં મેં ખાસ કારણસર બોલાવ્યો હતો અને કદાચ સોમભદ્રના રાજ્યપર

આક્રમણ કરવું પડે, તો તે બાબતમાં મારે તેને કેટલીક સલાહ આપવાની હતી. પણ મારી પાસે આવ્યા પછી તેના મનનો ભાવ એકાએક કોણ જાણે શા કારણથી બદલાઇ ગયો હતો કે, જેથી લેશ માત્ર પણ ભય રાખ્યા વિના કિંવા સારાસારનો વિચાર કર્યા વિના તેણે મારી પાસેથી પ્રણયની માગણી કરી, મારા ગાલ પર ચુંબન લેવાનું સાહસ કર્યું હતું ! એ બેશર્મને એટલી પણ શર્મ નહિ આવી હોય કે, મારી વિધવાની સાથે આવી પ્રેમલીલા કરવી ઉચિત છે કે નહિ ? લલિતાંગી ! આ કારણથી મેં એને હાલમાં મારા ભયંકર ભોંયરાના ભેદી ઓરડામાં કેદ કર્યો છે અને આજથી પંદર દિવસ પછી એક મોટી જાહેર ગંજાવર સભા ભરી એનો ઇન્સાફ કરવાનો ઇરાદો કર્યો છે."

"મારા સાંભળવા પ્રમાણે તો સેનાપતિ પુત્ર અતિ ધર્મપરાયણ અને એક પત્નીવ્રતનો પક્ષપાતી છે, તેના દ્વારા આવું કાર્ય થાય, એ મારાથી માની શકાતું નથી."

"ત્યારે શું તું મને જૂઠી ઠરાવે છે ?" મહારાણીએ લાલચોળ આંખો કરી કહ્યું.

ચપળ લલિતાંગી રાણીના આશયને જાણી ગઇ. તે સેનાપતિ પુત્રને બહુજ ચાહતી હતી. સ્વાભાવિક રીતેજ તેના તરફ તેનો અનુરાગ વધી પડ્યો હતો, તેની ઇચ્છા તેના સિવાય બીજા કોઇની સાથે લગ્ન કરવાની નહોતી. તેણે પોતાના મનમાં ને મનમાંજ તેની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કરી લીધો હતો. પરંતુ અત્યારે રાણીનો ઉગ્ર વેશ જોઇને તેણે પોતાના કહેવાના આશયને બદલાવી નાંખ્યો. તેણે રાણીને અનુમોદન આપીને કહ્યું:—"ખરૂં છે, મહારાણી સાહેબ, એવા ઘોરતમ અપરાધીને સજા પણ તેવીજ ભીષણ થવી જોઇએ, જ્યારે રાજ્યનો એક મામૂલી અમલદાર ખુદ રાણીપર કુદૃષ્ટિ નાખે, ત્યારે પછી જુલ્મની હદજ ક્યાં રહી ?"

"પણ હવે આ માયામહેલપર આવી પડેલી આફતના સંબંધમાં શું કરવું?

"આવી પડી છે આપદા, ઉદ્ધાર કંઇ તેનો નથી;
આ રાજ્ય ને સત્તા સહુ મારાં હવે તો નથી;
દિન એક એવો આવશે મુજને બહુ સંતાપશે,
દાસત્વ કે બાંદીપણું નિશ્ચય લલાટે લાવશે;
અપમાન ને અતિ ગંજના હૃદયે બહુ બહુ સાલશે;
માયા તણો જે મહેલમારો, ભૂમિનો સાથી થશે."

આમ કહી ઉંડા ચિંતામાં ડૂબી મહારાણીએ પોતાના શિરને નીચું નમાવી લીધું. આવી રીતે તે ઘણીવાર સૂધી બેસી રહી. તેના મનમાં વારંવાર કોઇ અદૃશ્ય વાણી આવીને કહ્યા કરતી હતી કેઃ–
"મહારાણી! હવે તારૂં આ રાજ્ય થોડા દિવસને માટે છે. તારી સત્તા રસાતાળમાં જવાની છે, સન્માન નષ્ટ થવાનું છે. કારણ કે;–

સંસાર છે સહાયક સદા સતીયાં તણો;
વ્યાપી ગયો જો વિશ્વમાં પરતાપ ઝાઝાં પાપનો
જેણે ગુમાવી ધર્મને અધર્મને ઉરમાં ધર્યો;
માનવ તણી મર્યાદ મૂકી સાથ શયતાની ગ્રહ્યો.
ત્યાગી દઇ સન્માર્ગને, અન્યાયને કરમાં ગ્રહ્યો;
એ માનવી ના માનવી, સમુદાય દાનવનો ગણો;
(એ) પાપી પડે છે પૃથ્વીમાં, નરકે સદા તે જાય છે;
ધર્મી રહી આનંદમાં પ્યારાં પ્રભુનાં થાય છે."

મહારાણીને તેનાં ચક્ષુઓ પણ તેવાંજ વિચિત્ર દૃશ્યો બતાવીને તેને વ્યાકુળ કરી દેતાં હતાં. એક પછી એક તૂફાની વાદળાં આસમાનમાં એકઠાં થતાં હોય, તેનો ભયંકર ગડગડાટ સંભળાતો હોય અને તેમાંથી વપુને દહનારો ભીષણ વજ્રપાત થતો હોય, એવા એવા અનેક દેખાવો તેનાં ચક્ષુ સમક્ષ તરી આવવા લાગ્યા. કર્ણમાં 'પા-

પનું પતન થશે, થશે ને અવશ્ય થશેજ' એવા ગેબી અવાજો તેને સંભળાવા લાગ્યો. ભયભીત બની જવા છતાં પણ દુઃખ અને આપત્તિઓમાંથી બચવાનો તે કાંઈ કાતિલ ઉપાય ન કરી શકી. ઘણીવાર સુધી વિચાર કર્યા પછી આખરે તેણે કમરમાં હાથ નાખ્યો, કમરમાંથી એક ડબ્બી બહાર કાઢી. ડબ્બીમાંથી પેલી સોનાની પૂતળી તેણે બહાર કાઢી, ત્યાર પછી તે પૂતળીને જમીનપર ફેંકીને મહારાણીએ હાક મારી કહ્યું:—"ઓ પૂતળી! જા, વસંતદુર્ગમાંથી બુઢ્ઢા રૂપસેન, તેની કન્યા રુક્મિણી તથા સોમદત્તના સર્વ સરદારોને અહીં ઉપાડી લાવ; તેનો બહુરૂપીપણ બાકી ન રહી જાય."

આ સાંભળીને તે પૂતળી તરફડીને ઉડી, પરંતુ હવામાં ઉંચી ચઢતી ચઢતી તે પાછી જમીનપર આવી ગબડી પડી અને તેમાંથી અવાજ થયો કે:—"અફસોસ! હું લાચાર છું. રુપસેને સર્વના ગળામાં એક એક જંત્ર બાંધી દીધો છે. એ જંત્રને લીધે મારાથી તેનને લાવી શકાય તેમ નથી."

આથી રાણીની આંખોમાં અંધારાં આવી ગયાં. તેણે મસ્તક નમાવી લીધું અને થોડીવાર સુધી વિચાર કર્યા પછી તેણે તે મૂર્ત્તિને ઉપાડીને પોતાની ડબ્બીમાં પાછી મૂકી દીધી.

આ સમયે લલિતાગી મશ્કરી કરતી બોલી ઊઠી:—"સોમભદ્રને આપે માર્યો? બદમાશ ક્રૂરસિંહનું મસ્તક ધડથી વિખૂટું કર્યું? માયા મહેલની માયાને આબાદ બચાવી?"

રાણીએ ગુસ્સાથી પગ પછાડી કહ્યું:—"માયાવી મૂર્ત્તિઓની સલાહ લીધી, તો તે હરામજાદીઓએ એવો જવાબ આપ્યો કે:—"માયાના તોડનારને માયા મહેલની બહાર લઇ જઈને મારો. ત્યાર પછી પાછું જ્યારે માયાસાર ગ્રંથમાં જઇ જોયું, તો તેમાં પણ અજબજ લખેલું જોયું. તેમાં લખ્યું છે કે, માયા તોડનાર મનુષ્યને સાત દિવસ સુધી કેદ રાખી છેવટે માયા મહેલની બહાર લઇ

જઇને મારો, લલિતાંગી! મેં માયાસારમાં લખ્યા મૂજબજ તેમને બન્નેને કેદ કરી રાખ્યા છે."

લલિતાંગીએ કહ્યું કે:-"મહારાણી! ક્રૂરસિંહને આપે મારી નાંખ્યો હોત, તો સારૂં થાત, કારણ કે એ હરામખોર અવશ્ય કાંઇક-ને કાંઇક કપટ કર્યાં વિના રહેશે નહિ. પોતાના રાજાને તો તે છોડા-વીજ લાવશે, તે ઉપરાંત તે પેલા પહેલા કેદીને પણ માયા મહેલ-માંથી છોડાવી જશે, તો તેમાં પણ કાંઇ શંકા જેવું નથી. આપ જરા વિચાર કરી જૂઓ કે, જો એમજ બનશે તો એનું પરિણામ કેવું હાનિકારક આવશે?"

મહારાણીએ કહ્યું:—"એનો બંદોબસ્ત હું કરી લઇશ, ખરી રીતે તે બડો હરામખોર છે. પરંતુ આ વખતે એવી જગાએ તેને કેદ કર્યો છે કે, જ્યાં તેની કશી ચાલાકી ચાલી શકે તેમ નથી! એક માયાવી પૂતળાને મેં તેની રખવાળ માટે ઉભું રાખી દીધું છે. તે પૂતળું જો સોમદત્ત દીવાલપર હાથ મૂકશે, તોપણ તેને કાપી નાખશે, અરે તેના નામોનિશાન તે દુનિયામાંથી નાબૂદ કરી દેશે. વારૂ, લલિ-તાંગી! તું પણ બહુરૂપીપણાની વિદ્યાથી સારી રીતે માહિતગાર હતી, તેં તેની તાલિમ પણ લીધી હતી, તો પછી તારી બધી ચાલાકી કેમ બરબાદ થઇ? તું તો ચાલાક બહુરૂપિણી છે, માટે હજી પણ એકવાર હું તારી કરા-મત જોવા માગું છું. જે કામ હું મારી આ વિશ્વાસુ પૂતળીને પણ સોંપતી નથી, એ કામનો ભાર તારા પર સોંપવા માગું છું. હીરા પણ તારી સહાયતા કરશે. તું જઇને આપણા તમામ દુશ્મનોને પકડી લાવ. જો આ કામને બરાબર પાર પાડી આવીશ, તો હું તને એટલી બધી દોલત આપીશ કે, જે તું તારી જિન્દગીમાં ગમે તેટલા છૂટા હાથે ખર-ચીશ, તો પણ કદાપિ ખૂટશે નહિ. એ તો તું સારી રીતે જાણતી જ હોઇશ કે, રાજા જેના પર પ્રસન્ન થાય છે, તેનાં દાળદર ફીટી જાય છે, અને એ મનુષ્ય સહજમાં જ ફકીરમાંથી અમીર બની જાય છે,

તારે આપણા કેદીઓને માટે કાંઇ વધારે દૂર જવું પડશે નહિ. વસંતદુર્ગને માટીમાં મેળવી દેવા માટે હું તને એક હજાર સવાર અને પાંચ તોપો આપું છું. આપણી ફોજનો પડાવ વસંતદુર્ગની બહાર નાખજે. હું એને માટે એક એવો બંદોબસ્ત કરૂં છું કે, મારા ધારવા પ્રમાણે વસંતદુર્ગમાં અત્યારે ફક્ત થોડા જ સૈનિકો બાકી છે. એથી એમની મદદથી સોમદત્તનો વસંતદુર્ગનો સેનાપતિ થોડા દિવસ સુધી તમારી સાથે લડશે, પણ આખરે તેની ભયંકર હારજ થશે. વળી જો એ સેનાપતિ કેદ થશે, તો પછી બીજી બધી પંચાત મટી જશે અને આપણા દુશ્મનોનું નામોનિશાન પણ દુનિયામાંથી નાબૂદ થઇ જશે."

લલિતાંગીએ કહ્યું:—"જેવી મહારાણીની આજ્ઞા ! ત્યારે શું અમો હમણાં જ વસંતદુર્ગ તરફ રવાના થઇએ ?"

મહારાણીએ ઉત્તર આપ્યો:—"આજ સવાર સુધીમાં આપણી ફોજ વસંતદુર્ગમાં આવી પહોંચશે. એ વખતે તું કોઇને કોઈ દુશ્મનને પકડી શકી હોઇશ, એટલે ફોજના આવતાંની સાથે જ તારા કેદીને તું ફોજદારના તાબામાં સોંપી દેજે."

"બહુ સારૂં; ત્યારે અમો બન્ને હવે જઇએ છીએ. ચાલ હીરા! આજે જ તારી ચાલાકી દેખાઇ આવશે કે, વેશધારીઓમાં તું કેટલે દરજ્જે કામ કરી શકે છે ?"

ત્યાર પછી હીરા તથા લલિતાંગી બન્ને મહારાણીને યથાયોગ્ય પ્રણામ કરી એ ઓરડામાંથી બહાર નીકળી ગઈ. બન્નેના જવા પછી ઘણીવાર સુધી મહારાણી વિચારતી રહી. કે પછી એકાએક પાછળના દરવાજા તરફ જોઇને તેણે અવાજ માર્યો કે:—"કોઇ હાજર છે કે ?"

અવાજની સાથેને સાથે જ "હાજર" "હજૂર" "હુકમ" આદિ અનેક અવાજ સંભળાયા અને તરતજ તે ઓરડાના પડદામાંથી એકી સાથે ત્રણ સ્ત્રીઓ મહારાણીની સ્હામે આવી સલામ કરી ઉભી રહી.

રાણીએ એમાંની એક સ્ત્રીને સંબોધીને કહ્યું કે:—"સેનાપતિ સાહેબ હાજર છે." જી, હા. "અંદર મોકલો." રાણીએ કહ્યું.

સેનાપતિ અંદર આવ્યો. એ સેનાપતિ તથા તેના પુત્રના સંબંધમાં અમો આ પહેલાં જ પરિચય આવી ચૂક્યા છીએ. સેનાપતિએ ઓરડામાં પ્રવેશ કરતાંની સાથેજ મહારાણીને પ્રણામ કર્યાં અને પછીથી તે નીચું મુખ કરી મહારાણીની આજ્ઞાની વાટ જોવા લાગ્યો.

આનંદકુમારની મુખમુદ્રાને મલિનતાથી આચ્છાદિત થયેલી જોઇને ચાલાક રાણી તરતજ તેનો આશય જાણી ગઇ. તેણે તેને પ્રસન્ન કરવાની ખાતર કહ્યું:—"સેનાપતિ! આજકાલ તમારૂં મન પુત્રનાં શોકથી વ્યાકુળ રહે છે, એ જોઇને મને ઘણોજ ખેદ થાય છે. પણ ચિંતા કરશો નહિ. હું આ માયામહેલના ઝઘડામાંથી મુક્ત થતાંની સાથે તરતજ તેનો ઇન્સાફ કરી તેને મુક્ત કરી દઇશ.

ભોળા હૃદયના સેનાપતિએ રાક્ષણી રાણીનાં વચનોપર સંપૂર્ણ વિશ્વાસ લાવી નમ્રતાથી કહ્યું:—"એ બદલ હું રાજરાણીનો ઘણોજ ઉપકાર માનું છું. મારાપર રાજમાતાની આવી અપૂર્વ કૃપા છે, એથી હું મને મહા ભાગ્યશાળી માનું છું. પણ રાજમાતા! હવે કહો જોઇએ કે, સેવકને શા કારણથી અત્યારે અહીં ઉપસ્થિત થવાની આજ્ઞા ફરમાવવામાં આવી છે?"

રાણીએ કહ્યું:—"મારા વૃદ્ધ વફાદાર સેનાપતિ! આજકાલ કાંચનગઢના રાજ્યપર જે વિપત્તિ આવી પડી છે, એતો તમે જાણોજ છો. હવે એ કામમાં તમારા વિના મને બીજું કોઇ ખરી મદદ કરી શકે તેમ નથી. હાય! અત્યારે જો આપનો પુત્ર—સહાયકારી સેનાપતિ હાજર હોત, તો તમારે કે મારે કોઇને કશી ચિંતા કરવી પડત નહિ. પણ દૈવયોગે તે રાજ્યનો અપરાધી થયો છે. પણ એ સર્વ વાર્ત્તાને વિસારી હાલ તરત તો રાજ્યનું સંરક્ષણ કરવું એજ આપણો ધર્મ છે,

તમે એક હજાર સ્વાર અને પાંચ તોપો લઇને આજેને આજે જ વસંતદુર્ગ તરફ કૂચ કરો. કાલે પ્રભાતમાંજ વસંતદુર્ગ પર તોપોનો મારો શરુ થઇ જવો જોઇએ, અરે! તેનું અસ્તિત્વ પણ નાબુદ થઇ જવું જોઇએ. તમારાથી જેટલી બને તેટલી કોશિશ કરીને પાપાત્મા સોમભદ્રના વસંતદુર્ગપર સત્વર વિજય મેળવો."

સેનાપતિએ કહ્યું:—"ફોજ મોકલવાની કશી જરૂર મારા જોવામાં આવતી નથી. જો મહારાણીની આજ્ઞા હોય તો, થોડાક સવારો સાથે લઇને હું વસંતદુર્ગ ચાલ્યો જાઉં અને ત્યાંના સોમભદ્રે નવા નીમેલા દુર્ગરક્ષક—કિલ્લેદારની ગરદન પકડીને આપની હજૂરમાં હાજર કરૂં. એ હરામખોરની શી મજાલ છે કે, તે સરકારના હુકમનું લેશ માત્ર પણ અપમાન કરે."

મહારાણીએ કહ્યું:—"નહીં, સેનાપતિ! ત્યાં ઘણી તૈયારીઓ થઈ ચૂકી છે. ત્યાંના દરેકે દરેક સિપાહીઓ ખૂનખ્વાર લડાઇ કરી લોહી રેડવાના શુભ પ્રસંગની વાટ જોઈ રહ્યા છે અને તે સાથે તમારા તથા તમારી રાણીના હુકમને રસાતળમાં મૂકવાની સલાહ મસલત ચલાવી રહ્યા છે. આવી સ્થિતિમાં હું તો એજ યોગ્ય ધારૂં છું કે, તમે તમારી સરકારના હુકમનો અનાદર ન કરતાં, એકદમ કિલ્લા પર હલ્લો કરો અને સોમભદ્રના સર્વ શયતાની પક્ષનો સંહાર કરો. મારા સાંભળવા પ્રમાણે એ દુષ્ટ મંડળે જ થોડા વખત પહેલાં સોમભદ્રની રાણીનો વિનાશ કરવાની કોશિશ કરી હતી અને સોમભદ્રને ઉશ્કેરી તેને કત્લ કરવાનું કારસ્થાન રચ્યું હતું; પણ દૈવયોગે કોઇ દૈવી મદદથી તે બચી ગઇ હતી. એ મંડળ જ મહાભયંકર છે. માટે સર્વથી પ્રથમ એનો સંહાર થવાની આવશ્યકતા છે. જાઓ, તમે સત્વર કૂચ કરો, વિલંબ ન કરો."

સેનાપતિએ કહ્યું:—"પરંતુ મહારાણી સાહેબા! હું એકવાર કિલ્લામાં જરૂર જઇશ. તે શયતાની મંડળના સરકાર કહી શકે છે, તે

એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના મારી સાથે સાથે ચાલ્યો આવે, અને આપની સેવામાં હાજર થઇ પોતાના અપરાધની ક્ષમા માગે. જો એ લોકો એમ કરવાને કબુલ નહિ થાય, તો પછી સાંઝ સુધીમાં આપણી ફોજ તેના કિલ્લામાં દાખલ થશે અને તે શયતાની મંડળનો જડમૂળથી વિનાશ કરી નાખશે. આપણા પ્રબળ પ્રતાપ પાસે તે બિચારા પામરોનું શું ગજું છે.

"ભાનુ સમી છે રોશની, સિંહાસને વ્યાપી રહી;
વળી ધીરતા ને વીરતા એ શક્તિ છે વ્યાપી રહી;
મગરૂર છે આ રાજ્યને વસુધા સદાયે આપથી;
બાંધી શકે કો શત્રુતા હિમ્મત ધરીને આપથી;
એ શત્રુઓ નહિ યુદ્ધમાં ફાવે કદાપિ આપથી;
નષ્ટ થાશે પાપીઓ આ ધરણી કેરા ધામથી;"

મહારાણીએ કહ્યુંઃ–"સેનાપતિ! તમારી વીરતામાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. હું તમને પૂર્ણ અધિકાર આપું છું, કે વસંતદુર્ગનો વિનિપાત કરવામાં તમે મને જેમ ઉચિત લાગે તેમ કરજો. પણ એ કામ જેમ બને તેમ જલ્દી પતી જાય, એની ખાસ કાળજી રાખજો. તમો આજે ને આજેજ સૈન્ય લઇને વસંતદુર્ગ તરફ રવાના થઇ જાઓ."

"જેવી મહિમામંડિના મહારાણીની આજ્ઞા." આમ કહી સલામ કરી વફાદાર સેનાપતિ તરતજ ત્યાંથી વિદાય થયો.

પણ સેનાપતિએ વસંતદુર્ગ તરફ પોતે ન જતાં પોતાના પુત્રની સહાયકારી સેનાપતિની પદવીપર આવેલા 'વસંતસિંહ' નામના નવા સેનાપતિને યુદ્ધ માટે મોકલવાનો બંદોબસ્ત કર્યો. કારણ કે, તેણે વિચાર્યું કે, પુત્રના શોકથી તેનું હૃદય જર્જરિત થઇ ગયું છે, તેથી તે કદાપિ યુદ્ધમાં જય મેળવી શકશે નહિ. વસંતસિંહને વસંતદુર્ગ તરફ મોકલી તે પુનઃ પુત્રના વિયોગથી અત્યંત દુઃખ થઇ તેના માટે શોકનાં આંસૂ વરસાવવા લાગ્યો.

આ તરફ મહારાણી ગુલાબકુમારી તેના ચાલ્યા જવા પછી વિચારમાં ગુંથાઈ ગઇ. એવામાં એક દૂતે આવી સલામ કરી તેના હાથમાં એક પત્ર આપ્યો. પત્ર મહારાણી સાવિત્રીનો હતો. તેમાં લખ્યું હતું કે:—

" સખી ગુલાબ !

તમારા પત્ર પ્રમાણે સોમભદ્રના વસંતદુર્ગનો સંહાર કરવા માટે હું પંદર દિવસ પછી જરુર તમારા લખવા પ્રમાણે બંદોબસ્ત કરી આપીશ. એ પાપાત્માનું પતન થવાની ખાસ જરુર છે.

તમારી—સાવિત્રી. "

આ પત્ર વાંચી રાણી આનંદની મારી કૂદી ઉઠી અને બોલી:— " બસ, ફતેહ, ફતેહ ! ગમાર સેનાપતિને આડું અવળું સમજાવી યુદ્ધ માટે તૈયાર કર્યો અને મહારાણી સાવિત્રીની મદદનો સંદેશો, પણ આવી પહોંચ્યો. હવે મારો વિજય થવામાં જરા પણ વિલંબ થશે નહિ. સોમભદ્રનું રાજ્ય મારા હાથમાં આવ્યા પછી હું બીજાં બે ત્રણ રાજ્યની રાણી થઇશ. મહેન્દ્રકુમારને રાજ્ય આપવાનું તો માત્ર બહાનુંજ છે. તેને મારી પાસે બોલાવી દગાથી હું મારા કેદખાનામાં કેદ કરીશ અને રાણી સાવિત્રીને વિષપાન કરાવી મારી નાખીશ. આથી મારા સુખનો રસ્તો સાફ થઇ જશે. બુઢ્ઢા રુપસિંહની પણ પૂરી બરબાદી કરીશ. "



## એકવિંશ પરિચ્છેદ

### માયાવી મહેલનું માયાવી રહસ્ય

લે તેરે મન ચલે કા સૌદા હૈ ખટ્ટા ઔર મીઠા;
કુંજડે કી સી હાટ હૈ દુનિયા જિન્સ હૈ સારી ઇકટ્ઠી;
મીઠી ચાહે મીઠી લે લે ખટ્ટી ચાહે ખટ્ટી;
લે તેરે મન ચલે કા સૌદા હૈ ખટ્ટા ઔર મીઠા.
રૂપ રંગ પર ભૂલ ન દિલ મેં દેખ અકલ કે બૈરી;
ઉપર મીઠી નીચે ખટ્ટી અમ્બુઆ કી સી કૈરી;
લે તેરે મન ચલેકા સૌદા હૈ ખટ્ટા ઔર મીઠા.

માયા મહેલની નાની અને એક સંગીન કોટડીમાં રાજા સોમભદ્ર અને ક્રૂરસિંહ બેઠા હતા. તેમની સ્હામે, તેમના દરવાજાની વચ્ચે એક માયાવી પૂતળું કે જે એક હબ્શી જેવું હતું. તે હાથમાં નાગી તલ્વાર લઇ શિર ઝુકાવી ચૂપ ચાપ ઉભું હતું. તે પૂતળાંને આજે તેમની સ્હામે આવી ઉભાં રહ્યાં ને આજે પાંચ દિવસ વીતી ગયા હતા. ક્રૂરસિંહે જ્યારે રાણીને બેહોશ કરી હતી અને તે વખતે જે તે ઓરડીમાંથી ગુમ થઇ ગઈ હતી, ત્યાર પછી તેઓ બન્ને જણા ત્યાંથી ન્હાસવાનો ઇલાજ ખોલી રહ્યા હતા. હમણાં તેમને એક અસલ ઇલાજ મળી આવ્યો હતો અથવા અમલમાં મૂકાઇ ગયો હતો; પણ દૈવયોગે તેઓ પાછા બેશુદ્ધ બની ગયા હતા અને શુદ્ધિમાં આવતાં તેઓ એક ઓરડીમાં પુનઃ કેદ થયા હોય, એમ તેમને જણાયું હતું. તેમની સ્હામે એક માયાવી પૂતળું ઉભું હતું. જ્યારે તેઓ દીવાલ અથવા દરવાજા તરફ આગળ વધતા, ત્યારે તે પૂતળું તેમના તરફ તલ્વાર ઉગામતું, જેથી લાચાર થઇને તેઓ પાછા પોતાની જગા પર જઇ

બેસતા હતા. ક્રૂરસિંહ એક રીતે નિરાશ થઇ ચૂકયો હતો. દરવાજો ખુલ્લો હતો, એથી એમાંથી આવતા પ્રકાશવડે દિવસ કે રાત્રિ સાફ દેખાઇ આવતી હતી. બન્ને જ્યારે ઊંઘમાંથી સવારના પહોરમાં ઉઠતા હતા; ત્યારે તેમને ખાવા માટે થોડાંક સ્વાદિષ્ટ ફળો તથા પાણી મળી આવતું હતું એ વસ્તુઓ કેણ જાણે કોણ આવીને રાખી જતું હતું, કે જેનો કાંઇ પત્તાજ મળતો નહોતો.

આજે કેદમાં પૂરાયાને છ દિવસ થઇ ગયા હતા અને છઠ્ઠા દિવસનો પ્રભાતકાળ ચાલતો હતો. રાજા સોમભદ્રની ઘણીજ વ્યાકૂળતાની સાથે કહી રહ્યો હતો કે—"ભાઇ ક્રૂરસિંહ! આ હરામખોર પૂતળું વિના કારણ આપણને અટકાવી રહ્યું છે. પણ હવે એને ખસેડવાની આપણે જલ્દી કાંઇક કોશિશ કરવી જોઇએ, નહિ તો આવી રીતે કેદમાં પડયા પડયા સડી જઇશું."

ક્રૂરસિંહે જવાબ આપ્યો:—"શું કહું, શ્રીમાન્! આ વિષયમાં તો મારી બુદ્ધિ કાંઇ પણ કામ કરી શકતી નથી. જો મનુષ્ય હોત તો અત્યાર સુધીમાં તેને ક્યાંયનો ક્યાંય અદ્ધર ઉડાવી દેત; પણ આ પૂતળાંને શું કરવું? એ હરામજાદું સહજમાંજ ક્યાં દૂર થાય તેમ છે? એને ઘણી ઘણી મીઠી વાતો કહેવા છતાં પણ પીગળતો નથી; તેમજ બેહોશીથી બેહોશ પણ થઇ શકતો નથી? આવો પૂતળો તો મેં મારી આખી જિન્દગીમાં કદી પણ જોયો નથી. આના પંજામાંથી છૂટવું અને યમના દૂતના પંજામાંથી છૂટવું એ બેઉ સરખું છે.

સોમભદ્રે કહ્યું:—' ક્રૂરસિંહ! આ શું લખ્યું છે? શેતરંજખાના જેવાં ખાનામાં કાંઇક અક્ષરો લખેલા હોય એમ જણાય છે. આની મતલબ તારી સમજમાં આવે છે ખરી કે?" આમ કહીને તેણે તે ઓરડીની એક દીવાલ તરફ આંગળી ચીંધી.

એ દીવાલ બરાબર દરવાજાની સામી હતી અને ઉઘાડા દરવાજામાંથી તેના પર પુષ્કળ પ્રકાશ પડી રહ્યો હતો. દીવાલમાં પત્થરની એક તખ્તી હતી અને તેમાં આ પ્રમાણે લખેલું હતું:

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ઓ | વા | ડી | દ | વ | ચો | વ | એ |
| * | * | છે | * | * | * | * | * |
| જો | ર | ર | ની | ર | ચ્ચો | ક | ચ |

થોડીવાર સુધી બન્ને જણા એ લખાણ તરફ જોઈ રહ્યા અને તેની મતલબ સમજવા માટે મગજમારી કરવા લાગ્યા. આખરે સોમભદ્રે વિચાર કરી આનંદમાં આવી કહ્યું કેઃ—

" ક્રૂરસિંહ ! કાંઇ સમજમાં આવ્યું કે ?"

" ક્રૂરસિંહે જવાબ આપ્યોઃ—" આપ કદાચ આ ગુપ્ત લિપિનો આશય જાણી શકયા હશો, પરંતુ મારી સમજમાં તો એવું આવે છે કે, ઓરડા—"

સોમભદ્રે કહ્યુંઃ—" બસ બસ, તમે પણ સમજી ગયા હો, એમ જણાય છે. ડાબી તરફના ઉપરના ખાનાથી શેતરંજના ઘોડાની ચાલપર અક્ષરો ગોઠવવામાં આવ્યા છે. દરેક અઢી ખાનાના હિસાબે મતલબના અક્ષરો મળી આવે છે. એમાં લખ્યું છે કેઃ—" ઓરડીની વચ્ચોવચ્ચ એક ચોર દરવાજો છે. "

તે લોકો ઓરડીની વચ્ચોવચ્ચ બેઠા હતા. ક્રૂરસિંહે બેઠાં બેઠાં જ જોયું તો, તેને જણાયું કે, આખી ઓરડીમાં ચોખૂણ તખ્તીઓની ફર્શ બિછાવેલી છે, પરંતુ ઓરડીની વચ્ચોવચ ગોળાકારની અંદરની લંબાઇમાં એક ગોળાકાર તખ્તી બેસાડવામાં આવી છે. ક્રૂરસિંહને તપાસ કરતાં તે તખ્તી હલતી જણાઇ આવી. એ જોઇને તેણે કહ્યું કેઃ—" આ તખ્તી અવશ્ય ચોર દરવાજામાં પ્રવેશ કરવાનું નિશાન છે. એને ખોલવાથી અવશ્ય કાંઇ અવાજ સંભળાશે અને તે અવાજ બહુ જ નજીકમાં સંભળાશે. "

ત્યાર પછી થોડી તપાસ કરતાં બીજના ચંદ્રમાના આકારનો એક ખાડો તે ગોળ તખ્તીની પાસમાંજ એક ચોખૂણુ તખ્તી પર ખોદેલો તેમના જોવામાં આવ્યો. એ ચંદ્રમાની વચ્ચોવચ્ચ એક નાની કળ લગાડેલી હતી. ક્રૂરસિંહે તેને પોતાના અંગૂઠાથી દબાવી જોઇ કે તરત જ એક ધડાકાના અવાજની સાથે પત્થરનો ગોળ ટુકડો નીચેની તરફ એક બાજૂની અંદરની કળપર ઝૂલવા લાગ્યો.

આ પ્રમાણે અચાનક તખ્તીના ખુલી જવાથી બન્ને ચમકી ઉઠ્યા અને પછી તાજજુબ થઇને તે તખ્તી પાસે જઇ ચોર દરવાજા તરફ નજર દોડાવવા લાગ્યા. દરવાજાની અંદર બિલ્કુલ અંધકારની છાયા છવાઇ ગઈ હતી, ફક્ત ચોર દરવાજા પર જ ઝાંખો પ્રકાશ પડવા લાગ્યો. તેમને બન્નેને જણાવા લાગ્યું કે, પત્થરની એક સીધે સીધી સીડી ચોર દરવાજા પાસે વાંકી વળી નીચેની તરફ ચાલી જતી હતી.

ક્રૂરસિંહે કહ્યું:—“ રાજાધિરાજ ! આ માર્ગ આપણને કોઇ સહી-સલામતીવાળી જગાએ પહોંચાડી દેશે કે કોઈ આફતમાં સપડાવી દેશે, એનો અત્યારથી આપણે શો નિશ્ચય કરી શકીએ તેમ છીએ ? મને તો આ માર્ગે ચાલતાં દહેશત લાગે છે. મારૂં મન મને ચોકખી ના પાડે છે કે, વિના વિચાર્યે કશું સાહસ કરીશ નહિ. ”

સોમભદ્રે કહ્યું:—“ એ ગમે તેમ હોય, પણ આપણે આપણી દહેશતને દબાવીને એક વાર અવશ્ય આ ચોર દરવાજાના માર્ગે જવું પડશે. ”

ક્રૂરસિંહ ચોર દરવાજાની પત્થરની સીડી તરફ રોશની દ્વારા નીચે ઉતરવા લાગ્યો. સોમભદ્ર તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. મોટી લાંબી લાંબી સીડીઓની હારોને તેમને ખતમ કરવી પડી. સીડીઓ પૂરી થયા પછી તેમને સપાટ જમીન મળી આવી. જે

જમીન ઘણીજ મનોહર અને દિલને તર કરનારી હતી. ત્યાંની હવા સ્થિર હતી; જેથી તેમને શ્વાસ લેતાં સહજ મુંજવણ પણ પડતી હતી. સીડીની બન્ને બાજૂએ સંગીન દીવાલો હતી. દીવાલોની સામ-સામા થોડા થોડા અંતર પર ત્રણ મોટા દરવાજા હતા. સીડીની ઉપર તેમના બન્નેનાં મસ્તકોથી એકાદ હાથ ઊંચી એક છત હતી. છત ઘણીજ વિશાળ અને મનોહર હતી. હમણાં જે સપાટ જમીન અથવા સુરંગમાં એ લોકો ચાલી રહ્યા હતા, તેની છત અને દીવાલ પણ સીડીની છત અને દીવાલોના જેવીજ હતી. થોડેક દૂર ચાલ્યા પછી જ્યારે તેઓ બે રસ્તા અલગ અલગ થતા હતા, તેના નાકા આગળ આવી પહોંચ્યા, ત્યારે તેમને કાંઇક શક પેદા થયો. તેઓ કયા માર્ગે જવું તેના વિચારમાં પડી ગયા, એથી ત્યાં આગળજ તેઓ થોભી ગયા. ઘણીવાર સુધી વિચાર કર્યા પછી ક્રૂરસિંહે પૂછ્યું કે:–
"રાજન્ ! હવે કયા રસ્તે જઇશું વારૂ ? અહીં જરા વિચારવા જોગ સવાલ આવીને ઉભો રહ્યો છે."

સોમભદ્રે પણ વિચાર કરીને જ ક્રૂરસિંહના સવાલનો જવાબ આપ્યો:–"ચિંતા નહિ, ક્રૂરસિંહ ! ડરવાનું કાંઈ કારણ નથી. હું હમણાં જ શયતાનની સાધના કરૂં છું. બેસો, જરા વાર આરામ લો, મારી સાધનાને વિશેષ વિલંબ લાગશે નહિ."

આ સાંભળીને ક્રૂરસિંહ તરત જ તે રસ્તાના નાકાપર બેસી ગયો અને સોમભદ્ર પણ બેસીને એકાગ્ર મનથી જગતતાપક મહા શક્તિ સંપન્ન શયતાનની સાધના કરવામાં નિમગ્ન થઇ ગયો. તે પ્રાર્થના કરતો કહેવા લાગ્યો કે:–"હે પિશાચપતિ ! હે શયતાન ! તમારી સાથેની શર્ત્ત મૂજબ હું આજે આ આફતને વખતે તમારૂં સ્મરણ કરૂં છું. કૃપા કરી મને આ માયા મહેલમાંથી બચાવો અને અહીંની સર્વ માયાને નષ્ટ ભ્રષ્ટ કરવાની મારા બાહુમાં શક્તિ આપો. તમારા સિવાય અત્યારે મારો કાંઇ પણ આધાર નથી. અત્યાર સુધી

તમારી સત્તાના બળથી જ હું સર્વ કાર્યોમાં સિદ્ધિ મેળવી શકયો છું. તમારી કૃપાના પ્રભાવે જ મને રાજ્ય પ્રાપ્ત થયું છે, હું રંકમાથી રાય બન્યો છું. ધન્ય છે, તમારી મહિમામયી માયાને ધન્ય છે!" આમ કહી સોમભદ્ર પુનઃ શયતાનની સાધનાનો એક મંત્ર બોલવા લાગ્યો —

"આત્મ વિધાતકની તુરબત જે ભયંકર અતિ ભાસે છે;
ગૃધ્ર શૃગાલોના ધ્વનિ ભયંકર, જેનાથી ભવ ત્રાસે છે;
શબભક્ષક શીતલ કીટક જે શબ ભક્ષી ઉલ્લાસે છે;
નરકપાલ જેને શય્યા કરી દુર્દર મહા વિલાસે છે;
કૃષ્ણ કાક જે કબરો ઉપર નિજ પક્ષો ફફડાવે છે;
શબ વાહક કંગાલ કર્કટી ધ્વનિ વિચિત્ર સંભળાવે છે;
ભયદડાકિની જે સ્થાનોમાં નિજને સદા વસાવે છે;
દરી અસ્થિર પિંજરની કે જે ભય હૃદયે ઉપજાવે છે;
માનવ હન્તા નર પશુનાં જે અસ્થિ રખડતાં માર્ગ વિશે;
સ્મશાનવાસી પ્રેત ભૂત જે અંધકારમાં સદા દિશે;
એ સમસ્ત વસ્તુઓના હું અત્યારે દૈં શપથ તને;
હે પિશાચ, મારી આજ્ઞાથી, દે નિજ દર્શન લાભ મને."

ઉપરોક્ત મંત્ર પૂર્ણ થતાંની સાથેજ સોમભદ્રનાં ચક્ષુ સમક્ષ કરાળ કાળ રૂપ પિશાચની પ્રતિમા આવી ઉભી રહી; પરંતુ ક્રૂરસિંહ એ પ્રતિમાને જોઇ શકયો નહિં. તેણે માત્ર એટલુંજ જોયું કે, સોમભદ્ર જાણે કોઈની સાથે વાતચીત કરી રહ્યો છે. પણ કોની સાથે શી વાતચીત કરે છે, એ તેના જોવામાં કે સમજવામાં આવ્યું નહિ. પિશાચના પડછાયાથી તેની આંખો આગળ અંધારૂં છવાઇ ગયું અને તે છતી આંખે અંધો બની ગયો.

સોમભદ્ર અને શયતાન વચ્ચે આ પ્રમાણે વાતચીત થવા લાગી:—

પ્રથમ પિશાચે પૂછ્યું:—"મારી માયામાં ફસાયલા પામર પ્રાણી!

મારૂં સ્મરણ અત્યારે આ સ્થળે કરવાની તને શી જરૂર પડી છે વારૂ? હવે મારા અધિકારમાં આવવાને તને માત્ર ત્રણ વરસનીજ મુદ્દત બાકી રહી છે. એ ત્રણ વરસ સુધી તું મને જે હુકમ ફરમાવે, તે બજાવવાને હું બંધાએલો છું. પણ પાછળથી જ્યારે તારે મારૂં દાસત્વ સ્વીકારવું પડશે, ત્યારે તારી શી દશા થશે તેનો જરા ખ્યાલ કર. મનુષ્યના આકારમાં રહી મને શયતાનને પણ શર્માવનારાં કાળાં કર્મ ન કર. દુનિયા શયતાનને ધિક્કારે છે, પણ ખરી રીતે મારો શયતાનનો કશો પણ દોષ નથી. કુકૃત્યો હમેશાં માનવદ્વારાજ પ્રતિષ્ટિત થાય છે. હું ભલાઇને ચાહનારો છું, બુરાઇ તરફ મને સખ્ત ધિક્કાર છે. મને નીતિ પસંદ છે, અનીતિ નથી.

ગુનાહોને કરે માનવ પડીને સ્વાર્થના કૂપે;
બુરાઇ તે કરે પોતે (અને) પડું હું નર્કના ધૂપે;
જુલમગારો સિતમગારોથી મુજને સખ્ત નફરત છે;
મારી આંખોમાં નેક ને ન્યાયી લોકોની ઇજ્જત છે;
ખોલો આંખો ને નિહાળો કામ સહુ ઇન્સાનનું;
હુસ્નનું છે, ઇશ્કનું છે, કે ચલણ છે શયતાનનું."

સોમભદ્ર શયતાનના આ કથનનો કશો પણ જવાબ ન આપતાં, પોતાના પ્રશ્નના જવાબની રાહ જોવા લાગ્યો, એ જોઇને તેણે કહ્યું:—"હે દુર્ભાગી જીવ! હજી પણ બાકીનાં ત્રણ વરસમાં કાંઇ સારૂં કામ કરી લે, જેથી ભવિષ્યમાં મને દોષ દેવાનો પ્રસંગ ન આવે. મને જે આજ્ઞા ફરમાવવા માગતો હો, તે ફરમાવતાં પહેલાં ન્યાય અન્યાયનો વિચાર કર. હું જાણું છું કે, તું દગાબાજીથી આ માયા મહેલની માયા તોડી માયામહેલના મૂળ માલિકની કન્યા સાથે મહેન્દ્રકુમારનો ખોટો પરિચય આપી તે બિચારી ભોળી બાળાને તારા પંજામાં સપડાવવા માગે છે. પણ એમ કરતાં પહેલાં હજી પણ બરાબર વિચાર કર અને પછી મને જે કાંઇ ફરમાવવું હોય તે ફરમાવ."

સોમભદ્રે ઉત્તર આપ્યો:—

નથી પરવા નીતિની ને નથી હું ન્યાયથી ડરતો;
નથી ભીતિ જહન્નમની કદી હું ઉરમાં ધરતો;
નથી ચિંતા મને કાંઇ, નથી હું ભાવિથી ડરતો;
નથી આ દેહની પરવા, નથી હું કીર્ત્તિથી ડરતો;
ઉડાવું રંગ રાગોને મજાની આશ રાખું છું;
તમારી પાસથી આજે વચન હું એક માગું છું."

શયતાને આતુરતાથી પૂછયું:—"કેમ, શું વચન માગે છે! જ્યારે તારો આવોજ નિશ્ચય છે, ત્યારે મારે તારી આજ્ઞાનું પાલન કરવું, એ મારૂં કર્ત્તવ્ય છે."

"બસ, એજ માગું છું કે, માયામહેલની માયા નષ્ટ થાય, રાણી ગુલાબકુમારીનું રાજ્ય મારા અધિકારમાં આવે અને મારી ધારેલી મોહિની યુવતી સાથે સત્વર મારાં લગ્ન થઇ જાય." સોમભદ્રે જવાબ આપ્યો.

"તારાં બે વચનોને પૂર્ણ કરીશ, પણ ત્રીજા વચનને મારાથી પૂર્ણ કરી શકાશે નહિ. કારણ કે એમ કરવા જતાં ધર્મની સાથે મારે ઘોર સંગ્રામ આરંભવો પડે તેમ છે. જા, હાલ તરત તું આ સુરંગના ડાબા માર્ગ પર ચાલ્યો જા, એટલે માયા મહેલની માયા તૂટી જશે અને રાણી ગુલાબકુમારીનું રાજ્ય તારા અધિકારમાં આ-વશે." આમ કહીને પિશાચ સોમભદ્રની આંખો આગળથી અદશ્ય થયો. તેનો પડછાયો દૂર થતાં ક્રૂરસિંહ પણ શુદ્ધિમાં આવ્યો અને તેનાં તેજોહીન ચક્ષુ તેજસ્વી થઇ ઉઠયાં.

તેણે અજાયબીથી સોમભદ્રને પૂછ્યું:—"કેમ, રાજન્! કોની સાધના કરી વારૂ?"

"એ જાણવાની તમોને કશી આવશ્યકતા નથી. તમે મારી સાથે આ ડાબા માર્ગે ચાલો. આપણાથી અવશ્ય માયામહેલની માયા નષ્ટ કરી શકાશે." સોમભદ્રે જવાબ આપ્યો.

ત્યાર પછી બન્ને જણા પાછા આગળ ચાલવા લાગ્યા. હજી તેઓ થોડેક દૂર ગયા હતા, એવામાં સીડીઓની એક લાંબી હાર તેમના જોવામાં આવી. સીડીની તે હારનો બનાવ પણ તેવોજ હતો, કે હજી થોડી વાર પહેલાંજ તેઓ જે બનાવને જોઇ આવ્યા હતા. રોશનીમાં તેમને જણાયું કે, તે સીડીની હારની ઉપરનો ભાગ છતની નીચે આવેલી એક તખ્તી સુધી આવીને અટકી ગયો હતો, એ પરથી એ લોકોએ એવી કલ્પના કરી કે, સીડી દરવાજા સુધી જઇને પૂર્ણ થઇ હતી. તેઓ સીડી પર ચઢવા લાગ્યા, પણ હજી ચોર દરવાજાની અને તેમની વચ્ચે લગભગ બાર ડંડાની સીડીઓનું અંતર હતું. ત્યાંથી જરા આગળ ચાલ્યા પછી ક્રૂરસિંહને એકાએક એક વસ્તુ દેખાઇ આવી. આથી તે ત્યાં આગળ થોભી ગયો અને પ્રકાશ કરી તે વસ્તુનું બરાબર નિરીક્ષણ કરવા લાગ્યો.

બન્નેએ જોયું કે, તેઓ હમણાં એક ઘણા લાંબા દાલાનમાં આવીને ઉભા છે. દાલાનની લાંબી છતને ડાબી તરફના મરોડદાર સ્તંભો પર રાખીને જમણી તરફ તેને એક લાંબી દીવાલના પર ગોઠવવામાં આવી હતી. દાલાનની સ્હામેજ એક ચોખૂણ અને ઘણું લાંબું આંગણું હતું અને તેની ચારે તરફ પહેલાના જેવોજ એક દાલાન આવેલો હતો. જે સ્થળેથી તેઓ નીકળ્યા હતા અથવા જ્યાં પેલો ચોર દરવાજો હતો, તે દાલાનની પૂર્વ દિશાનો ખૂણો હતો અને તે ઉત્તર તથા પૂર્વની દિવાલની સાથે મળી ગયો હતો. એ ચોર દરવાજો દાલાનની ફર્શમાં હતો.

આંગણું ઉપરથી બિલ્કુલ ખુલ્લું હતું. સૂર્યદેવ આકાશના મધ્ય ભાગમાં આરોહણ કરવા માટે આકાશના પૂર્વ કિનારાથી પોતાની યાત્રાના ત્રણ ભાગ પૂર્ણ કરી ચૂક્યા હતા. જે દાલાનમાં તેઓ બન્ને ઉભા હતા, તેની સ્હામે દાલાન તથા અર્ધા આંગણાથી થોડેક દૂર સુધી સૂર્યનો તાપ ફેલાયલો હતો અને તેના પ્રકાશથી તે જગ્યાનો અમુક ભાગ સ્પષ્ટ દેખાઈ આવતો હતો.

તે દાલાનોમાં કેટલાક એવા વિચિત્ર બનાવો પણ હતા કે જેમણે તે બન્ને જોનારાઓને ઘણીજ અજાયબીમાં નાખી દીધા હતા. પહેલાં તો અજાયબ થવાનું મુખ્ય કારણ એ હતું કે, દાલાનોમાંથી બહાર જવા માટે અથવા બહારથી તે દાલાનો અથવા મકાનના તે હિસ્સામાં આવવા માટે કોઇ દ્વાર, બારી કે કશું પણ નહોતું. બીજું કારણ એ હતું કે, આંગણાની વચ્ચોવચ કોઇ ભયાનક દેવનું મસ્તક રાખેલું હતું અને તેની ઉંચાઇ જમીનથી લગભગ ત્રણ ગજ જેટલી હતી તથા જેની ગોળાકારની અંદરની લંબાઈ અઢી હાથથી ઓછી નહોતી, મસ્તકની આંખો બંધ નહોતી. તેનું મ્હોં ઉઘાડું હતું. તેના આકારપરથી જણાઇ આવતું હતું કે, તે ભયાનક મસ્તક કોઇ ભયાનક દૃશ્ય દેખાડીને પોતાને પ્રત્યક્ષ કરવાનો પ્રયત્ન કરી રહ્યું હતું.

બન્ને જણા મુશીબતમાં આવી પડી ઘણી વાર સુધી તે મસ્તક તરફ જોઇ રહ્યા. ત્વાર પછી ધીરે ધીરે તેની તરફ વધ્યા. પણ હજી દાલાનમાંથી તેમણે એકાદ ડગલુંજ ભર્યું હતું, એવામાં એકાએક જોરથી એક ધડાકો થયો અને તે દેવના મુખમાંથી અગ્નિની જવાળાઓ બહાર નીકળવા લાગી. આ વિચિત્ર દૃશ્ય જોઇને સોમભદ્રે તરતજ તે આંગણાંમાંથી પોતાનો પગ ઉપાડી લીધો.

આ જોઇ ક્રૂરસિંહે કહ્યું કે;–"વાહ! આ તો અજબ તમાશો છે ને શું? પણ હું ધારૂં છું કે, આ દેવના મુખમાંથી નીકળતી આગની જવાળાઓ આપણને કશું પણ નુકશાન કરી શકશે નહિ. કારણ કે, માયાવી બાજીમાં આવા મામલા ઘણા જોવામાં આવે છે, આ સર્વ નિર્બળ મનુષ્યના મનને ભયભીત કરવાની કપટકળા હોય, એમજ જણાય છે."

સોમભદ્રે કહ્યું:–"ખરૂં છે; પણ ભવિષ્યમાં કાંઈક હાનિ પહોંચાડવાની સૂચના એ જ્વાળાઓ અવશ્ય આપી રહી છે. વળી જાણ્યા કારવ્યા વિના આ માયાવી લીલાવાળા ભવનના કોઇ પણ કાર્યમાં

આપણે હસ્તાક્ષેપ કરવો જોઇએ. ક્રૂરસિંહ! તમે જાણોજ છો કે, આ સ્થાન માયાવી છે. મનુષ્ય માયાને સાધી મનની પ્રત્યેક વાસનાને સિદ્ધ કરી શકે છે. માયાનો પ્રભાવજ અદ્દભુત છે.

"મહા મદમાતી માયાએ ભલા શંકર ભૂલાવ્યા છે;
ભૂલાવી ભાન યોગીનાં સદા શીલથી ડગાવ્યા છે.
મુનિવર વિશ્વના મોટા સદા તેમાં ફસાયા છે;
પુરંદર સમ મહાદેવો સદા માયાથી હાર્યા છે."

એ ઉપરાંત આપણે અહીં દરેક કાર્ય બરાબર વિચારીને કરવાનાં છે. વળી એક તરફ આપણા પ્રાણ જવાની પણ આપણને સંપૂર્ણ દહેશત છે. મારી નજર તે સ્ત્રીના પર છે, કે જેથી ગાંસડી તમારા ખભા પર છે અને જેણે આપણને કેદમાંથી છોડાવ્યા છે. તેને આરામ આપવાનો જો હવે આપણે જલ્દી ઇલાજ નહિ કરીએ, તો તેનો જીવ નીકળી જાય તેવો પણ સંભવ રહે છે. મારા પ્રિય ક્રૂરસિંહ! આ સર્વ કારણોથી હાલ તરત આપણે કોઇ પણ પ્રકારની આફતમાં ન આવી પડીએ તથા સહજમાં કોઈ સરળ રસ્તો શોધીને આબાદ છટકી જઇએ, એવા ઉપાય કરવાનીજ આવશ્યકતા છે."

ક્રૂરસિંહે કાંઇક ગંભીર થઇને કહ્યું:—"એમ કરવું મુસ્કેલ છે, રાજાધિરાજ! મારી ધારણા મૂજબ અહીથી નીકળવાનો, દરવાજા સિવાય બીજો કશો રસ્તો જ નથી; જેથી આપણે જો અહીંથી પાછા ફરીશું તો કેદમાં પડયા સિવાય રહીશું નહિ."

રાજા સોમભદ્ર એ સાંભળીને વિચારવા લાગ્યો કે, ખરેખર અત્યારે તે ખરી મુસ્કેલીમાં પડયો છે. તે માયાવી ગોરખ ધંધાને જોઇને તેની અક્કલ ગુમ થઇ ગઇ. તેણે ક્રૂરસિંહને કહ્યું કેઃ—"ભાઈ ક્રૂરસિંહ! સુરંગનો પેલો રસ્તો તમને યાદ છે કે, જ્યાં આપણે આપણી ડાબી તરફ એક અજાણ્યા રસ્તાને છોડી આવ્યા હતા. અહા! કેવી અજાયબીની વાત છે કે, અહીં આવવા છતાં પણ આપણે ખરા રસ્તાને

ન ખોળી શકતાં ઊલટા આફતમાં આવી પડયા! હા! કિસ્મતની પણ કેવી અજબ કરામત છે!"

ક્રૂરસિંહે કહ્યું:—"પરંતુ રાજબહાદુર! એમાં પણ કાંઇક ભેદ હોય એમ—"

સોમભદ્રે કહ્યું:—"ના, ક્રૂરસિંહ! હું ધારૂં છું કે, એ ભેદને પણ આપણે આજે અવસ્ય ફોડી નાખવો જોઇશે."

"પણ એ ભેદને ફોડવા જતાં તમો પાછા જીવતા જીવે આવી શકીશું ખરા કે?" એક ગંભીર ગુંજારવાળા અવાજથી સોમભદ્રની પાછળથી કોઇ બોલી ઉઠયું.

વીજળીની પેઠે ચમકીને સોમભદ્રે પાછી ગર્દન ફેરવી અને ક્રૂરસિંહે તેની સ્હામે નજર કર કરી. એ વખતે બન્નેના સિવાય એક ત્રીજી મનુષ્ય આકૃત્તિ પણ તેમની સ્હામે ઉભેલી જોવામાં આવી.

ત્રીજી મનુષ્ય આકૃત્તિ એક વૃદ્ધની હતી. તેનો ચહેરો પુષ્ટ અને ખીલતો હતો. મુખપર ગંભીરતાની છટા પણ છવાયલી જોવામાં આવતી હતી. એ ઉપરાંત વૃદ્ધના આકારપરથી તેની બુદ્ધિમત્તા, દુઃખ, ગંભીરતા, વીરતા અને દયા આદિ શ્રેષ્ઠ અને પુરૂષોચિત મુખ્ય મુખ્ય ગુણોની પ્રભા પણ ઝળકી આવતી હતી.

સોમભદ્રને જોતાંની સાથે જ વૃધ્ધે તેને પ્રણામ કર્યાં અને તેની સમીપમાં આવીને કહ્યું કે:—"આ માયા મહેલનો હું પુરાતન રાજા છું. દગો દઇને રાણી ગુલાબકુમારીએ મને કેદ કર્યો હતો. દશ વરસની લાંબી મુદ્દત પછી આજથી છ દિવસ પહેલાં આપના બહાદુર બહુરૂપી રૂપસિંહદ્વારા હું કેદમાંથી છૂટો થયો છું. આપના પિતાશ્રી શ્રીદત્ત મહારાજની સાથે મારી સારી મિત્રતા હતી. રાજકુમાર મહેન્દ્ર! તેમની હયાતીમાં હું આપના મહાલયમાં પણ આવેલો હતો; પરંતુ એ સમયે આપની ઉમ્મર બહુજ નાની હતી. મને આપના વસંતદુર્ગના સેનાપતિ દ્વારા માલૂમ થયું છે કે, આપ અત્યારે માયા મહે-

લની માયાવી જાળમાં ફસાઇ ગયા છો. એ સાંભળતાંની સાથેજ હું આપની પાસે આવવાને વિદાય થઇ અહીં આવ્યો છું. માયા મહેલના સર્વ માર્ગો મને માલૂમ હોવાથી અહીં આવવામાં મને કશી પણ અડચણ આવી નથી. હવે હું આપની સેવામાં હાજર થયો છું. આપ મને મારા લાયક હુકમ ખરદાસ્ત ફરમાવો, નામદાર !"

સોમભદ્રે પણ કપટકળાથી પોતાનું અસલ નામ છૂપાવી રાખી, વૃદ્ધની અજ્ઞાનતાનો લાભ લેવાના ઇરાદાથી કહ્યું:–"હા, હા–ખરાબર છે. પિતાજીના અમલમાં તમે એચારવાર અમારે ત્યાં આવ્યા હતા, એવું મને થોડું થોડું સાંભરી આવે છે. પણ મારી ઉમ્મર તે વખતે છેક નાની હોવાથી મને તમારૂં નામ યાદ રહ્યું નથી. તમારૂં નામ શું છે વારૂ ?"

"કુમાર મહેન્દ્ર! મારૂં નામ રૂપસેન છે."

રાજા સોમભદ્રે કહ્યું:–"ત્યારે રાજા રૂપસેન ! તમોને મારી એ પ્રાર્થના છે કે, તમો મને આ મહા માયાવી સ્થાનમાંથી બહાર નીકળવામાં બનતી મદદ કરો."

વૃદ્ધે આશ્ચર્યથી સોમભદ્રના સ્હામું જોઈ તથા પુનઃ ક્રૂરસિંહના ખભાપરની ગાંસડીતરફ નજર કરી પૂછ્યું:–"પરંતુ રાજકુમાર ! અહીંના એક ઘણાજ મોટા ખજાનાને આપ હજી સુધી જોઇ શક્યા હો, એમ જણાતું નથી. એ ખજાનો ઘણોજ જબરદસ્ત અને જાતજાતના જવાહિરોથી ચીકાર ભરેલો છે. માટે કૃપા કરી એકવાર આપ તેની મુલાકાત લેતા જાઓ."

સોમભદ્રે હસતાં હસતાં ક્રૂરસિંહના ખભાપરની ગાંસડી તરફ જોઇને કહ્યું:–"મહાશય ! તમોને કદાચ આ ગાંસડી જોઇને એવો શક પેદા થતો હશે કે, એમાં જર જવાહિર ભરેલું છે, પણ એઅદલી માફ કરશો; મારે તમોને કહેવું પડશે કે, તમારી આ ધારણા ભૂલ ભરેલી છે. કારણ કે, આ ગાંસડીમાં એક સ્ત્રી છે કે, જેને બિ-

ચારીને આ માયામહેલમાં નિષ્ઠુર રાણી ગુલામકુમારીએ કેદ કરી હતી. જો ખરૂં કહું તો, એ સ્ત્રીએ જ અમોને હમણાં આ કેદમાંથી છોડાવ્યા છે. આ મકાનના ખજાનાની હકીકત આ પહેલાં કદાપિ જાણવા કે સાંભળવામાં આવી નહોતી. શું અહીં કોઈ ખજાનો પણ છે?"

વૃદ્ધે ઉત્તર આપ્યો:—" એટલો મોટો ખજાનો છે કે જેવું કાંઇ માપજ બાંધી શકાય તેમ નથી. ઓહ! પ્રિય યુવક! જ્યારે આપ સોના અને જવાહિરથી ભરેલા મોટા મોટા ઓરડા જોશો, ત્યારે આપની આંખે અંધારાં આવી જશે. એ ઉપરાંત એ ખજાનામાં પહોંચવાનો રસ્તો એવો અજાયબીથી ભરેલો છે કે, જેનાપર ચાલવાથી મનુષ્ય એકવાર આખી દુનિયામાં નામ કરી જાય તેમ છે. આપ પ્રિય મિત્ર રાજાના પુત્ર છો, એટલા માટે જ મેં આપને આ વાત કહી સંભળાવી છે."

સોમભદ્રે કહ્યું:—" હું તમારા કહેવાની મતલબ જાણી ગયો છું, રાજા રૂપસેન! મારી ઇચ્છા એવી થાય છે કે, હું તે રસ્તાને પાર કરૂં અને ખજાના સુધી જઇને તેને મારા કબ્જામાં લાવું. પણ અફસોસ એ જ છે કે, અહીંની તમામ માયાવી લીલા મારા મનની તે મુરાદને બર આવવા દેતી નથી."

વૃદ્ધે કહ્યું:—" કૃપા કરી આપની વાતનો છેવટનો ભાગ મને બરાબર સમજાવો."

સોમભદ્રે કાંઇક વિચાર કરીને કહ્યું કે:—" મારા કહેવાનો આશય એવો છે કે, હું અત્યારે આ જે ફંદામાં ફસાઇ ગયો છું તેથી મને કશું સૂઝતું નથી. તથા મારી સાથે જે કેદી છે, તે અત્યારે જેવી હાલતમાં છે, તેવી હાલતમાં જો તે ફક્ત બે કલાક જ રહેશે, તો જરૂર તેનું મોત નિપજ્યા વિના રહેશે નહિ."

વૃદ્ધે કહ્યું:—" જણાય છે કે, કેદીને બેહોશ કરીને આપના આ સોબતી વેશધારીએ તેની ગાંસડી બાંધી દીધી છે. હવે તેને

હોશમાં લાવવાની તથા આરામ આપવાની આવશ્યકતા છે. રાજકુમાર! જો આપની એ ચિંતા દૂર કરવામાં અને કોઈ સહાયક સહાયતા કરે, તો શું આપ આ માયાને તોડવા તથા અહીંનો ખજાનો જોવા આવો ખરા કે?"

"જરૂર."

વૃધ્ધે પોતાના ખીસામાંથી એક પત્ર કાઢી સોમભદ્રના હાથમાં આપી કહ્યું:-"આપ આ પત્રને બરાબર ધ્યાનપૂર્વક વાંચો."

વૃધ્ધે આપેલો પત્ર વાંચ્યા પછી સોમભદ્રે કહ્યું:-"હું તમારા પર વિશ્વાસ મૂકી શકું છું વસંતદુર્ગના મારા વફાદાર સરદારે તમારાપર વિશ્વાસ કરવાનું આ પત્રમાં લખ્યું છે."

વૃધ્ધે કહ્યું:-' ત્યારે આપ ક્રૂરસિંહને આ ગાંસડી સાથે આવવાનું કહો પણ થોડીવારને માટે આપને તેનો સંગાથ છોડવો પડશે. આપની સાથે જો આ કેદી રહેશે, તો તેનો જીવ જવાની પૂરતી દહેશત આપણા મનમાં રહ્યા કરશે."

વૃધ્ધની વાત સાંભળીને ક્રૂરસિંહ કાંઈક નારાજ થયો, પરંતુ સોમભદ્રના કહેવાથી તે વૃદ્ધની સાથે ચાલવામાટે તૈયાર થયો. ત્યાર પછી તેમને લઈને દાલાનની પશ્ચિમદિશાના ડાબા ખૂણા તરફ વૃધ્ધ ચાલવા માંડ્યો. થોડેક દૂર આવી તેણે એકાંતમાં રાજા સોમભદ્રને બોલાવી કહ્યું:-" હવે આપનો વેશધારી એવી જગાએ આવી પહોંચ્યો છે કે, તે પોતાના કેદી સાથે આરામથી રહી શકે તેમ છે. અહીં તમામ સાધનો પણ સાંપડી શકે તેમ છે: હવે જો આપ આપનું કિસ્મત અજમાવવા માગતા હોતે, તો કૃપા કરીને મારી સાથે ચાલો."

રાજા સોમભદ્ર વૃદ્ધની પાછળ ચાલ્યો. વૃદ્ધ સોમભદ્રની આગળ આગળ દાલાનની હદ હદ અને આંગણાં । છેડા સુધી ચાલ્યો ગયો અને ત્યાર પછી તેણે મસ્તક તરફ આંગળી ઉંચી કરી સોમભદ્રના મ્હોં સ્હામું ફરીને કહ્યું કે:-રાજન્! માયાવી ખજાના સુધી

પહોંચવાની ચાવી તે દેવના પેટમાં છે કે જેની ગર્દન આપ અત્યારે જોઇ રહ્યા છો. તેની ગર્દન તોડવા અથવા અલગ કરવાથી તેના પેટનો દરવાજો ખુલ્લો થઇ જશે અને ત્યારે પછી–"

સોમભદ્રે વૃદ્ધની વાતને અટકાવીને વચ્ચમાં જ કહ્યું કેઃ–" માફ કરો. આ આંગણામાં દાખલ થવું એ કાંઇ નાની સૂની વાત નથી. મારી પાસે એવાં અનેક પ્રમાણો છે કે, અહીંથી એ આંગણામાં એક પગલું પણ મૂકવાથી મનુષ્યના શિર પર મોટી આફત આવી પડે તેમ છે. "

વૃધ્ધે કહ્યુંઃ—" હું સમજી ગયો. આપે આ આંગણામાં પગ મૂક્યો હશે, તે વખતે દેવના મુખમાંથી આગની જ્વાળાઓ બહાર નીકળવા માંડી હશે. ઘણું સારૂં થયું કે, આપે સાહસ કરીને એકદમ આગળ પગલું ન ભર્યું; નહિ તો થોડીવારમાં જ આપનો પગ આંગણામાં એવો ચ્હોંટી જાત કે, પછી તે ગમે તે ઈલાજ કરવા છતાં પણ ઉખડી શકત નહિ. ત્યાર પછી દેવની આંખો એકદમ ઉઘડી જાત અને તેની અંદરથી એ તીર નીકળીને આપના શરીરમાં પેસી જાત."

સોમભદ્રે કહ્યુંઃ–" ત્યારે તમો બીજી વાર મને વિના કારણ એવી આફતમાં નાખવાની શા માટે કોશિશ કરો છો. જે સ્થાનમાં સાક્ષાત્ મૃત્યુ જ ઉભેલું છે, તે સ્થાનમાં જવાની અથવા હાથે કરીને મૃત્યુના મુખમાં પડવાની શી આવશ્યકતા છે ! "

" મહારાજ ! મૃત્યુનું નામ સાંભળી આટલા બધા ડરી કેમ જાઓ છો ? વીર પુરૂષે શું જીવનપર આટલી બધી દયા દર્શાવવી ઉચિત ગણાય ખરી કે ? જૂઓ, હું કહું તે બરાબર સાંભળો, જ્યારે હું આપની મદદમાં છું, ત્યારે તમારે ડરવાનું કાંઇ કારણ નથી. હવે આપ મારી સાથે બેધડક આવી શકો તેમ છો. મારી વાતપર વિશ્વાસ રાખશો, તો આપને કશી પણ અડચણ આવશે નહિ. મારી વાતો પરજ આપના જીવન મૃત્યુનો આધાર રહેલો છે. "

સોમભદ્રે કહ્યું:–"ચિંતા નહિ, તમે જે કાંઇ કહો, તે સાંભળવાને હું તૈયાર છું. તમારે જે કહેવું હોય, તે ઘણી જ ખુશીની સાથે કહી સંભળાવો."

વૃદ્ધે કહ્યું:–"આપના પગતળેના આંગણામાં અને તખ્તીઓના મધ્ય ભાગમાં લાલ પત્થરની બીજી તખ્તીઓ લાગેલી છે. એ તખ્તીઓ આપના પગ તળેથી દેવની સમીપમાં જતાં સુધી એક લાંબા, સાંકડા અને સીધા માર્ગના રૂપમાં ગોઠવવામાં આવી છે. જો આપ એ તખ્તીઓપર પગ મૂકીને દેવ સુધી ચાલ્યા જશો, તો આપના શિરપર કશું પણ વિઘ્ન ન આવતાં આપ સહીસલામતીથી પહોંચી શકશો. આપ સ્પષ્ટ જોઇ શકો છો કે, આપની સ્હામે દેવનો ચહેરો નથી, પરંતુ તેની પાછળના વાળ છે, આપ જ્યારે તેની પાસે પહોંચશો, ત્યારે આપને દેખાઇ આવશે કે, તેના મસ્તકપર જે ચંદ્રમાં શોભી રહ્યો છે તે ચંદ્રના બરાબર મધ્ય ભાગમાં પીત્તળની એક ગોળી ચ્હોંટેલી છે. તે ગોળીની પાસે જતાંની સાથે જ આપ તેને પકડીને ડાબી બાજૂએ ફેરવી દેજો, એમ કરવાથી આપને અજબ તમાશો દેખાઇ આવશે. પ્યારા રાજકુમાર ! યાદ રાખજો કે, જો દેવના મસ્તકપરની ચાવી આપની શક્તિથી ન ફરી શકે, તો પરમેશ્વરને માટે અથવા આપના પોતાના શરીરની સલામતી માટે આપ એકદમ એ લાલ તખ્તીપર પાછા હઠી આવજો અને તેમ કરવામાં આપનાથી બને તેટલી ઉતાવળ કરશો. પણ જરા સબુર કરો ! આવા સંજોગોમાં આપની પાસે કાંઇ હથિયાર હોવાની પણ ખાસ જરુર છે."

આમ કહીને વૃદ્ધે પોતાની કમરપર લટકતી તલ્વાર કાઢીને સોમભદ્રના હાથમાં આપી અને ડાબા હાથથી મસ્તક તરફ કાંઇક ઇશારો કર્યો.

ઇશારો થતાંની સાથે જ રાજકુમાર મસ્તક ભણી ચાલ્યો. થોડી વારમાં જ તે તેની પાસે જઇ પહોંચ્યો. વૃદ્ધે તરત જ તેને

રવાના થવાની સૂચના કરી એટલે તે ક્ષણનો પણ વિલંબ ન કરતાં દેવના મસ્તક પાસેની એક જગાપર જઇને ઉભો રહ્યો. વૃદ્ધ એ વખતે પત્થરની પ્રતિમાવત્ બની ગયો હતો, પણ સોમભદ્રે જેવો દેવના શિરપર હાથ મૂક્યો કે, તરત જ દેવનું શિર પોતાની જગાએ ડોલીને ડાબી બાજૂએ ઢળી પડયું. મસ્તક ભૂમિશાયી થતાંની સાથે જ તેની ગરદનની જગાએ આંગણાંની વચ્ચોવચ એક બહુ જ અંધકારમય ખાડો બહાર નીકળી આવ્યો.

વૃદ્ધે તેને લલકારીને કહ્યું કેઃ—"યુવક ! હું આપને માયામહેલની માયાને છિન્ન વિચ્છિન્ન કરનાર તથા માયા મહેલમાંના અતુલ ધન ભંડારને પ્રાપ્ત કરનાર પુરુષ તરીકે અભિવંદન અથવા મુબારકબાદી આપું છું. સિંહ સમાન પ્રચંડ પરાક્રમી મહેન્દ્રકુમાર ! હવે આપ લેશ માત્ર પણ ભીતિ રાખ્યા વિના એ ખાડામાં પ્રવેશ કરો; કૂદી પડો. હવે આપ એક એવી જગાએ પહોંચશો કે, જ્યાં આપની શક્તિ, બહાદુરી અને બુદ્ધિમત્તાથી આપને ત્યાંથી એક ગ્રંથ મળી આવશે કે, જે ગ્રંથમાં માયા મહેલની માયાને તોડવાની તથા તેમાંના અખૂટ ખજાનાને મેળવવાની તમામ હકીકત લખેલી હશે. ગભરાશો નહિ. ત્યાર પછી આપ તમોને ગેબી મદદ મળશે. મારાથી હવે અહીં રોકાઇ શકાશે નહિ બસ, રાજાધિરાજ ! હું હવે વિદાય થઇશ."

આમ કહીને વૃદ્ધ ચાલ્યો ગયો. વૃદ્ધના ચાલ્યા જવા પછી થોડી વાર સૂધી કાંઇક વિચાર કરીને સોમભદ્ર તે ગેબ ખાડામાં કૂદી પડયો. રાજા સોમભદ્રના ગુમ થઇ જવા પછી વૃદ્ધ પુનઃ તે ખાડા પાસે આવી જોવા લાગ્યો; અને તે સાથે પ્રથમ જણાવેલા લાલ પત્થરપર પગ મૂકી ધીમે ધીમે આગળ ચાલતો થયો.

રાજકુમારનું નામ આપી વૃદ્ધને છેતરનાર દગાબાજ સોમભદ્ર જ્યારે તે ખાડાના મથાળાની છેક નજીકમાં આવી પહોંચ્યો, તે સમયે ખાડાની અંદરથી તેને એક જબરો ધડાકો સંભળાયો. એ સાંભળ-

તાંની સાથે જ વૃદ્ધના મુખમાંથી એક આનંદનો શબ્દ બહાર નીકળી પડયો. ત્યાર પછી તે પણ એકદમ કૂદીને ખાડાના મથાળા તરફ રવાના થયો.

ખાડામાં આવ્યા પછી પેલો ધડાકો સાંભળીને સોમભદ્ર સહજ ડરી ગયો. ત્યાર પછી કોઈ એવી અદ્ભુત હવા આવીને તેના નાકમાં પેસી ગઇ કે, જેના યોગે તે બિલ્કુલ બેભાન બની ગયો. ઘણી વાર સૂધી બેશુદ્ધ રહ્યા પછી જ્યારે તેની આંખો ઉઘડી, ત્યારે તેણે એક બગીચાની મંદ મંદ મજાદાર હવા વાળા સ્થાનમાંના એક લીલોતરી વાળા ઘાસ પર પડેલો જોયો. એ જોઇને તે અજાયબ થયો, ઉઠીને બેઠો થયો. આંખો ચોળીને તે બગીચાને બરાબર જોવા લાગ્યો. બગીચાની વચ્ચોવચ એક અતિ સુંદર મહાલય તેની નજરે પડયો. સોમભદ્ર મકાનની નજીકમાં ગયો; પણ મકાનની ચારે બાજૂએ એક મોટી ખાઇ વીંટલાયલી હતી. ત્યાં ગયા પછી તેને જણાયું કે, મકાનની દીવાલો લોઢાની છે. માયાવી આફતોમાં આવવાથી તથા તેની સ્હામે વારંવાર સાહસ રૂપ શસ્ત્રથી યુદ્ધ ચલાવવાથી સોમભદ્ર અનુમાન શક્તિમાં મહા પ્રવીણ બની ગયો હતો. એથી એ મકાનને જોતાંની સાથે જ તે જાણી ગયો કે, તે ઘણા જ ભેદ ભરમોથી ભરેલું છે. તેણે પ્રથમ પોતાના શરીર તરફ દૃષ્ટિ દોડાવી. ખીસામાંથી એક નાનુ ચોર ફાનસ કાઢી તેને સળગાવી તેણે જોયું, તો મકાનની ચારે બાજૂએ ઘેરાયલી પાણીની વિશાળ ખાઇ ચળકાટ મારતી દૃષ્ટિગોચર થઇ. ખાંઇનું પાણી હવાના તરંગોથી ઉછાળા મારતું હતું. મકાનમાં પ્રવેશ કરવાના ઇરાદાથી સોમભદ્રે એકવાર મકાનની ચોમેર પ્રદક્ષિણા કરી; પ્રદક્ષિણા કરતાં તેને મકાનમાં દાખલ થવાનો એક દરવાજો દેખાયો. એ દરવાજાની સાથે લાગેલી સીડીઓ ઠેઠ પાણી સૂધી જઇ પહોંચતી હતી. દરવાજા પાસે આવી રાજકુમારે ચોમેર નજર કરી, તો તેને પોતાની નજીકમાં જ એક નાની હોડી દેખાઇ આવી. સોમભદ્ર તરત

જ તે હોડી પાસે ગયો અને કાંઇ પણ વિચાર કર્યા વિના અજાયબીને વશ થઇ હોડીમાં કૂદી પડયો. હોડીમાં બેઠા પછી તેને કિનારા પરથી છોડવાના ઇરાદાથી જેવી તેની રસ્સી તેણે હાથમાં ઝાલી કે, એવામાં એકાએક ઉપરથી અવાજ આવ્યો:–" ખબરદાર ! "

આ અવાજ સાંભળીને સોમભદ્ર ચમકી ઉઠયો. તેણે માથું ઉંચું કરીને જોયું, તો ખાઇના કિનારાપર માયા મહેલનો પુરાતન સ્વામી રૂપસેન દૃષ્ટિગોચર થયો કે જે થોડીવાર પહેલાં જ તેની પાછળ પ્રથમ જણાવેલા ખાડામાં કૂદી પડયો હતો.

તેને જોતાંની સાથે જ સોમભદ્રે પ્રસન્નતા પૂર્વક કહ્યું કે:— " કહો, મહાશય ! હવે તમે મને શું કરવાની સલાહ આપો છો. અહીં સુધી આવવામાં તો જાણે મને કશી અડચણ આવી નથી. પણ હવે હું મોટી ગુંચવણમાં આવી પડયો છું. તમે મને કાંઇ સરળ ઈલાજ બતાવો. "

વૃધ્ધે જવાબ આપ્યો:–" આ હોડીનું દોરડું છોડતાંની સાથે જ હોડી તીરની પેઠે તે પ્રવેશ દ્વારની નીચેની સીડીઓ તરફ દોડવા માંડશે અને ત્યાં ગયા પછી એકદમ સીડી સાથે અથડાઇને ઉંધી વળી જશે ! જ્યારે આપ પાણીમાં ડૂબી જશો, ત્યારે તે પાછી સીધી થઇ જશે. અને તે સાથે પાછી અહીં આવીને જ ઉભી રહેશે. "

સોમભદ્ર, સીડી તથા હોડી ઉભયને ભયભીત દૃષ્ટિથી જોઇને બોલ્યો કે:–" ત્યારે હવે મારે શું કરવું જોઇએ ? તમારા કહેવા મૂજબ હું તમામ કામો કરવાને અત્યારે તૈયાર છું. "

વૃધ્ધે ઉત્તર આપ્યો:–" હોડીમાં રાખેલાં તીર તથા કમાનને આપ આપની સાથે લઇ લેજો અને જૂઓ, સ્હામે દેખાતા પિત્તળના દરવાજાની ડાબી બાજૂના તાજવાંની વચ્ચોવચ જે એક કાળો દાગ દેખાય છે, તે દાગને બરાબર તાકીને, અહીંથી આપ જ્યારે તેની

છેક નજીકમાં પહોંચી જાઓ, ત્યારે એ સાથેનું તીર મારજો. જો એ તીર બરાબર કાળા દાગપર જઈ પડશે, તો હોડીની ગતિ મંદ પડી જશે અને તે સીડી સાથે ન અથડાતાં અથવા પાણીમાં પણ ન ડૂબતાં આબાદ બચી જશે પણ જો આપનું નિશાન ખાલી જશે, તો બધી બાજી બગડી જશે અને આપ મોતના મુખમાં જઇ પડશો.

સોમભદ્રે કહ્યું:–" અહા ! કેવી ચમત્કારિક માયા ! દુનિયામાં મનુષ્ય માયાથી શું નથી કરી શકતું ? માયા મહેલપર વિજય મેળવી મહારાણી ગુલાબકુમારીને મારા કબ્જામાં લેવાને જ્યારે હું તૈયાર થયો અને સાહસ કરીને કૃષ્ણપર નગરમાંથી બહાર નીકળ્યો, ત્યારે મને એવી કલ્પના પણ નહોતી કે, માયા મહેલની માયા આવી અદ્‌ભુત હશે ! વાહ ! માયા ! તારો પ્રભાવ પણ અદ્‌ભુત છે ! વૃદ્ધ પુરૂષ ! તમે આ માયાની સ્થાપના કરવામાં ખરેખર અપૂર્વ કુશળતાનું જ દિગ્દર્શન કરાવ્યું છે. મહા ભારતમાં વર્ણવેલા મયદાનવના માયાવી ભવનની પણ આવી અલૌલિક માયા હશે કે, કેમ, એની પણ હજી મારા મનમાં શંકા જ છે !

" યુક્તિ પ્રયુક્તિ છે ભરી, માયા તણો નહિ પાર છે;
નિરખી નયનથી વસ્તુ જે, ભૂલાય એ વ્યાપાર છે;
ધરણી બધી ધ્રુજાવતા એ વીર પણ લાચાર છે;
શક્તિ નહિ અહીં ધીરની કે વીરની, પરપંચના પોબાર છે;"

રાજા રૂપસેન ! તમારી મનોહારિણી માયાનું હું જેટલું વર્ણન કરૂં, તેટલું ઓછું જ છે ! વાહ ! તમારી બુદ્ધિમત્તાને પણ ધન્ય છે ! પણ એ તો કહો કે, જો એ નિશાન તાકવામાં જરા પણ ગફલત થાય, તો મોત સિવાય મારા ઉદ્ધારનો અન્ય કોઇ ઉપાય જ નથી ? "

આવો પ્રશ્ન પૂછીને સોમભદ્રે હોડીમાંના તીર તથા કમાનને કરમાં ગ્રહી લીધાં. તીર કમાનને ડાબા હાથમાં ધારી જમણા હાથથી

સોમભદ્રે હોડીનું દોરડું ખૂંટી સાથેથી છોડી દીધું. આ જોઇને વૃધ્ધે કહ્યું:–"ના, મોત સિવાય બીજો કશો પણ ઇલાજ નથી. તેમ છતાં પણ આપ ચિંતા ન કરો. આપના લલાટની રેખા પરથી મને સ્પષ્ટ જણાઇ આવે છે કે, આ કાર્યમાં અવશ્ય આપ વિજયી જ થશો."

સોમભદ્ર વૃદ્ધનાં વચનોથી આશ્વાસિત થઇ સંભાળીને હોડીમાં બેઠો, એટલે હોડી તીરની માફક ખાઇના બહોળા પાણીમાં દોડવા લાગી. ખાઇના અર્ધ ભાગમાં આવ્યા પછી તેણે તે કાળો દાગ તાકીને તીર છોડવાની તૈયારી કરી અને નજીકમાં આવતાંની સાથે જ તેણે બરાબર નિશાન તાકીને તીર છોડયું. શયતાનની સાધનાના પરિણામે, શયતાનના શાગિર્દ સોમભદ્રનો વિજય થયો. તેનું તાકેલું તીર આબાદ તે કાળા દાગપર જઇ લાગ્યું. એથી પાણીના પ્રબળ અને ઉછાળા મારતા પ્રવાહમાં હોડીની તીવ્ર ગતિ એકાએક મંદ પડી ગઇ. સીડી પણ એ સમયે છેક નજીકમાં જ આવી લાગી હતી, એથી સોમભદ્ર તરત જ હોડી પરથી એ સીડી પર કૂદી પડયો.

ત્યાર પછી તે પેલા વૃદ્ધના સ્હામું જોવા લાગ્યો.

વૃદ્ધ તેના જોવાના આશય જાણી ગયો. તેણે તેને સંબોધીને કહ્યું કે:–"હોડીને જોરથી આ તરફ ધકેલી દો અને આપ ઉપર ચઢી પીત્તળનો દરવાજો ખોલી મકાનની અંદર દાખલ થાઓ."

આ સાંભળીને સોમભદ્રે હોડીને વૃદ્ધના તરફ ધકેલી દીધી અને પોતે ઉપર ચઢયો સીડીઓપર કરીને તે દરવાજા પાસે ગયો તથા દરવાજો ખોલીને અંદર દાખલ થયો.

દરવાજાની અંદર જઇને તેણે જોયું કે, તે એક મોટા ઓરડામાં આવી પહોંચ્યો છે અને તે ઓરડામાં દરવાજા સિવાય બીજી કેટલીક બારીઓ પણ હતી કે જેમાંથી રોશની આવી રહી હતી. એવામાં સોમભદ્રની નજર એક અદ્ભુત વસ્તુપર પડી તે એક સુંદર સ્ત્રી હતી કે, જે એ ઓરડાના એક ખૂણામાં પડી પડી સોમભદ્રના

તરફ જોઇ રહી હતી. સોમભદ્રની નજર તેના પર પડતાંની સાથે જ તે હસતી રમતી આગળ વધી અને ઘણાં જ હાવભાવની સાથે કહેવા લાગી કે:—" આવો, પધારો, રાજન્! હું તો આપના આગમનની જ પ્રતીક્ષા કરી રહી હતી, રાજા મહેન્દ્રકુમાર! આપની નામના મારા સાંભળવામાં ઘણીવાર આવી ચૂકી છે અને ત્યારથીજ હું આપના પ્રતી શ્રદ્ધા તથા ભક્તિની નજરથી જોતી આવું છું. ચાલો, મારી સાથે ચાલો."

એ અજ્ઞાત અબળા પણ ભ્રમમાં પડી ગઇ. તેણે પણ માયા મહેલના પુરાતન રાજા રૂપસેનની પેઠે સોમભદ્રને રાજા મહેન્દ્રકુમાર જ ધારી લીધો.

તે ચાલાક ચપળાને જોઈ ને તથા તેની વાતો સાંભળીને સોમભદ્ર અજાયબીમાં આવી પડયો. તેણે પોતાની પાછળ એવા અભિપ્રાયથી જોયું કે, જો વૃદ્ધ આવી ગયો હોય, તો આ સંબંધમાં તેનો મત લઇ શકાય; પણ વૃદ્ધ એ સમયે ત્યાં આવ્યો નહોતો. આ તરફ હસતી હસતી તે સુંદરી આગળ આવી અને તેણે તરતજ સોમભદ્રનો હાથ પકડીને કહ્યું કે:—" કેમ પ્યારા! આવી શર્ત કરાતી હશે કે? વચનના તો આવાજ સાચા છો ને? હું તો આપને માટે આટલી વારથી ઉભી ઉભી આપની રાહ જોઇ રહી હતી અને આપ હવે અહીં આવવા છતાં પણ આવી અવજ્ઞા દર્શાવો છો કે? મારી સાથે તો ચાલો."

હવે સોમભદ્રથી શું થઇ શકે? કામિનીની કોમળ વાણી અને કોમળ સ્પર્શનો સ્વાદ મળતાં તેના જેવો કામી પુરુષ શી રીતે સ્થિર રહી શકે? જેની જિન્દગીનું ધ્યેયજ વિવિધ કામિની કુસુમોનો ઉપભોગ કરી મસ્તિષ્કને આનંદ આપવાનું હોય અને એવી પ્રમદાઓનેજ પ્રાપ્ત કરવામાં જે પ્રયત્નશીલ રહેતો હોય, તેને અનાયાસે આવી સુકોમળાંગી સુંદરી સાક્ષાત્કાર થતાં, તેનાથી પોતાના હૈયાને શી રીતે કાબૂમાં રાખી શકાય?

કામિનીનો કોમળ હાથ તેના હાથને પકડીને પોતાની પાછળ પાછળ ખેંચી જતો હતો એ ઓરડીમાં નિકળીને કામિની એક ચોખૂણુ આંગણામાં આવી કે જે ઉપરથી ખુલ્લું હતું, અને જેમાં પુષ્કળ પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. આંગણાંને ઓળંગ્યા પછી એક વિશાળ દાલાન આવતો હતો તે દાલાનને ઓળંગીને યુવતી એક કોટડીના દરવાજા સ્હામે આવી ઉભી રહી. તેણે પોતાના નાજુક હાથથી દરવાજો ખોલ્યો અને સોમભદ્ર સહિત તે તેમાં દાખલ થઇ. સોમભદ્રે જોયું કે, તે કોટડી ઘણીજ શણગારેલી હતી. એક મખમલની ગાદી પર લઇ જઇને સોમભદ્રને તે યુવતીએ બેસાડયો અને તે તેની છેક નજીકમાં બેઠી.

ત્યાર પછી તેણે એક ખૂસ્બોદાર મદિરાનો એક ગ્લાસ ભરીને સોમભદ્રના હાથમાં આપ્યો અને બીજો ગ્લાસ પોતાના હાથમાં રાખ્યો મદિરાનો પરમ પ્રિય ઉપાસક સોમભદ્ર ઘણા દિવસ થયાં મદિરા ન મળવાથી ગભરાઇ ગયો હતો, તેથી વારુણી દેવીનાં દર્શન થતાંની સાથે એ સુરાદેવીને સત્વર ગટગટાવી ગયો. કાદંબરીનો ઉદરમાં પ્રવેશ થતાંની સાથે જ તેનો મલિન ચહેરો ખીલી ઉઠયો. યુવતી પણ ઈરા દેવીના ગ્લાસને ખાલી કરી, સોમભદ્રના ગળામાં હાથ નાખી પુનઃ મદિરાપાન કરવાનો આગ્રહ કરવા લાગી. એવામાં સોમભદ્રની નજર એક તખ્તપર પડી કે જે, તેની સ્હામેની દીવાલપર ટાંગેલી હતી

સોમભદ્રે જોયું કે, તે તખ્તીપર લખ્યું હતું:—"હે માયામહેલની માયાને તોડનારા ! આ અબળાના હાથની મદિરા કદાપિ પીશ નહિ. એ જાદૂની પૂતળી છે, શરાબ પીવડાવીને એ ત્રણ વરસની મુદતમાં તે તને મારી નાખશે. કદાચ ભૂલથી તેના હાથનો શરાબ પી જવાય તો બીજો ગ્લાસ તેના હાથમાંથી લઇને તેના માથા પર ઢોળી દેજે. એથી તું એના કારસ્થાનની જાળમાંથી બચી જઈશ અને તે સાથે

તને એક અજબ માયાવી તમાશો જોવાની પણ ઉમદા વક મળશે."

આ વાંચીને સોમભદ્ર ચમકી ઉઠયો. તેણે તે પૂતળીના હાથમાંથી બીજીવાર શરાબનો પ્યાલો લઇને એકદમ તેના માથાપર ઢોળી દીધો. શરાબ શિરપર પડતાં જ પૂતળીએ એક જબરી ચીસ મારી તથા 'બળી, બળી 'નો પોકાર કરતી તે દીવાનીની પેઠે ઉઠીને દરવાજામાંથી બહાર નીકળી ગઇ. સોમભદ્ર તેનો તમાશો ધ્યાનપૂર્વક જોવા લાગ્યો.

પૂતળી દીવાનીની પેઠે ઓરડામાંથી બહાર નીકળી, આંગણામાં આવી પલાંઠીવાળી બેસી ગઇ. તેણે પોતાના બન્ને હાથ આકાશ તરફ ઉંચા કર્યા અને પહેલાના કરતાં પણ વધારે જોરથી 'બળી, બળી' કરી મોટા બરાડા પાડતી તે સમસ્ત મકાનને કંપાવવા લાગી.

તે સ્થળે પૂતળીને બેઠાંને હજી એક ક્ષણનો પણ વિલંબ નહિ થયો હોય, એવામાં તો તેના મસ્તકમાંથી કારબાઇટ ગેસમાંથી જેવી આગ ઉત્પન્ન થાય છે, તેવી આગ મોટી મોટી જ્વાળાઓની સાથે બહાર નીકળવા માડી. જ્યાં સૂધી તે પૂતળીનું મ્હોં બળીને ભસ્મ ન થયું, ત્યાં સૂધી તે 'બળી, બળી 'નો પોકાર કરતી રહી. જોતજોતામાં તેના આખા શરીરમાં આગ લાગી ગઇ. સૂકી ચિતાની પેઠે તે ભડભડ બળવા લાગી અને ક્ષણ વારમાં જ રાખખાક પણ થઇ ગઇ.

સોમભદ્ર આ અજાયબી ભરેલો તમાશો જોવામાં એવો તન્મય બની ગયો હતો કે, તેને પેલો વૃદ્ધ પણ દેખાયો નહિ, કે જે પૂતળીના અર્ધા બળી જવા પછી ધીમે ધીમે તે કોટડીમાંથી નીકળીને, સોમભદ્રને હમણાં હમણાં જે પૂતળી મળી હતી, ત્યાં સૂધી છેક આવી લાગ્યો હતો. પૂતળીના સળગી જવા પછી સોમભદ્રની નજર વૃદ્ધ પર વૃધ્ધે કહ્યું:—" જે સ્થળે પૂતળી બળીને ખાક થઇ ગઇ છે, ત્યાં જઇને તેની રાખને આપ દૂર ખસેડો."

સોમભદ્રે એમ જ કર્યું. રાખ ખસેડયા પછી આંગણાની વચ્ચો-

વચ્ચ એક મોટી લાકડીનું મથાળું પ્રકટ થયું, એ જોઇને સોમભદ્રને ઘણી જ અજાયબી પેદા થઇ. તે લાકડી પ્રત્યેક પળેને પળે વધતી જતી હતી! જોતજોતામાં લાકડી આંગણાંમાંથી નીકળીને આઠ હાથ ઉંચી થઈ ગઇ.

રાજા સોમભદ્રે લાકડી પકડીને બે ત્રણ આંચકા માર્યા, જેનું પરિણામ એ આવ્યું કે, લાકડી ભાંગીને એક બાજૂ પર પડી ગઇ અને તે સાથે એક સુરંગપરનું નાનું ઢાંકણ પણ ઉઘડી ગયું. સોમભદ્રે જોયું કે, જે ઢાંકણ ઉઘડી ગયું હતું, તેની તળે એક ઘણી જ ઊંડી સુરંગ હતી.

એ જોઇને સોમભદ્ર વિચારમાં પડી ગયો. ચાલાક વૃદ્ધ તેના સંદેહનું કારણ જાણી ગયો. તેણે તરત જ તેને સંબોધીને કહ્યું કે:—"એ સુરંગમાં ઉતરી પડો."

વૃદ્ધની આજ્ઞાનુસાર કાર્ય કરવાથી સોમભદ્રને જણાયું કે, તે સુરંગ ખરી રીતે કોઇ ગુપ્ત ઘરનો રસ્તો હતો. કારણ કે, તેમાં સીડીઓની એક લાંબી હાર દૂર સૂધી જતી જતી આખરે અંધારામાં અદૃશ્ય થઇ ગઈ હતી.

વૃદ્ધે પોતાની પાસેનું એક નાનું ફાનસ બહાર કાઢી તેને સળગાવીને કહ્યું કે:—"આ ફાનસ લઇને આ પત્થરની સીડીઓપરથી બેધડક નીચે ઉતરી જાઓ. હવે આપની અત્યાર સૂધીની કરેલી મેહનત બર આવે એવો સંભવ છે. દિલમાં જરા પણ દહેશત રાખ્યા વિના પરમાત્માનું નામ લઇને કૂદી પડો."

સોમભદ્ર હાથમાં ફાનસ લઇ એકદમ એક પછી એક એ સીડીઓ ઉતરવા લાગ્યો. સીડીઓ દૂર સૂધી જઇને છેવટે એક દરવાજા પાસે આવી ખતમ થઇ ગઇ હતી. સોમભદ્ર તે દરવાજા પાસે જઈ અટકયો. પહેલી કોટડીનું રહસ્ય જાણવાની જિજ્ઞાસાથી તેણે હાથ લંબાવીને ફાનસનો પ્રકાશ ઓરડીમાં નાંખ્યો.

તે ઘનઘોર અંધારાવાળી કોટડીમાં પોતાના હાથની મશાલના પ્રકાશમાં તેણે જે ભયાનક દૃશ્ય જોયું, તેથી તેનાં રૂંવેરૂંવાં ઉભાં થઈ આવ્યાં! તેણે જોયું કે, ઓરડીની વચ્ચમાં એક દશ ફીટનો લાંબો કાળા શાહી જેવા રંગનો અને મોટાં માથાવાળો હદ બેહદ બેડોળ તથા ભયાનક ચહેરાવાળા એક દેવ બેઠેલો છે. તે દેવનાં તમામ હાડકાં શરીરમાંથી બહાર નીકળી પડેલાં જણાઇ આવે છે અને જેને જોતાંની સાથે જ સર્વ કોઇનાં કાળજાં કંપી ઉઠે એવો સંભવ રહ્યા કરે છે.

દેવના નસકોરાંનો અવાજ ઘણે દૂર સુધી સંભળાતો હતો અને તે આકાશમાં વર્ષા ઋતુમાં ગડગડતા ઘનઘોર ઘટાવાળાં પાદડાંના ગગડાટનો તાદૃશ્ય ચિતાર કરાવી રહ્યો હતો. સોમભદ્ર તેને જોઇને વિચારમાં પડી ગયો હતો, એવામાં તેના મનમાં શયતાને સંચાર કરી તેને ઉત્સાહિત કરવાના આશયથી કહ્યું:—"જોઇ શું રહ્યો છે! જ્યારે મારા પક્ષમાં આવ્યો છે, ત્યારે હવે તને કોનો ભય છે! તું સર્વથા નિર્ભય છે. ચાલ, એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના કરી દે કાર્યનો આરંભ! ફતેહ તારી છે અને ખુવારી ગુલાબની છે."

શયતાનની ઉશ્કેરણીથી સોમભદ્રનું હૃદય સાહસી બની ગયું. તેના મનનો સર્વ ગભરાટ દૂર થયો. મસ્તકમાં ભરાઇ બેઠેલો ભય ગળી ગયો. તેણે પોતાની કમરપર લટકતી તલ્વારપર એક હાથ મૂક્યો અને જેવો ઓરડીમાં પ્રવેશ કર્યો, એવામાં એકાએક તેને જણાયું કે, પાછળથી આવીને કોઇએ જાણે તેના કરનો સ્પર્શ કર્યો, આથી ચમકીને જેવું તેણે પાછું વળી જોયું, તો તેને માયા મહેલનો માલિક રૂપસેન પોતાની નજર આગળ ઉભેલો જણાયો.

સોમભદ્રના હાથમાંની સળગતી દીવાલના ઝાંખા પ્રકાશમાં તેને દેખાયું કે, વૃદ્ધ કોટડીના દૃશ્યને જોઇને લેશ માત્ર પણ વિચલિત ન થતાં દૃઢતાથી ઉભેલો છે. આ જોઇને તેના તરફ સ્થિર દૃષ્ટિ કરી તેણે તેને સંબોધીને પૂછ્યું:—"કેમ, રાજા રૂપસેન! હવે તમો મને શું કરવાની આજ્ઞા ફરમાવો છો! શી સલાહ આપો છો?"

વૃદ્ધે ઉત્તર આપ્યોઃ—"રાજન્! અહીંનો મામલો જરા ભયાનક છે. આ ઓરડીમાં પણ મૂકતાં જ આ માયાવી દેવ ઉઠીને જેના પર આક્રમણ કરે છે; તેનું પરિણામ પરમ વિષમ આવે છે. પણ ચિંતા નહિ, હું હવે આપને એક યુક્તિ બતાવું છું કે, જે યુક્તિના યોગે એ દેવનું વિષમ બળ આપને કશી પણ હાનિ કરી શકશે નહિ. જેવા આપ ઓરડીમાં પ્રવેશ કરશો કે, તરતજ એ દેવ ઉઠીને આપના પર હુમલો કરશે. તે સમયે આપ આપની કમર તરફ બરાબર લક્ષ રાખજો; તેની પીઠપર એક જગાએ લાલ ચામડી તથા લાલ માંસ છે, આપ એ લાલ ચામડીનું પહેલેથી જ બરાબર નિશાન તાકી રાખજો. જ્યારે તે દેવ છેક આપની નજીકમાં આવે, ત્યારે આપ તેનો હુમલો કરતાં પહેલાં જ કમર પરથી પકડીને એકદમ તલવારનો સખ્ત સપાટો લગાવી દેજો. તે સમયે આપને માયાવી લીલાનો આબેહુબ સાક્ષાત્કાર થઇ શકશે. આપ જોઇ શકશો કે, જેવી રીતે મીણમાં છરી પેસી જાય છે, તેવી રીતે આપની તલ્વાર પણ એ સ્હામે સૂતેલા દેવના શરીરમાં પેસી જશે અને તેના શરીરના ટુકડે ટુકડા કરી નાખશે. આ કાર્યમાં આપ જરા સત્વર પણ ભયભીત થશો નહિ, હિમ્મત હારશો નહિ. જાઓ પરમાત્માનું નામ લઇને સત્વર કોટડીમાં દાખલ થાઓ અને એ દુર્ભાગી દેવને આજે સદાના માટે દુનિયાના ધામપરથી નાબૂદ કરી નાખો."

વૃદ્ધનાં આ વાક્યો સાંભળતાંની સાથે જ સોમભદ્રે કમર પર લટકતા મ્યાનમાં તલ્વાર બહાર ખેંચી કાઢી અને પોતાના જમણા હાથમાં જે મશાલ હતી, તેને ઊંચી કરીને પુનઃ પોતાના સદાના શાગિર્દ–સોબતી શયતાન કિંવા પિશાચનું સ્મરણ કર્યું.

વાંચક! વારંવાર શયતાન કે પિશાચનું નામ સાંભળીને કદાચિત્ તારા મનમાં એવો સંશય ઉત્પન્ન થતો હશે કે, શું મનુષ્ય દેવતા કે જગદાધારનું સ્મરણ ન કરતાં શયતાનનું સ્મરણ કરતો હશે ખરો

કે ? તારો આ પ્રશ્ન યથાર્થ છે. એના ઉત્તરમાં અમારે માત્ર એટલું જ જણાવવું યોગ્ય થઇ પડશે કે, જો મનુષ્ય ઇશ્વરનો ભય રાખી, ઇશ્વરના સ્મરણ પર આસ્થા રાખતાં હોય, તો આ સંસારમાં દગો-પ્રપંચ, છળ-કપટ, ખૂન-હત્યા, આદિ જે સર્વ ઘટનાઓ અહર્નિશ બન્યા કરે છે, તે કદાપિ બનત જ નહિ અને ઇશ્વરનું આ જગત્ આધિ-વ્યાધિ-ઉપાધિ રૂપી ત્રિતાપથી કદાપિ દગ્ધ થાત નહિ, વિરાટ વિશ્વમાં જે સર્વ અનર્થો ઉત્પન્ન થાય છે, તેનું મૂળ મનુષ્ય વિના બીજું કોઈ નથી, સ્વાર્થને આધીન થઈ મનુષ્ય પિશાચી વૃત્તિને ધારણ કરી લે છે અને આખરે એ વૃત્તિ તેના હૃદય પર પોતાનો એટલો બધો પ્રબળ અધિકાર વિસ્તારી દે છે કે, તેને પિશાચ કે શયતાનના સિવાય ઇશ્વર કે અન્ય કોઇ દેવનું સ્મરણ જ રહેતું નથી. શયતાનને શયતાન બનાવનાર માનવ જ છે, અસ્તુ; આ સ્થળે એ સર્વ વિષયની ચર્ચા કરવાનું સ્થાન ન હોવાથી અમો એમ જ કહીશું કે, મનુષ્યત્વથી ભ્રષ્ટ થનાર મનુષ્ય ઇશ્વરને ત્યાગી પિશાચનું જ શિષ્યત્વ ધારણ કરે છે અને તેના જ સ્મરણમાં તે મગ્ન બની જાય છે. સોમભદ્રની પણ એજ દશા થઇ હતી.

સ્મરણ કર્યા પછી સોમભદ્રે કોટડીમાં પ્રવેશ કરતાંની સાથે જ પેલો દેવ ફૂંફાડા મારતો ઉભો થયો અને એકદમ સોમભદ્રના શરીર ભણી ધસી આવ્યો.

જોકે તે ઘણું ભયાનક સ્થાન હતું, પણ જેઓ હમેશાં વિઘ્નથી ટેવાયલા હોય છે, તેઓને ગમે તેવા ભયાનક સ્થાનમાં પણ કશો ભય ઉત્પન્ન થતો નથી. સોમભદ્રની પણ એ સમયે એવી જ દશા હતી. દેવના નજીકમાં આવતાંની સાથે જ તેણે તેની પીઠપરની લાલ જગાને જોઇ લીધી, દેવે ક્ષણવાર સુધી આમ તેમ જોયા પછી સોમભદ્રના તરફ હાથ લંબાવ્યો એટલે તેણે પણ તરત જ પોતાની તલ્વારને હાથમાં પકડી લીધી. તલ્વાર પકડવાથી જે પરિણામ આવ્યું એ

જોઇને સોમભદ્રના આશ્ચર્યને અવધિ થયો, તેને જણાયું કે, તેની તલ્વાર આઘાત કરતાંની સાથે જ દેવના શરીરને છેદીને સીધી બહાર નીકળી ગઇ; દેવનું મસ્તક ધડથી વિખૂટું થઇને જમીનપર આળોટવા લાગ્યું. પણ આશ્ચર્યની વાત એ છે કે એ દેવના કપાયલા શરીરમાંથી લોહીને બદલે આગની ચિનગારીઓ બહાર નીકળવા માંડી અને તે આગ તેના સુકાં લાકડાં જેવા શરીરને બાળવા લાગી.

જોત જોતામાં દેવના શરીરની જ્વાળા વધવા લાગી અને એ ઓરડીમાં ધુમાડાનું પ્રમાણ એટલું બધું વધી ગયું કે, સોમભદ્ર તથા રૂપસેન ઉભયને અકળાઇને ઓરડીમાંથી બહાર નીકળી જવું પડયું.

થોડીવાર પછી જ્યારે આગ હોલવાઇ ગઇ, ત્યારે બન્ને ઓ-રડીના દરવાજાપર આવ્યા અને ત્યાં તેમને દેવને બદલે તેની રાખનો ઢગલો પડેલો જોવામાં આવ્યો.

એ જોઇને વૃધ્ધે કહ્યું:—" કુમાર શ્રી ! મુબારક હો ! હવે સર્વ વિઘ્ન દૂર થયાં છે, માયા મહેલની માયાને તોડવાની તખ્તી હવે આ-પણને બરાબર હાથ લાગી છે. જૂઓ, સ્હામે પડેલી તખ્તી અથવા પતરાંપર માયાને નષ્ટ કરવાનો ઉપાય લખેલો છે. "

આ સાંભળીને પ્રસન્નતાપૂર્વક સોમભદ્રે ઓરડીમાં પ્રવેશ કર્યો, પણ હજી તે બે ચાર કદમ આગળ ગયો એવામાં તેની પાછળથી કોઇનો જોરથી ક્રોધમય અવાજ આવતો તેને સંભળાયો:—' હું આવી ચુકી છું. હમણાં જ તમારા બન્નેના કામને ખતમ કરૂં છું. " આ સાંભળીને સોમભદ્રે પાછું વાળી જોયું તો મહારાણી ગુલાબકુમારીને પોતાની પાછળ આવી ઉભેલી જોઇ.

## દ્વાવિંશ પરિચ્છેદ

### માયામહેલનું પરિણામ

ખરી તો મહેરબાની જે પહેલાં પાપને ભેટે;
બધી ચતુરાઇને તો આ દયા દેતાં બધાં એ છે;
હમારી તો બુરાઇમાં અધૂરૂં કાંઇ એ છે ના;
મગર મૌલા બુરાઇમાં અધૂરો કાંઇ એ છે ના.

**કલાપી**

જ્યારે સોમભદ્રે પેલા બળીને ભસ્મીભૂત થયેલા દેવની ભસ્મમાં પડેલા એક માયાવી તામ્રપટને લેવા માટે પગ લંબાવ્યો, ત્યારે તે વખતે તેની પાછળથી એક અવાજ આવ્યો. આથી તેણે તથા તેની સાથેના વૃધ્ધે અજાયબીથી પાછું વાળી જોયું તો, તેમને જણાયું કે, એ અવાજ કરનારી રાણી ગુલાબકુમારી હતી અને અત્યારે તે સોમભદ્ર પર ધિક્કારની વૃષ્ટિ વરસાવી રહી હતી, ક્રોધની જ્વાળાઓ પ્રકટાવી રહી હતી.

આ નવી આફ્ત આવેલી જોઇને વૃદ્ધ અવાક્ થઇ ગયો. પરંતુ નિરંતર પાપકર્મમાં પ્રવૃત્ત રહેનાર સોમભદ્રના મનમાં લેશ માત્ર પણ ભયનો સંચાર થયો નહિ. તે પોતાની તલ્વારની મૂઠ પર હાથ મુકી લાલાશ ભરેલી આંખોથી મહારાણીના સ્હામું જોવા લાગ્યો. મહારાણી તેની આવી ભયાનક રુદ્રમૂર્ત્તિ જોઇને દરવાજાની બહાર જ ઉભી રહી. રાણીને ભયભીત થયેલી જોઇને પેલા વૃદ્ધના હૃદયમાં સાહસનો સંચાર થયો. તે એકદમ સોમભદ્ર પાસે જઈ પહોંચ્યો. તેની પાસે ગયા પછી તેણે ધીમેથી તેના કાનમાં જ કહી સંભળાવ્યું કે:—" આ તાંબાના ચમકતાં પતરાંને લઇને એકદમ રાણી તરફ ધસી જાઓ. હવે રંચ

માત્ર પણ વિલંબ કરવાની આવશ્યકતા નથી. વિલંબ કરવાથી એ રાક્ષસી કદાચ આપણા શિર પર ચઢી બેસે એવો સંભવ રહે છે."

સોમભદ્રે વૃદ્ધના કહેવા પ્રમાણે જ કર્યું. આથી રાણીની મુખમુદ્રા મલિન થઇ ગઇ અને ધીમે ધીમે તે ત્યાંથી પાછી હઠવા લાગી.

આ જોઇને સોમભદ્રના હૃદયમાં ઉત્સાહ ઉછળી આવ્યો. તે રાણીનો ઉપહાસ કરી તેને સંબોધીને બોલી ઉઠયો કે:—"બસ, શયતાની! આવા બળ પર જ તું મારો સંહાર કરવાની ઇચ્છા ધરાવે છે? આવા સાહસથી જ તું અત્યાર સૂધી ફુલાઇ રહી છે? નાદાન નારી! જો સ્ત્રીઓથી જંગ જીતાતો હોત, તો વિધાતાને પુરુષો ઉત્પન્ન કરવાનું કશું પ્રયોજન જ ન રહેત. હવે તારા અવસાનનો સમય સમીપ આવી લાગ્યો છે. મારી ભીષણ પ્રતિજ્ઞા છે કે:—

"બનાવી બંદિની મારી, તને હું તાપથી તાપું;
મહા મગરૂર કાયાને કૃપાણે હું હવે કાપું;
વદેલાં વાક્ય તારાંને વદન તારા વિશે સ્થાપું:
પૂરીને અંધતારૂપે વિષમ દસ્યો જ દર્શાવું:
સૂતી શય્યા હવે મારી તનુ તારાથી શોભાવું:
લૂટી લાવણ્ય હું તારૂં જિગરની આગ હોલાવું."

આ સાંભળીને મહારાણીએ ગુલાબકુમારીએ સોમભદ્રનો પ્રતિવાદમાં જણાવ્યું કે:—

"ચૂપ કર ચંડાળ! તારી લવારીને આટલેથી જ અટકાવી દે. જો તું તને પોતાને આ કાર્યમાં વિજયી થયેલો માનતો હોય તો, તેમાં તારી ગંભીર ભૂલ થાય છે. હજી તું મારા ભયાનક ભવનનો બંદીવાન છે. હું ધારૂં તો ક્ષણ માત્રમાં તારો વિનાશ કરી શકું તેમ છું.

"આ નારને નારી ગણી, નિશ્ચિંત નહિ તું ધારતો;
ફુલાઇને મનની મહીં નહિ ગર્વ કંઇ તું ધારતો;

જે નામથી કંપે સદાએ કાળ કાળો કમકમી;
શયતાન પણ શર્માઇને જેનાથી ચાલે છે નમી;
એ પ્રેતની પણ પ્રેતિની ધારી લઇ મનમાં નકી;
આશા હવે તું ત્યાગજે આ વિશ્વમાં જીવવા થકી. ”

આમ કહીને મહારાણી ગુલાબકુમારી તરત જ કોણ જાણે શા કારણથી ક્યાંક અદૃશ્ય થઈ.

રાણીને અદૃશ્ય થયેલી જોઇને વૃદ્ધ સોમભદ્ર પાસે આવી તેને સંબોધીને બોલ્યો:–“ મહારાજ મહેન્દ્રકુમાર (સોમભદ્ર)! હવે ભય રાખવાનું કશું પણ કારણ નથી. જે શયતાનીના ભયથી આપણે અત્યાર સૂધી ડરતા હતા, તે કોણ જાણે શા કારણથી ક્યાંક અદૃશ્ય થઈ ગઈ છે, માટે એ દરમ્યાન એ તક લાભ લઈ લેવો મને અધિક ઉચિત જણાય છે. જાઓ, તમે સત્વર ઉપર જવાની આ સીડી પર પહોંચી જાઓ, હું પણ તમારી પાછળ આવી પહોંચું છું. ”

ત્યારપછી જ્યારે તેઓ બન્ને એ સીડી પરથી ઉતરીને એક આંગણામાં પહોંચ્યા, ત્યારે વૃધ્ધે સોમભદ્રને સંબોધીને કહ્યું કે:–“હવે તમારે આ મકાનમાંથી બહાર નીકળવું પડશે અને બહાર નીકળ્યા પછી માયામય મહેલમાં પ્રવેશ કરી એ માયાનો વિધ્વંસ-કરવો પડશે. માટે ચાલો, મારી સાથે સત્વર ચાલો. હવે એક ક્ષણનો પણ વિલંબ ન કરો.

આમ કહી સોમભદ્રને સાથે લઇ વૃદ્ધ તે સીડી પાસે એક મોટી ખાઈ આવેલી હતી અને જે ખાઇ આખા મકાનની ચારે બાજૂએ વિંટળાયલી હતી, તેના કિનારા પર આવી પહોંચ્યો અને બોલ્યો કે:– “ હવે તમારી પાસેના આ તામ્રપત્રને આ ખાઈના પાણીમાં ફેંકો એટલ તમને કાંઇક અજબ તમાશો જોવામાં આવશે. ”

સોમભદ્રે એ તામ્રપત્રને તરત જ પાણીની ખાઈમાં ફેંકી દીધું. થોડીવારમાં જ તે તામ્રપત્ર નાની નૌકાના રૂપમાં બદલાઈ ગયું. એ જોઇને સોમભદ્રને ઘણી જ અજાયબી થઇ.

વૃદ્ધના કહેવા મુજબ સોમભદ્રે એ નૌકા પર આરોહણ કર્યું. વૃદ્ધ પણ તેની સાથે જઇને બેઠો. બન્નેના બેઠા પછી નૌકા તીરવેગે કાંઈ પણ પરિશ્રમ કર્યા વિના પોતાની મેળે જ ચાલવા લાગી. થોડીવારમાં જ એ નૌકા એક બીજી નૌકા પાસે જઈ પહોંચી, એથી એ નૌકામાં જ સોમભદ્ર તથા પેલો વૃદ્ધ બન્ને બેસી ગયા. બેઠા પછી વૃધ્ધે કહ્યું કે:—"આપણે જે તામ્રપત્રના વહાણમાં બેસીને આ નાવ પાસે આવી લાગ્યા છે, તે તામ્રપત્રને હવે પાછું લઇ લો."

"હવે એ તામ્રપત્ર તો નાવના રૂપમાં બદલાઇ ગયું છે ને?" સોમભદ્રે આતુરતાથી પૂછયું.

"ચિંતા નહિ, જે તામ્રપત્રના નાવમાં આવ્યા હતા, તેના પર હાથ અડકાશો કે તરત જ તે પાછું તામ્રપત્ર બની જશે અને તમો તેને સહેલાઇથી લઇ શકશો." વૃધ્ધે કહ્યું.

આથી સોમભદ્રે તરત જ નૌકા પર હાથ મૂકયો કે તરત જ તે નૌકા હળવી ફૂલ જેવી થઇ ગઇ અને જેવી તેને બહાર કાઢી કે, તરત જ તે પહેલાં જેવું તામ્રપત્ર હતું તેવા જ રૂપમાં બદલાઇ ગઈ.

વૃધ્ધે ત્યારપછી સોમભદ્રને ઉદ્દેશીને કહ્યું:—"મહારાજ! હવે તમે એ માયાવી તામ્રપત્ર વાંચી જૂઓ જોઇએ કે, તેમાં શું લખ્યું છે."

સોમભદ્રે જોયું કે, તે પત્ર પર આ પ્રમાણે લખેલું હતું:—

"માયામહેલની માયા તોડનારને મારા અભિવંદન છે. હું આ માયામહેલને નિર્માણ કરનાર અદ્દભુત જાદૂગર છું અને એ સાથે મારી એ સલાહ છે કે, જે મકાનમાંથી આ માયાવી તામ્રપત્ર મળ્યું છે, તે તામ્રપત્રને આ મકાનની ચારે બાજૂએ ઘેરાયલી પાણીની મોટી ખાઇમાં ડૂબાડી દેશો, તો તમોને એક અજબ તમાશો જોવામાં આવશે."

સોમભદ્રે એ કાગળમાં લખ્યા પ્રમાણે જ કર્યું. તેણે જેવું તે તામ્રપત્રને પાણીમાં ડૂબાડયું કે તરત જ જાણે કડકડાટ કરીને ત્યાં

એજ વીજળી ઢળી પડી. એક ભયાનક ધડાકો થયો અને એક પ્રકારનો ભયાનક અવાજ કરતું તે ખાઇનું ચારે બાજૂનું પાણી કાળા ધુમાડાના જેવો રંગ ધારણ કરીને ઉડવા લાગ્યું. છેવટે તે ધુમાડો એટલો બધો વધી ગયો કે, જેના યોગે તે આખું મકાન ચારે તરફથી ઘેરાઇ ગયું. એ ધુમાડાથી રાજા સોમભદ્રની આંખો અંજાઇ ગઇ અને તેની નજર આગળથી એ મકાન પણ થોડીવારને માટે દેખાતું બંધ થઈ ગયું. એ સમયે સોમભદ્રને જણાવા લાગ્યું કે, જાણે તેનો એક હાથ ઝાલીને કોઇ તેને આગળ દોરી જાય છે. સોમભદ્રે એ અદૃશ્ય વ્યક્તિના હાથમાંથી પોતાનો હાથ છોડાવવા માટે હજારો પ્રયત્ન કર્યા; પરંતુ તેમ છતાં પણ તે તેમ કરવાને સમર્થ થઈ શક્યો નહિ. થોડીવાર પછી એ અદૃશ્ય હાથે તેને છોડી દીધો. ત્યારપછી સોમભદ્રે જ્યારે આંખો ખોલી, ત્યારે તેણે પોતાને પાછો પેલા આંગણામાં ઉભેલો જોયો કે, જ્યાંથી તે પેલા અદ્‌ભુત દેવની ગરદન પર તૂટી પડ્યો હતો. દેવનું શિર સળગી ગયું હતું અને કેવળ અત્યારે રાખનો એક ઢગલો પડેલો હતો તથા જે સ્થળે તે રાખ પડી હતી તે સ્થળે એક ઊંડો ખાડો પણ મૌજૂદ હતો.

અહીં આવીને રાજા સોમભદ્રે પોતાની ચારે તરફ પહેલા વૃદ્ધને માટે નજર દોડાવી પણ જ્યારે તેણે તેને ત્યાં ન જોયો. ત્યારે પેલા તામ્ર પત્ર પર દૃષ્ટિપાત કર્યો. એ પત્રમાં લખ્યું હતું:—"આ આંગણાંની પૂર્વ તરફ જે દાલાન છે, તેમાં પ્રવેશ કરીને આ પત્રને તેના ડાબા ખૂણાની એક દીવાલ સાથે અડકાડી દેવું: એથી કાંઇક અજબ રહસ્ય જ જાણવામાં આવશે."

સોમભદ્રના એમ કરવા પછી એક વિજળીના ચમકારા જેવો ચમકારો થયો, એથી સોમભદ્રની નજર તેના તરફ દોડી; તેની નજર ...ની સાથેજ તેણે જોયું કે, જે દીવાલ સાથે તે પેલાં તામ્રપત્રને ...કાવી આવ્યો હતો, તે દીવાલમાં એક મોટો દરવાજો પડેલો છે.

સોમભદ્ર તરતજ તે દરવાજો પાસે આવ્યો, ત્યાં આવીને તેણે જોયું કે, દરવાજાપરની એક તખ્તીમાં લખેલું હતું કેઃ—"અહીંથી માયા મહેલની માયા શરૂ થાય છે. માટે જેમની એ માયાનો વિધ્વંસ કરવાની ઇચ્છા હોય, તેમણે આ દરવાજામાંથી આગળ વધીને તેની અંદરની અજાયબીનો નાશ કરવો."

આ વાંચીને સોમભદ્રે તે દરવાજામાં પગ મૂક્યો, એથી તરત જ એક મોટો ગેબી અવાજ થયો. સોમભદ્રે પાછું વાળીને જોયું તો તે દરવાજાનું તેને નામોનિશાન પણ ક્યાંય જોવામાં આવ્યું નહિ. નજર ફેરવતાં તેને જણાયું કે, તે એક ઘણા જ મોટા મેદાનમાં આવી પહોંચ્યો છે અને એ મેદાનની વચ્ચો વચ્ચ અગ્નિની મોટી મોટી જ્વાળાઓ સળગી રહી છે. સોમભદ્ર એ અગ્નિની નજીકમાં ગયો, ત્યાં જઇને તેણે જોયું કે, ત્યાં એક મોટો લાકડાનો ઢગલો પડયો હતો અને એમાંથી એ આગ બહાર નીકળી રહી હતી. સોમભદ્ર આ દૃશ્ય જોઇ રહ્યો હતો, એવામાં એકા એક નજીકના કૂવામાંથી તથા આગના ઢગલામાંથી એક ભયાનક અવાજ સંભળાયો. એ અવાજ સાંભળીને સોમભદ્ર ચમકી ઉઠયો, તથા ત્યાંથી બે ચાર ડગલાં પાછો હડી ગયો. તે સમયે તેને દેખાયું કે, અગ્નિના જેવી એક લોઢાની લાલ સાંકળ બહાર નીકળી અને તેના પોતાના શરીર તરફ ધીમે ધીમે વધવા લાગી. એ જોતાંની સાથે જ સોમભદ્ર પાછો હઠી ગયો, પણ તે પાછળ હઠ્યા છતાં પણ પોતાની પાસેના પેલા તામ્રપત્રને પણ જોતો જતો હતો. પત્રમાં લખ્યું હતું કેઃ—"તમારી ડાબી દિશામાં ન્હાસવા માંડો, એથી અવશ્ય તમારો બચાવ થઇ શકશે. તમને ત્યાં એક નાનો કુંડ મળી આવશે એ કુંડમાં આ પત્રને ફેંકી દેજો, એથી વળી આનાથી પણ કાંઇક અજબ માયા તમારા જોવામાં આવશે."

પત્રમાં લખ્યા મુજબ સોમભદ્ર ડાબી બાજૂએ નાઠો, તો તેને ત્યાં એક નાનો કુંડ મળી આવ્યો. એ કુંડમાં તેણે પોતાની પાસેનું

તામ્રપત્ર ફેંકી દીધું. પત્ર ફેંકતાંની સાથે જ વાદળાંનાં ગગડાટ જેવો એક મહા ભયાનક અવાજ એ કુંડના પાણીમાંથી પેદા થયો. પાણી ઉછળવા લાગ્યું અને એ ઉછળતા પાણીનો એક મોટો પ્રવાહ વહીને તે સળગતી આગમાંની સાંકળ તરફ ચાલ્યો, એ પ્રવાહને જોઇને સાંકળ પાછી હઠી, પણ પ્રવાહતો વહેતો જ ગયો અને જે કૂવામાંથી આગની જ્વાળાઓ નીકળતી હતી, તે કૂવાંમાં જઈ પડયો. એ પ્રવાહનું પાણી કૂવામાં પડતાંની સાથે જ એક એવો ભયાનક અવાજ થયો કે, જે અવાજને સોમભદ્ર સહી શકયો નહિ. તે બેહોશ થઈને જમીનપર ગબડી પડયો. થોડી વાર પછી જ્યારે તેને ચેતન આવ્યું, ત્યારે તેણે પોતાને એક સમુદ્રમાં ગોથાં ખાતો જોયો. એ સમયે તેના મસ્તકપર ઊંચે ઘનઘોર ઘટાદાર આકાશ દેખાતું હતું અને એ આકાશમાં એકાદ બે તારાઓ ચમકતા જોવામાં આવતા હતા. નીચે વંટોળિયાથી અથડાતા કૂદાતા તરંગો વાળો ગર્જના કરતો સમુદ્ર આવતો હતો તથા તે સમુદ્ર સોમભદ્રને આમ તેમ ગબડાવી રહ્યો હતો, ડોલાવી રહ્યો હતો, ઉછળાવી રહ્યો હતો. આ વખતે પણ સોમભદ્રે પોતાના ગુરૂ શયતાનની સાધના કરી.

જે સમયે સોમભદ્રની આવી વિષમ સ્થિતિ થઇ પડી, તે સમયે એટલો બધો અંધકાર છવાયલો હતો કે, જેના યોગે પેલું તામ્રપત્ર ક્યાંય દૃષ્ટિગોચર પણ થતું નહોતું. એવામાં એકા એક સમુદ્રના જળમાં એક મોટો લાકડાનો દાંડો બહાર નીકળી આવ્યો અને એ સોમભદ્રની સ્હામે જઇ ઉભો રહ્યો. જ્યારે સોમભદ્ર એ દાંડા પાસે આવ્યો ત્યારે તે દાંડાપરથી પાણીની નીચે એક લોઢાની મજબુત સાંકળ લટકી રહી હતી. સોમભદ્રે પ્રસન્નતાથી એ સાંકળને પકડી લીધી અને એ સાંકળ દ્વારા તેણે પોતાનો બચાવ કરવાનો વિચાર કર્યો, એ દરમ્યાન બનાવ એવો બન્યો કે, એકાએક એક ગેબી અવાજ તેના સાંભળવામાં આવ્યો અને એ અવાજની સાથે જ પેલી સાંકળ ઉપરથી તૂટી

પડી. સાંકળ તૂટતાં જ સોમભદ્ર પાછો પાણીમાં ગબડી પડયો અને શયતાનનું સ્મરણ કરતો બેભાન બની ગયો. ઘણીવાર સુધી પાણીમાં તરફડયા પછી જ્યારે તેણે આંખો ખોલીને જોયું. ત્યારે તેણે પોતાની નજર આગળ એક ઘણોજ સુંદર અને વિશાળ સંગેમરમરના પત્થરનો બનેલો મનોહર હોજ દેખાયો. એ હોજના કિનારાપર તેને અવનતિમાંથી ઉન્નતિના સોપાનપર સ્થાપનાર, ગરીબમાંથી તવંગર બનાવનાર, હૃદયમાં રાક્ષસી મહત્વાકાંક્ષાને લાવી સ્થાપનાર તેના આરાધ્ય શયતાનની પ્રતિમા દૃષ્ટિગોચર થઈ. એ જોઇને શયતાનના તરફ તે એકદમ ધસી ગયો તથા તેના ચરણુમાં પડીને કહેવા લાગ્યો કેઃ—"તમારા જેવી મહા સમર્થ શક્તિનું શરણુ ગ્રહવા છતાં, હું આવી અસહ્ય યંત્રણાને શા કારણથી સહી રહ્યો છે ?"

શયતાને પ્રસન્ન મુખથી કહ્યુંઃ—"નાદાન મનુષ્ય ! શયતાનમાં પણ એવી શક્તિ નથી કે, તે પરિશ્રમ કર્યા વિના કોઈપણ કાર્યની સિદ્ધિ કરી શકે. તું જ્યારે આવો પરિશ્રમ કરી રહ્યો છે, ત્યારે હવે તને મારૂં અભય છે, કે આ કાર્યમાં તને અવશ્ય વિજયજ મળશે."

આમ કહીને તે અદૃશ્ય થઈ ગયો. સોમભદ્ર પાછો હોજના કિનારાપર ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો. જે હોજ પાસે તે ઉભો હતો, તે તરેહ તરેહના રંગબેરંગી કાચથી જડિત થયેલો હતો અને તેમાંથી રંગીન રોશની બહાર નીકળીને નવયૌવના લાવણ્યમયી લલનાઓ કે જેઓ તેમાં સ્નાન કરી રહી હતી, તેમના સુંદર શરીરોપર વિપુલ પ્રમાણમાં પડી રહી હતી.

જો કે સોમભદ્ર હોજના છેક કિનારાપર ઉભો હતો, તોપણુ તે હોજમાં સ્નાન કરનારી સુંદરીઓમાંની એક પણુ સુંદરી તેના તરફ દૃષ્ટિપાત પણુ કરતી નહોતી. સોમભદ્ર તેમના નગ્ન શરીરો, સુંદર મન્મથ મંદિરો, મનોહર નિતંબો, નયનરંજક કટિ વિભાગો, મોહક ત્રિવલીઓ, ચિત્તાકર્ષક રોમાવલિઓ આદિ સર્વ જોઇને વિમોહિત

થયો. તેના મનમાં કામનો સંચાર થયો. જળમાં ડૂબવાથી તેની શિથિલ થયેલી ઇન્દ્રિયો સતેજ થઈ. તે તેમાંની સર્વોત્કૃષ્ટ સુંદરીનો ઉપભોગ કરવાને લાલાયિત થયો. તેણે તેને બોલાવવાનો વિચાર પણ કર્યો, પરંતુ એવામાં અચાનક તેને પોતાના કર્તવ્યનું સ્મરણ થઈ આવ્યું. તેની દૃષ્ટિ પોતાની પાસેના તામ્રપત્ર પડી. તે પત્રમાં લખેલું હતું કે: "આ હોજમાં સ્નાન કરનારી સુંદરીઓમાંની કોઇપણ સુંદરી પર મોહિત થઇને તેના પાશમાં ફસાશો તો જીવજાનથી માર્યા જશો; પરંતુ જો એમાંની કોઈ એક લલનાને નિર્વિકારપણે પૂછી જોશો કે 'નીલમ પ્રદેશ ક્યાં આવેલો છે?' તો તરતજ તમારા કાર્યમાં ફળીભૂત થઈ શકશો."

આથી સોમભદ્રે પોતાના હૃદયની વિકારી ભાવનાને દબાવીને તે પત્રમાં લખ્યા મૂજબજ કર્યું. એથી પાણીમાં એક ડૂબકી મારી પાછી બહાર નીકળી એક સર્વથી સુંદર લલનાએ તેને સંબોધીને પૂછ્યું કે:—"નીલમ પ્રદેશમાં આપને કોણે બોલાવ્યા છે વારૂ?"

આ પ્રશ્નનો શો ઉત્તર આપવો એની સમજણ ન પડવાથી સોમભદ્રે પાછું પેલા પત્ર તરફ જોયું, તો તે પત્રમાં તેને આ પ્રમાણે લખેલું મળી આવ્યું:—"કદાચ તમને પાણીમાંની કોઇ સુંદરી કાંઇ પ્રશ્ન પૂછે તો તેને આ પત્ર બતાવજો."

સોમભદ્રે તરતજ તે પાણીમાંથી બહાર નીકળી આવેલી નગ્ન સ્ત્રીને એ પત્ર બતાવ્યું. પત્ર જોતાંની સાથેજ એ નગ્ન સ્ત્રી દીવાનીની પેઠે કૂદીને હોજમાંથી બહાર નીકળી એકદમ સોમભદ્રના શરીર તરફ ધસી આવી. સોમભદ્રે પલાયન કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ એવામાં તો તેણે તેના શરીરને એકદમ પકડી લીધું અને પેલા તામ્રપત્ર પર પોતાના હાથ મૂકી દીધો. તામ્રપત્રનો સ્પર્શ કરતાંની સાથેજ તે સ્ત્રીની જે દશા થઈ, તે જોઇને સોમભદ્રને ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેણે જોયું કે, પત્રનો સ્પર્શ કરવાથી એ સ્ત્રી તરતજ પૃથ્વીપર ગબડી પડી

અને આમ તેમ આળોટવા લાગી. થોડીવારમાંજ તે એક મોટા મોર-રના રૂપમાં બદલાઇ ગઇ. આ જોઇને સોમભદ્રે પુનઃ પેલા તામ્રપત્ર તરફ જોયું, તો તેમાં તેને આ પ્રમાણે લખેલું મળી આવ્યું:—"આ મયૂરની પીઠપર સવાર થઈ જાઓ." સોમભદ્રે એમજ કર્યું. જેવો તે મયૂરની પીઠપર આરૂઢ થયો કે, તરતજ તે મયૂર તેને લઇને પાંખો ફફડાવતો આકાશ તરફ ઉડવા માંડયો, સોમભદ્ર એ સમયે બેભાન બની ગયો. ત્યારપછી તેના શરીરમાં સહજ આંચકો લાગવાથી તેની આંખો ઉઘડી ગઇ. આંખો ઉઘડતાંની સાથેજ તેણે જોયું કે, તે એક ઘણી મોટી કોટડીમાં આવી પહોંચ્યો છે અને એ કોટડીમાં એક મોટો લાકડાનો પોપટ પડેલો છે. સોમભદ્રે તે પોપટના સ્હામું જોયું કે, તરતજ તેના મુખમાંથી એક મોટો અવાજ બહાર નીકળ્યો:—"બસ, હવે માયામહેલની માયાનો વિધ્વંસ કરનાર શયતાનનો શાગિર્દ સોમભદ્ર આવી પહોંચ્યો છે."

આ સમયે તે કોટડીના દરવાજામાં એક વૃદ્ધા દોડી આવી અને સોમભદ્ર પાસે આવીને રડતી રડતી કહેવા લાગી કે:—"કૃપાનાથ! કૃપા કરીને મને તમારી પાસેનું તામ્રપત્ર આપો; મને એની ખાસ જરૂર છે. કારણ કે અત્યારે મારા કાળજામાં જે કંપનો આવિર્ભાવ થયો છે. તે કંપ આ પત્રના સ્પર્શથી મટી શકે તેમ છે."

આથી સોમભદ્રે પોતાની પાસેના પત્રમાં જોયું, તો તેમાં એવું લખેલું મળી આવ્યું કે:—"પત્ર એના હાથમાં આપશો નહિ, કારણ કે એ સત્યાનાશી વૃદ્ધા તમારી ભયંકર શત્રુ છે અને તમારો સંહાર કરવાની અભિલાષાથીજ તે અત્યારે તમારી પાસેથી આ પ્રમાણે એ પત્ર માગી રહી છે. પણ હા, જો તમે આ પત્ર તેના ડાબા હાથપર મારશો, તો તેથી તમારા પક્ષમાં તેનું પરિણામ ઘણુંજ સારૂં આવશે."

સોમભદ્ર તરતજ વૃદ્ધાના ડાબા હાથપર પત્રનો પ્રહાર કર્યો. પ્રહાર થતાંની સાથેજ એક ભયાનક અવાજ થયો અને તે સાથે એક

એક વીજળીનો એક કડાકો થઇને તે સોમભદ્રની નજર આગળ તૂટી પડી; એથી તેની આંખો મીંચાઈ ગઇ. ત્યારપછી જ્યારે તેની આંખો ઉઘડી, ત્યારે તેણે પોતાને બીજી એક ઓરડીમાં આવેલો જોયો. તે ઓરડીમાં એક મોટું સિંહાસન ઢાળેલું હતું અને તે સિંહાસનપર અનેક સુંદરીઓ બેઠી હતી, એ સ્ત્રીઓની સ્હામે ચોપટની બાજી બિછાવેલી હતી, પરંતુ કોઈપણ સુંદરી એ સમયે ચોપાટ ખેલતી નહોતી, સર્વની મુખમુદ્રાપર ઉદાસિનતાની છાયા છવાઇ ગઇ હતી. સોમભદ્રને તેઓ સર્વ જોઇ શકતી નહોતી, પરંતુ તે સર્વ બરાબર જોઇ શકતો. તેઓ પરસ્પર આ પ્રમાણે વાતચીત કરી રહી હતીઃ—

પ્રથમ એક સ્ત્રીએ કહ્યું કેઃ—"કેમ બહેન, હવે માયામહેલની માયા તોડનાર મનુષ્ય ક્યાં સૂધી આવી પહોંચ્યો છે વારૂ ?"

બીજી સ્ત્રીએ તેના પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું કેઃ—"બધી બાજી તોડી નાખી છે, તે સીધો હવે અહીંજ આવવા માગે છે ?"

પ્રથમ સ્ત્રીએ કહ્યુંઃ—"ત્યારે હવે આપણે શું કરીશું ?"

"શું કરીશું શું ? આપણે આ કેદમાંથી છૂટી જઇશું ? આપણે ભૂતપિશાચો હમેશાં સ્વતંત્ર રીતે વિચરણ કરવાનુંજ અધિક પસંદ કરીએ છીએ; પરંતુ માયામહેલના નિર્માણ કરનાર જાલિમ જાદૂગરે આપણને કેદ કરી રાખી હતી. અને તે સાથે એવા મંત્રથી જકડી રાખી હતી, કે જેમાંથી આપણે કોઇ પણ રીતે છૂટી શકીએ તેમ નહોતી. પણ હવે આપણાં સદ્‌ભાગ્ય ગોગે આપણને સ્વતંત્રતા મળવાનો સમય છેક સમીપ આવી લાગ્યો છે."

આ સમયે સોમભદ્ર પોતાની પાસેના તામ્રપત્રમાં આ પ્રમાણે વાંચ્યું કેઃ—"આ પત્રને આ સુંદરીઓના મધ્ય ભાગમાં ફેંકો, એટલે તમને એક અદ્‌ભુત તમાશો જોવામાં આવશે."

સોમભદ્ર અત્યાર સૂધી પત્રમાં લખ્યા મૂજબ જ કરતો આવ્યો હતો. તેણે અત્યારે પણ તેમજ કર્યું. જેવું તે પત્ર તેમની વચ્ચોવચ

જઈ પડયું કે, તરતજ સર્વના મુખમાંથી મોટી મોટી ચીસો નીકળી પડી. ત્યાર પછી સહુએ એવી રીતે પત્રપર તરાપ મારી કે જેવી રીતે મહિનાઓના મહિના સૂધી ભૂખ્યા રહેલા ભિખારીઓ અનાજ પર તુટી પડે છે. સોમભદ્રને એ જોઇને ઘણીજ અજાયબી થઈ કે, જેવી તે સર્વ સ્ત્રીઓએ તે પત્રપર તરાપ મારી કે તરતજ વીજળી પેઠે આગની જ્વાળા તેમાંથી સળગી ઊડી અને તે સર્વ સ્ત્રીઓના શિરપર તૂટી પડી. સ્ત્રીઓના શરીરોમાં જાણે વારુદ ભરી હતી કે જેથી તેમના શિરમાંથી આગની ચિનગારીઓ ફૂવારાની પેઠે બહાર નીકળવા માંડી. જોતજોતામાં તેમના શરીરમાં આગ લાગી ગઈ અને તેઓ બળીને ભસ્મ થઈ. તેમના ભસ્મ થતાંની સાથેજ સોમભદ્રે આગળ વધી એ ભસ્મમાં પોતાનું જે તામ્રપત્ર સૂર્યની પેઠે ચળકી રહ્યું હતું, તે પત્રને ઉપાડી લીધું. તે પત્રમાં તેણે ફરીવાર વાંચ્યું કે, “અહીંથી સત્વર પલાયન કર, એટલે એક દાલાન મળી આવશે. દાલાનના બીજા છેડા પર એક દરવાજો છે, તેમાં એક ઓરડી છે અને એ ઓરડીના એક હોજમાં એક પૂતળી બેઠી છે, તે પૂતળીને પાસે જઇને તેના મસ્તક સાથે આ પત્રનો સ્પર્શ કરાવી દો.”

સોમભદ્રે આ વખતે પણ એમજ કર્યું. પરંતુ પત્રનો સ્પર્શ કરાવતાંની સાથેજ એક ભયાનક અવાજ ઉત્પન્ન થયો, એવો અવાજ આ પહેલાં કોઇ પણ વખતે થયો નહોતો. સોમભદ્રને જણાયું કે, જાણે તોપોના મુખમાં એકદમ અગ્નિસંયોગ કરવામાં આવ્યો છે. આ વખતે તમામ મકાનો ડોલવા લાગ્યાં અને એકી સાથે સંકડો મકાનો જમીનદોસ્ત થયાં હોય, એવો મહા ભીતિજનક ભયાનક અવાજ સંભળાયો. આથી સોમભદ્ર પોતાના શરીરને સંભાળી શકયો નહિ. તે બેહોશ થઇને જમીનપર ગબડી પડયો. ત્યારપછી તેના મુખપર કોઇના ગુલાબજળ છાંટવાથી તે શુદ્ધિમાં આવ્યો. હવે જ્યારે તેણે આંખો ખોલી તો તેણે પોતાને એક અતિ અદ્ભુત સ્થાનમાં આવી

ચહેરો જોયો. તે અત્યારે એ આંગણામાં પડયો હતો કે જે આંગણામાં પહેલાં દેવનું મસ્તક તેને દૃષ્ટિગોચર થયું હતું તથા માયામહેલનો પ્રાચીન રાજા રૂપસેન તેની પાછળ આવી તેને ઉત્સાહિત કરતો ઉભો હતો. સોમભદ્રે એમ પણ જોયું કે, આંગણાંની ચારે તરફ જે દાલાનો હતાં, તેમનું ક્યાંય નામનિશાન પણ નહોતું, તેની જગાએ ઢળી પડેલી દીવાલો અને સળગેલી છતો જણાતી હતી. એ ઉપરાંત બીજાં અનેક કળ–કારખાનાં પણ તેના જોવામાં આવ્યા કે જેને રાજકુમાર જાણી શક્યો નહિ.

આ સમયે અચાનક પેલા વૃદ્ધ પુરુષે તેની પાસે આવીને કહ્યું કેઃ—" રાજકુમાર મહેન્દ્રકુમાર ! (સોમભદ્ર) હવે આપ એ પત્ર તે ફરીવાર વાંચી જૂઓ જોઇએ."

રાજકુમાર નામધારક નરાધમ સોમભદ્રે પત્રમાં જોયું તો તેમાં લખ્યું હતું કેઃ—" માયામહેલની માયાનો વિધ્વંસ થયો છે અને તમારા કાર્યમાં તમે વિજયી થયા છો, માટે તમે મુબારક હો ! જ્યાં તમે ઉભા છો, તેની નીચે બેશુમાર ખજાનો છે, એ ખાસ તમારા માટેજ છે ! શયતાનની સાધના કરનારને દુનિયામાં દ્રવ્યનો કશો અભાવજ નથી."

વૃધ્ધે સોમભદ્રને કહ્યું કે, તમે મારી સાથે ચાલો, હું તમને તે ખજાનો બતાવું. ત્યાર પછી સોમભદ્ર તથા તે વૃદ્ધ ઉભય એક સુરંગમાં ઉતર્યા. સોમભદ્રે અંદર જઇને જોયું કે, એ તે સુરંગ હતી કે જેમાંથી છટકીને તે નાઠો હતો. આગળ ચાલીને તેઓ તે સ્થળે આવી પહોંચ્યા, જ્યાં પેલો રસ્તો બે જૂદી જૂદી દિશાઓમાં ફેલાઇ ગયો હતો. અહીં આવ્યા પછી વૃધ્ધે તે રસ્તો પકડયો કે જેને રાજકુમાર સર્વથી પ્રથમ છોડી આવ્યો હતો. તે રસ્તાના છેડા પર એક ઘણું મોટું મકાન હતું અને તેનો દરવાજો ખુલ્લો હતો. તે મકાનની અંદર દાખલ થયા પછી જવાહિર તથા સોનામોહોરોનો જે ઢગલો જોયો,

તે જોઇને તે ચકિત થઈ ગયો. તે કૃષ્ણપૂર જેવા મોટા રાજ્યનો સ્વામી થવા છતાં પણ તેણે પોતાની ઝિન્દગીમાં આટલું બધું કદાપિ જોયુંજ નહોતું.

સોમભદ્ર એ ખજાનો જોઇને ઘણીવાર સૂધી સ્તબ્ધ થઈ ગયો. ત્યાર પછી તેણે પોતાના પરમ સહાયક શયતાનની આરાધના કરી કોટિકોટિવાર તેને ધન્યવાદ આપ્યા.

પછી તેણે વૃદ્ધના સ્હામું જોઇને પૂછ્યું કે:—"મારો પરમપ્રિય સેનાપતિ ક્રૂરસિંહ ક્યાં છે? જો તેણે પણ આ તમાશાને જોયા હોત, તો તે પણ ખરેખર ખુશી થયા વિના રહેત નહિ."

વૃધ્ધે કહ્યું:—"એના સંબંધમાં આપ કશી પણ ચિંતા ન કરો. તેને માયાનો વિધ્વંસ થવાના સંવાદ મળી ગયા છે. તે અત્યારે પેલી સ્ત્રી સાથે મહાલયની બહારની ખાઇ પર આપની વાટ જોતો ઉભો છે."

"કઈ ખાઇ?"

"આ મહાલયની ચારે બાજૂએ ખાઇ હતી અને તેમાં પાણી ખૂબ ભરેલું હતું. તેના પર એવો જાદૂ બાંધેલો હતો કે, જે તેમાં પડે તે ડૂબી જાય અને ત્યારપછી કેદ થઇને માયામહેલના કેદખાનામાં આવી જાય. પરંતુ માયામહેલની માયા તૂટતાંની સાથેજ તે ખાઇનું પાણી ધુમાડો બનીને હવામાં ઉડી ગયું છે. પણ રાજકુમાર! હવે આપણે અહીંથી સત્વર પ્રયાણ કરવાનું પ્રયોજન છે. કારણ કે, મહારાણી અહીંથી ગઇ છે, તે જરૂરને જરૂર આપણી વિરૂદ્ધ કાંઇક કાવત્રું રચવામાં રોકાઇ હશે, માટે તેનાં તે કારસ્થાનને પ્રથમથીજ દબાવી દેવાની ખાસ જરૂર છે."

"એટલે?"

"એટલે એજ કે, માયાવી બળ તો હવે તેનામાં નહિ રહ્યું હોય. પરંતુ પોતાના કાંચનગઢ તથા વિશલદૂર્ગ બન્ને રાજ્યોનાં સૈન્ય

એકઠાં કરીને તે આપના કૃષ્ણપૂર તરફ તો અવશ્ય આક્રમણ કરવાની ચેષ્ટા કરી રહી હશે."

"ત્યારે હવે આપણે શું કરવું જોઇએ વારૂ?"

"ગભરાવ નહિ, મારી પાસે અત્યારે પુષ્કળ દ્રવ્ય છે. એ દ્રવ્ય-ની સહાયતાથી કેવળ બેત્રણ કલાકમાંજ આપણે પહાડી લોકોની એ મોટી જબરદસ્ત ફોજ તૈયાર કરી શકીશું. અને એ ફોજદ્વારા એ શયતાનીનું કાસળ કાઢી નાંખીશું."

"સારૂં, તમને જેમ યોગ્ય લાગે તેમ કરો."

## ત્રયોવિંશ પરિચ્છેદ

### યુદ્ધમાં આહુતિ

તુમ કૌન મે થે ઐસે ખરે દાદોસિતદ કે;
કરતા મલિકુલ મૌત તકાદા કોઈ દિન ઔર:
મુઝસે ઉન્હેં નફરત સહી નય્યરસે લડાઇ;
બચ્ચોં કા ભી દેખા ન તમાશા કોઇદિન ઔર;
નાદાં હો જો કહતે હો કિ ક્યોં જીતે હો ગાલિબ
કિસ્મતમેં હૈ મરનેકી તમન્ના કોઇ દિન ઔર.

"સરદાર, ઓ સરદાર! ખરેખર એક મોટું સૈન્ય આ તરફ આવી રહ્યું છે." વસંતદુર્ગના એક ઉંચા બુર્જપર ઉભેલા એક હથિ-યારબંધ સંત્રીએ આ વાત પોતાની નજીકમાં ઉભેલા સરદારને કહી સંભળાવી.

સૈન્યનું નામ સાંભળતાંની સાથેજ સરદારના હૃદયપર શલ્યસમ આઘાત થયો. તે ચમકીને મંત્રી તરફ ધસ્યો. સંત્રીએ તેને એક

તરફ આંગળી ચીંધી બતાવ્યું અને સરદારે જ્યારે જોયું, ત્યારે ખરેખર તેને એક મોટું સૈન્ય ઘણેજ દૂરથી કિલ્લા તરફ આવતું દેખાયું.

એ જોઇને તરતજ સરદાર પોતાના વડા સરદારની પાસે ગયો. વડા સરદારે સેનાનાયકને ખબર આપી. સેનાનાયકે તરતજ એક સવારને એ સૈન્યના સંવાદ લાવવા માટે મોકલી આપો. સવારે અર્ધા કલાકમાંજ કિલ્લામાં પાછા આવી સેનાનાયકને પ્રણામ કરી કહ્યું કે:—"કાંચનગઢથી ૧૦૦૦ સૈનિકોનું લશ્કર કિલ્લા તરફ આવી રહ્યું છે. એ લશ્કરમાં ત્રણ તોપો, કેટલાક પાયદળ અને કેટલાક અશ્વારોહી સ્વારો પણ છે. સેનાનો સેનાપતિ આનંદકુમાર આવ્યો નથી, તેને બદલે કોઇ નવીન સેનાપતિ આવ્યો છે."

સેનાનાયકે પૂછ્યું:—"તેની શી ઇચ્છા છે?"

સ્વારે જવાબ આપ્યો:—"યુદ્ધની તૈયારી ચાલી રહી છે, રંગ કુરંગ દેખાય છે, એ સિવાય હું બીજું કશું પણ જાણુતો નથી."

એ સાંભળીને સેનાનાયક સોમભદ્રના વસંતદુર્ગના સેનાધિપતિ ભયંકરસિંહ પાસે ગયો અને તેને તેણે સવાર પાસેથી જે વાતો જાણી હતી, તે બધી કહી સંભળાવી. એ સાંભળીને તેણે તરતજ પોતાના હાથ તળેના તે સહાયકારી સેનાપતિને સંબોધીને કહ્યું:—"રાજા સોમભદ્ર જ્યારે મહારાણી ગુલાબકુમારીના સૈનિકો વસંતદુર્ગની ખંડણી વસુલ કરવા આવ્યા, ત્યારે તેમને મારીને ન્હસાડી મૂક્યા હતા. એ વખતેજ મારા મનમાં ભય ઉત્પન્ન થયો હતો કે, એ રાક્ષસી રાણી કાંઇક પણ ઉપદ્રવ કર્યા વિના રહેશે નહિ. આથી તોપખાનાની તમામ તોપોને મેં કિલ્લાના દરેક દરેક બુર્જપર પ્રથમથીજ ગોઠવી રખાવી હતી, કિલ્લાની ભાંગી તૂટી દીવાલોને મરામત કરાવી દીધી હતી; આપણા સૈન્યના સૈનિકોને રજા આપવાનું બંધ કરી દીધું હતું અને જેઓ રજાપર ગયા હતા તેમને પણ પાછા બોલાવી લીધા હતા. સેનાનાયક! જો આવી ગંજાવર

તૈયારીઓ મેં પહેલેથીજ ન કરાવી રાખી હોત, તો મોટી આફત આવી પડત. કૃષ્ણુપૂરના મુખ્ય સેનાપતિ કુલીનસિંહને પણ મેંજ યુદ્ધ થવાની સંપૂર્ણ સંભાવના છે, એમ કહીને પૂર્ણ સાવધ રહેવાની સૂચના આપી હતી. અત્યારે તેઓ પણ કૃષ્ણુપૂરનું બરાબર રક્ષણ કરવાને શક્તિમાન થઇ શક્યા છે. રાણી ગુલાબકુમારી ગમે તેટલું સૈન્ય લઇને કેમ નથી આવતી, પરંતુ તેનાથી એકી સાથે રાજા સોમભદ્રનાં કૃષ્ણુપૂર તથા વસંતદુર્ગ બન્ને રાજ્યોને કોઈ કાળે પણ કબ્જે કરી શકાય તેમ નથી. પણ હવે હું તમને એમ પૂછવા માગું છું કે, અત્યારે તમારી પાસે લડવા લાયક લશ્કર કેટલુંક તૈયાર છે વારૂ ? સંવાદવાહક સ્વારે જણાવ્યું છે કે, રાણીના સૈન્યની સંખ્યા એક હજાર સૈનિકોની છે અને તેનો દક્ષ સેનાપતિ આનંદકુમાર એ સૈન્યમાં આવ્યો નથી, તેને બદલે બીજો કોઇ આવ્યો છે."

સહાયકારી સેનાનાયકે ઉત્તર આપ્યો:—"અત્યારે મારી પાસે પાંચસો સૈનિકોનું સૈન્ય તૈયાર છે."

"ઉપયોગમાં આવે એવી તોપો તમારી પાસે કેટલી છે વારૂ ?" ભયંકરસિંહે પૂછ્યું.

સહાયકારી સેનાનાયકે જવાબ આપ્યો:—"પચીસ; જેમાંની વીસ તોપો કિલ્લાના બુર્જપર ગોઠવાયલી છે અને બાકીના પાંચ કિલ્લાના આંગણામાં તૈયાર રાખવામાં આવી છે."

ભયંકરસિંહ આવેશમાં આવી બોલી ઊઠયો:—"ચિંતા નહિ, ત્યારે તો પચીસ તોપો અને પાંચ સો સૈનિકોનું સૈન્ય લઇને આપણે એ લોકોને બરાબર સીધા કરી શકીશું. વળી એ ઉપરાંત જો ખાસ જરૂર પડશે તો કૃષ્ણુપૂરના અનામત પાંચ હજાર સૈનિકોની પણ આપણને બરાબર વખતસર મદદ મળી શકશે. સેનાપતિ કુલીનસિંહને આપણા પરાજયના સમાચાર મળતાં જ તેઓ એકદમ રાણીના સૈન્યપર તૂટી પડશે એવું તેમણે મને દૂત દ્વારા કહેવડાવ્યું છે. ગુલાબ-

કુમારી જેવી એક સાધારણ શત્રુની સાથે આખા રાજ્યના સૈન્યને ઉપયોગમાં લાવવાની કશી જરૂર નથી, તે આપણા વસંત દુર્ગમાંના સૈન્ય દ્વારાજ નેસ્ત નાબૂદ થઇ જશે. સેનાનાયક! આપણા કિલ્લાના આંગણામાં તમે જે પાંચ તોપો રાખી છે, તેને દરવાજાની ઉપરના બુર્જોપર ચઢાવી દો. જ્યાં જ્યાં પહેલાં જેટલા સૈનિકો રાખવામાં આવતા હતા, ત્યાં ત્યાં તેમની સંખ્યા બમણી કરી દો અને જે બુર્જો તથા દીવાલોપર સૈનિકો નથી, ત્યાં સૈનિકોને ખડા કરી દો. તમે હવે લડવાની સત્વર તૈયારી કરો, હું પણ લડવાની બધી તૈયારી કરૂં છું. તમે બરાબર યાદ રાખજો કે, આપણા રાજા સોમભદ્ર અત્યારે એ રાક્ષસી રાણીના સપાટામાં સપડાયા છે, માટે તેમને તથા તેમના રાજ્યને રક્ષવું એ આપણી મુખ્ય ફરજ છે, મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આપણા આ બન્ને વિશાળ રાજ્યના વિપુલ સૈન્ય દ્વારા એ પાપિણી રાણીનો અવશ્ય પરાજય થશે."

સેનાનાયક સેનાપતિ ભયંકરસિંહને પ્રણામ કરી ચાલ્યો ગયો. ભયંકરસિંહ ત્યારપછી પોતાના રાજાના મુખ્ય સેનાપતિ કુલીનસિંહ પાસે જવાને તૈયાર થયો. તરતજ તે એક તેજસ્વી અશ્વ મંગાવી તેનાપર સ્વાર થઈ કૃષ્ણપૂર તરફ ચાલી નીકળ્યો.

જે સમયે ભયંકરસિંહ કૃષ્ણપૂરના દુર્ગમાં આવ્યો, તે સમયે ત્યાંનો મુખ્ય સેનાપતિ કુલીનસિંહ યુદ્ધની સર્વ તૈયારીઓ ઘણી ધામધુમથી કરાવી રહ્યો હતો. એકાએક ભયંકરસિંહને પોતાની પાસે આવેલો જોઇને કુલીનસિંહે તેને આતુરતાથી પૂછ્યું કે:—"કેમ, સેનાપતિ ભયંકરસિંહ! વસંતદુર્ગના શા સમાચાર લાવ્યા છો? કાંચનગઢમાં કેદ થયેલા આપણા મહારાજા તો આનંદમાં છે! રાણી ગુલાબકુમારીનું સૈન્ય ક્યાં સૂધી આવી પહોંચ્યું છે?"

ભયંકરસિંહે જવાબ આપ્યો:—"નામદાર! એ રાક્ષસીનું સૈન્ય વસંતદુર્ગથી એક નજીકમાંજ આવી લાગ્યું છે. ઈશ્વરકૃપાથી આપણા

રાજા સોમભદ્ર આનંદમાં છે અને અલ્પ સમયમાંજ તેઓ માયાવિની મહારાણીની સર્વ માયાનો વિધ્વંસ કરશે, એવાં લક્ષણો સ્પષ્ટ જણાવા લાગ્યાં છે."

કુલીનસિંહે પૂછ્યું:—"વારૂ, રાણી ગુલાબકુમારીએ કેટલુંક સૈન્ય વસંતદુર્ગ તરફ મોકલ્યું છે?

"એક હજાર સૈનિકોનું સૈન્ય મોકલી આપ્યું છે."

"તે પોતે આવી છે કે

"ના, નામદાર."

"ત્યારે આવા ખરી આફતના વખતે તમે અત્યારે અહીં મારી પાસે શા કારણથી આવ્યો છો."

"મહારાજાધિરાજ સોમભદ્ર રાજન્ અત્યારે રાજ્યમાં હાજર ન હોવાથી રાજ્યનો સર્વ કાર્યભાર આપના હાથમાંજ છે. ખરૂં કહેવામાં આવે તો અત્યારે આપજ આ કૃષ્ણપૂર તથા વસંતદુર્ગના ખરા રાજા છો. માટે હું આપની પાસેથી રાજ્યના નિયમ મુજબ યુદ્ધની પરવાનગી લેવા માટે આવ્યો છું. આપ દરબારે આમના પ્રતિનિધિના પદપર અત્યારે સ્થાપિત હોવાથી આપની આજ્ઞા વિના યુદ્ધ કરવું અનુચિત ધારીને હું આપની આજ્ઞા મેળવવા માટેજ આવ્યો છું. આશા છે કે, રાજ્યના સંરક્ષણાર્થે આપ અવશ્ય યુદ્ધ કરવાની આજ્ઞા આપશોજ. મેં યુદ્ધની તૈયારી કરી રાખી છે. કેવળ આપની આજ્ઞાનીજ વાર છે." ભયંકરસિંહે કહ્યું.

"એમાં આજ્ઞાની શી જરૂર છે! જાઓ, સત્વર રવાના થાઓ અને બનતા પ્રયત્ને વસંતદુર્ગનું સંરક્ષણ કરો, જો કદાચ તમને પરાજયનાં લક્ષણો જણાય તો તરતજ મને એક દોડતા સ્વાર દ્વારા ખબર કહેવડાવજો, એટલે હું અહીંના કૃષ્ણપૂરના પાંચહજાર સૈનિકોમાંથી તત્કાળ એક હજાર સૈનિકોને તમારી સહાયતા માટે મોકલી આપીશ." કુલીનસિંહે કહ્યું.

કુલીનસિંહની આજ્ઞા મળતાંની સાથેજ સરદાર ભયંકરસિંહ તેને પ્રણામ કરી ત્યાંથી રવાના થયો. કૃષ્ણપૂરના સર્વ સત્તાધીશ સેનાપતિ પાસેથી વિદાય થઇને ભયંકરસિંહ સીધો વસંતદુર્ગની તે દીવાલ તરફ આવી પહોંચ્યો કે, જે દીવાલ તરફ સૈન્યના આવવાની તેને ખબર મળી હતી. ત્યાં આવીને તેણે જોયું કે, તેના સહાયકારી સેનાનાયકે તેની આજ્ઞાનું સંપૂર્ણરીતે પાલન કર્યું છે, ત્યારપછી તેણે જોયું કે, રાણી ગુલાબકુમારીનું સૈન્ય કિલ્લાથી અર્ધામાઇલના અંતરપર છાવણી નાખી પડયું છે અને તે સાથે તેને એમ પણ જણાયું કે, સવારોનું એક નાનું ટોળું સપાટાબંધ કિલ્લા તરફ આવી રહ્યું છે. થોડીવારમાંજ તે ટોળું ખાઇના પેલા કિનારાપર આવેલા કિલ્લાના દરવાજાપાસે આવીને થોભી ગયું. તે સવારોમાંથી એક સવારે કાંઇક આગળ આવી બૂમ મારીને કહ્યું કેઃ—"કોઇ સરદાર આટલામાં છે કે, મારે તેને કેટલીક જરૂરી વાતો કહેવાની છે."

ભયંકરસિંહનો ઇશારો થતાંની સાથેજ એક સામાન્ય સૈનિકે જવાબ આપ્યોઃ—"હું મૌજૂદ છું, તમે શું કહેવા માગો છો? જે કહેવું હોય, તે ખુશીથી કહો."

તે સવારે પોતાના સૈન્ય તરફ આંગળી ચીંધીને કહ્યું કેઃ—"મહારાણી ગુલાબકુમારીના પેલા સ્હામે જણાતા સૈન્યના નવીન સહાયકારી સેનાપતિ સાહેબ આ કિલ્લાના રાજા સોમભદ્રના સેનાપતિ ભયંકરસિંહની સાથે કેટલીક જરૂરીવાતો કહેવાની ઇચ્છા ધરાવે છે."

ભયંકર સિંહના સૈનિકે આતુરતાથી પૂછયુંઃ—"અમારા સેનાપતિ સાહેબની મુલાકાત કરવા માગે છે?"

"હા, સેનાપતિ મહાશયની સાથે મુલાકાત કરવા માગે છે, માટે તમે તેમને જઇને આ વાત જણાવો."

ભયંકરસિંહના સૈનિકે પૂછયુંઃ—"તમારા સેનાપતિ આનંદકુમાર અમારા સેનાપતિને મળીને શી વાતચીત કરવા માગે છે."

“સેનાપતિ આનંદકુમાર અત્યારે યુદ્ધમાં આવ્યા નથી. તેમનો પુત્ર વીરેન્દ્રકુમાર આજકાલ રાજરાણીના આક્રોશથી કારાગૃહવાસી થયો છે, એના શોકથી તેઓ આવી શક્યા નથી. તેમણે અત્યારે પોતાને બદલે નવા નીમાયલા એક નવીન સહાયકારી સેનાપતિને મોકલી આપ્યા છે, તે સેનાપતિ જે કાંઇ વાતચીત કહેવાની ઇચ્છા ધરાવે છે, તે તમને જણાવી શકાય તેમ નથી.”

ભયંકરસિંહે જોયું કે, ગુલાબકુમારીના સૈનિકની આ વાત સાંભળીને પોતાના સૈનિકનું મુખ સૂકાઈ જવા આવ્યું છે અને તે તેને કાંઇક સખ્ત જવાબ આપવા માગે છે, આથી ભયંકરસિંહે તેને બોલતો અટકાવીને વચ્ચમાંજ કહ્યું કે:—“લડાઇના મેદાનમાં મુખના પ્રલાપો કરવાના નથી, પણ તલ્વારની ખરી ખૂબી બતાવવાની છે. માટે સરદાર! તમોને અત્યારે કાંઈપણ ઉદ્ધતાઇ ભરેલો ઉત્તર ન આપતાં કેવળ મૌનવ્રતજ ધારી લેવું અગત્યનું છે.”

આમ કહીને વસંતદુર્ગનો સેનાપતિ ભયંકરસિંહ પોતે પોતાના સરદાર પાસે આવી ઉભો રહ્યો અને રાણી ગુલાબકુમારીના સૈન્યમમાંથી આવેલા સૈનિકને સંબોધીને બોલ્યો: “આ કિલ્લાના મહારાજ સોમભદ્ર કે જે અત્યારે તમારી મહારાણી માયામહેલની માયાનો વિધ્વંસ કરવા ગયા, છે તેમણે પોતાના તરફથી મનેજ જવાબ આપવા મોકલ્યો છે. જે વ્યક્તિ તેમને મળીને કાંઇપણ વાતચીત કરવા માગતી હોય, તેને મારી સાથે વાતચીત કરવી પડશે. જો કાંઇ છૂપી વાત કહેવાની હોય, તો હું પોતે દુર્ગમાંથી બહાર પણ આવી શકું તેમ છું, મારા હાથમાંજ અત્યારે આ વસંતદુર્ગની સર્વ સત્તા છે, માટે જે કાંઇ કહેવું હોય તે મનેજ કહો.”

“ત્યારે શું તમે લોકો અમારી સાથે અવશ્ય યુદ્ધ કરવાનાજ નિશ્ચયપર આવી ગયા છો?”

“અલબત્ત! એમજ છે.”

"આટલો બધો ગર્વ ! આટલું બધું ગુમાન."

"હા—હા, બાયલી રાણીના મામૂલી સરદાર, એટલું બધું ગુમાન રાખવાની હું તાકાત ધરાવું છું."

આ સાંભળીને રાણી ગુલાબકુમારીના સૈન્યના ટોળાંમાંથી એક ભીમાકાર તરૂણ સરદારે આગળ આવી ગર્વભર્યા ગંભીર સ્વરથી કહ્યું—"સેનાપતિ ભયંકરસિંહ ! હું જ મહારાણી સાહેબના આ સૈન્યનો મુખ્ય સેનાપતિ થઇને અત્યારે તમારી સામે લડવા માટે આવ્યો છું, મહારાણી ગુલાબકુમારીએ તથા તેમના મુખ્ય સેનાપતિ આનંદકુમારે મને જ વસંતદુર્ગ પર વિજય મેળવવા માટે મોકલી આપ્યો છે. આ યુદ્ધનું કારણ શું છે, તે તમે જાણો છો ? ન જાણતા હો, તો સાંભળો. આ વસંતદુર્ગની ખંડણી કૃષ્ણપૂરના મરહુમ મહારાજા શ્રી દત્તજી પણ રાણી ગુલાબકુમારીને મૃત્યુ પર્યન્ત ભરતા આવતા હતા, પરંતુ સોમભદ્રના રાજ્યાસન પર આવ્યા પછી તેણે તે ખંડણી આપવાનું બંધ કરીને એક મોટો અન્યાય કર્યો છે. બીજું અત્યારે મહારાણીના માયામહેલમાં આવી તેઓ તેમની માયાનો વિધ્વંસ કરવામાં રોકાયા છે. ત્રીજું આવા આવા અક્ષમ્ય અપરાધો કરવા છતાં તમે રાણીસાહેબના દરબારમાં આવી તેની ક્ષમા પણ માગી નથી. આ સર્વ કારણોથીજ અમારે લાચારીથી તમારા દુર્ગપર ચઢાઇ કરવી પડે છે. તેમ છતાં પણ હજી અમારા મહિમામયી મહારાણી તમારાપર દયા ખાઇને તમારી સાથે મિત્રતા બાંધી સલાહ કરવાની ઉદારતા ભરી ઇચ્છા દર્શાવે છે. મારી તમોને નમ્રતાપૂર્વક વિનંતિ છે કે, તમો હજી પણ મહારાણીના સેવામાં હાજર થઈ તમારા અપરાધની ક્ષમા માગો, હું પણ મારાથી બનતી સિફારસ કરી તમોને ક્ષમા અપાવવાનો પ્રયત્ન કરીશ, અને નહિ તો પછી અમારે નિરુપાયે આ વસંતદુર્ગ તથા કૃષ્ણપૂર બન્ને નગરોને સાંઝસૂધીમાં બાળીને ખાક કરી નાખવાં પડશે—માટીમાં મેળવી દેવાં પડશે."

"તમે એતો જાણો જ છો કે, અમારી રાણી પાસે માયાવી બળ છે અને તમારા રાજા સોમભદ્ર એ બળથી વંચિત છે. એટલે માયાવી બળની પાસે તમારૂં સૈનિક બળ કશા પણ ઉપયોગમાં આવશે નહિ. હું કબૂલ કરૂં છું કે, કૃષ્ણપૂરમાં તમારૂં જે વિશાળ સૈન્ય પડ્યું છે, તેની તુલનામાં અમારૂં સૈનિકબળ અતિ અલ્પ છે. પરંતુ મહારાણી પોતાના માયાવી બળથી એવા હજારો સૈન્યને પહોંચી વળવાને શક્તિમાન છે. માટે જો તમે તમારૂં, તમારા રાજાનું અને તમારી રૈયતનું ભલું ઇચ્છતા હો, તો હમણાંને હમણાંજ અમારી મહારાણી પાસે આવીને તમારા સર્વ અપરાધોની ક્ષમા માગો તથા બધી સઘળી ખંડણી આપવાનું કબૂલ કરો."

આ સાંભળીને સોમભદ્રના સેનાપતિ ભયંકરસિંહે જવાબ આપ્યો:—"નવીન સહાયકારી સેનાધ્યક્ષ મહાશય! તમારી હિતૈષિતાને માટે હું મારા રાજાબહાદુર સોમભદ્ર મહાશયના તરફથી તમોને સેંકડોવાર ધન્યવાદ આપું છું. ત્યારપછી તમોને સવિનય નિવેદન કરૂં છું કે:—તમારે તથા તમારી મહારાણીને અમારાપર આટલી બધી કૃપા દર્શાવવાનું કશું પ્રયોજન નથી. જ્યારે અમારા રાજાએ મહારાણીને ખંડણી આપવાનો ઇન્કાર કર્યો હતો, ત્યારે તેમણે તે કામના પરિણામનો પણ બરાબર વિચાર કર્યો હશે. સેનાપતિ! તમો અમોને જે માયાવી બળનો ભય દર્શાવી રહ્યા છો, એની પણ અમોને કશી ચિંતા નથી. અમારા રાજન્ અલ્પ સમયમાંજ એ માયાનો વિધ્વંસ કરી નાખશે, એવા ચોક્કસ સમાચાર પણ અમોને મળી ચૂક્યા છે. અમારા મહારાજા સારી રીતે જાણતા હતા કે, એક દિવસે ને એક દિવસે મહારાણીની તોપોના ગોળા અવશ્ય વસંતદુર્ગની દીવાલપર સખ્ત મારો ચલાવશે તથા કૃષ્ણપૂરમા કરતાં મુખ્યત્વે વસંતદુર્ગના દ્વાર પાસેજ રણનો ભયાનક રંગ જામશે. માટે સેનાધ્યક્ષ! જે વાતને તમારી મહારાણીએ અમલમાં મૂકી છે, તે વાત અમારા

મહારાજાને પહેલેથી—માલૂમ થઇ ગઇ હતી. અમોએ તમારી સાથે યુદ્ધ કરવા માટે પહેલેથીજ જબરદસ્ત તૈયારીઓ કરી રાખી છે. જો કે, અમારી પાસે તમારા જેવું માયાવી બળ મોજૂદ નથી, છતાં પણ સામાન્ય સૈન્યબળ તો ઘણુંજ વિશાળ છે. મહાશય! અંતે મારે ખેદની સાથે જણાવવું પડે છે કે, એમાં કોઇપણ પ્રકારે તમારી સાથે યુદ્ધ કરવાજ માગીએ છીએ."

ભયંકરસિંહનો ભીષણ અવાજ મેદાનમાં ગૂંજી રહ્યો હતો; બન્ને પક્ષના લોકો ચૂપચાપ ઉભા ઉભા સાંભળી રહ્યા હતા. ભયંકરસિંહ પોતાના વ્યાખ્યાનને ઘણા જોશથી સમાપ્ત કર્યું. ભયંકરસિંહનું વ્યાખ્યાન પૂર્ણ થયા પછી પણ થોડીવાર સુધી, એવી શાંતિ પ્રસરી રહી કે જેવી કોઇ સુરીલા અવાજવાળા ગવૈયાનું ગાયન સમાપ્ત થયા પછી છવાઇ જાય છે. પરંતુ તરતજ ગુલાબકુમારીના નવીન સેનાપતિએ એ શાંતિનો ભંગ કરી કર્કશ સ્વરથી ગર્જના કરી કહ્યું:—"બસ, હવે હું જાણી ગયો છું કે, દગાબાજ રાજા સોમભદ્ર તથા તેના સર્વ શયતાન મંડળનો મૃત્યુકાળ સમીપ આવી લાગ્યો છે. હું પ્રતિજ્ઞા કરૂં છું કે, આજે આ વસંતદુર્ગના ગગનસ્પર્શી મહાલયને માટીમાં મેળવી દઇશ અને તેના સર્વ સરદાર ગર્વનાં મસ્તકો મારા સૈનિકોના પગતળે કચ્ચડાવી નાખીશ. તમે સહુ યાદ રાખજો કે, આજે વસંતદુર્ગમાં કત્લેઆમ ચાલશે. સવાર થતાં સુધીમાં એક પણ મનુષ્ય જીવતું રહી શકશે નહિ. ચાલો, શયતાન મંડળના સરદારો, યુદ્ધના માટે તૈયાર થાઓ. ચલાવો તમારી તલવારો અને જમાવો રણરંગ!"

આમ કહી તેણે થોડીવાર ચૂપ રહ્યા પછી પાછું ગંભીર અવાજથી કહ્યું:—

"વહાવું રક્તની ધારા ચલાવી તીર તલવારો;
દયા ના દિલમાં ધારૂં બતાવું આજ ચમકારો;

હજારો હાથથી મારૂં, નમાવું શત્રુને શરણે;
ન રાખું નામ દુનિયામાં, કરૂં હું મૃત્યુને શરણે."

આ સાંભળીને સેનાપતિ ભયંકરસિંહે પોતાના તે પૂર્વવત ઘોર નિનાદથી આકાશને કંપાવતાં ગર્જના કરી કહ્યું:—"અમે લોકો અગ્નિના વરસાદને શિરપર સહન કરવાને તૈયાર છીએ. તારા જેવા એક નાદાન સેનાનાયકનો અમોને લેશ માત્ર પણ ભય નથી. બદમાશ! જો હવે પછી એક પણ બીભત્સ શબ્દનો કરીશ ઉચ્ચાર, તો તને મરણને શરણ કરવાને થવું પડશે લાચાર. તારા આ અવિનયનું ફળ તો તને હમણાંજ ચખાડી આપત, પણ યુદ્ધનીતિ અનુસાર હું તને અત્યારે જીવતદાન આપું છું. જા હવે તું તારા સૈન્યને લડવા માટે તૈયાર કર અને તારાથી થાય તે કરવામાં કશી કસર ન કર."

ભયંકરસિંહનાં વચનોને પૂરાં શ્રવણ પણ ન કરતાં મહારાણી ગુલાબકુમારીનો નવીન સેનાપતિ તરતજ અશ્વપર આરોહણ કરી પોતાના સોબતીઓ સહિત એકદમ ત્યાંથી પોતાના સૈન્યની છાવણી તરફ ચાલ્યો ગયો.

તેના જવા પછી તરતજ ભયંકરસિંહ પોતાનો સરદાર કે જે તેની છેક નજીકમાંજ ઉભો હતો તેને સંબોધીને કહ્યું કે:—"ચારસો સૈનિકોને તીરકમાન આપીને કિલ્લાની દીવાલ પર બેસાડી દો અને એકસો સૈનિકોને કિલ્લાના આંગણામાં ગોઠવી દો. ગોલન્દાજોને સાવધાન થવાનું સૂચવી દો."

આ સાંભળીને તે સહાયકારી સેનાપતિ ત્યાંથી ચાલ્યો ગયો. ભયંકરસિંહે કિલ્લાના બુર્જપર ઉભાં ઉભાં જોયું કે, તેની આજ્ઞાનું પાલન સ્ફુર્તિથી થઇ રહ્યું છે. તીરન્દાજ લોકો પોત્તાનાં તીર ધારણ કરીને કિલ્લાની દીવાલો પર બેઠા છે, આમતેમ કેટલાક લોકો દોડાદોડી કરી રહ્યા છે, ઠેકઠેકાણે હથિયારોનો ઝણકાર સંભળાઇ રહ્યો છે, કોઇ કોઇને બોલાવી રહ્યું છે, કોઇ દોડતા દોડતા આમતેમ ફર્યાં કરતા

હતા. સારાંશ કે, ભયંકરસિંહને જણાયું કે, તેની આજ્ઞા પ્રમાણે તેના તાબાના સર્વ સરદારો અને સૈનિકો બરાબર કાર્ય કરી રહ્યા હતા.

આ સર્વ દૃશ્ય જોયા પછી ભયંકરસિંહે શત્રુઓના સૈન્યમાં કાંઇક ખળભળાટ ઉત્પન્ન થયો છે, અને ધીમે ધીમે તે કિલ્લા તરફ આવી રહી છે. આ જોઇને તેણે પોતાની નજીકમાં ઉભેલા સરદારને સંબોધીને કહ્યું કેઃ—

"દુશ્મનોનું સૈન્ય કિલ્લા તરફ આવી રહ્યું છે."

"હા, મને પણ એમજ જણાઇ આવે છે." સરદારે કહ્યું.

ભયંકરસિંહે કહ્યું:—"પણ તમે તમારા ગોલન્દાજોને તૈયાર રાખ્યા છે ખરા કે નહિ વારૂ ?"

"સર્વ તૈયાર છે, નજર ફેરવતાંની સાથેજ આપને જણાઇ આવશે."

"કેટલાક ગોલન્દાજને હોંશિયાર કરી દો કે તેઓ તોપોનો મારો ચલાવવાને તૈયાર થઇ જાય. તોપખાનના ઉપરીઓને ફરમાવો કે શત્રુઓના સૈન્યનો મારો ચાલતાં પહેલાંજ તેઓ સત્વર મારો ચલાવવાને તૈયાર થઈ જાય."

સહાયકારી સેનાપતિએ સત્વર આ ખબર તોપખાનાના ઉપરીઓની પાસે પહોંચડાવી દીધા. ત્યારપછી તે દુશ્મનોનું કાર્ય જોવા લાગ્યો. શત્રુ સૈન્યનો એક વિભાગ તો તેમના તરફ વધવા લાગ્યો, પરંતુ બાકીના ત્રણ વિભાગો કિલ્લાની ડાબી તરફ અર્ધા માઇલ તરફ ચાલ્યા અને તેમાંનો એક વિભાગ ત્યાંથી પાછો જમણી બાજૂએ ચાલ્યો.

આ જોઇને ભયંકરસિંહે કહ્યું કેઃ—"આ લોકો આપણને ચારે તરફથી ઘેરી લેવા માગે છે."

સહાયકારી સેનાપતિએ કહ્યું:—"આપણી તોપો ચારે તરફ પડી છે, એથી આપણને ડરવાનું કશું પણ કારણ નથી. હવે જોઇએ છીએ કે, શત્રુઓ શી ચાલાકી ચલાવે છે."

ખરી રીતે રાણી ગુલાબકુમારી સૈન્યનો જે વિભાગ કિલ્લાની સ્હામે હતો તે કાંઇક આગળ વધ્યો અને એક ઉંચી જગા પર પોતાની તોપો ગોઠવીને તેમણે કિલ્લા પર ગોળા છોડવાનું શરૂ કર્યું. ગોળાઓના ભયાનક અવાજોથી આખું મેદાન ગાજી ઉઠયું. સર્વને વિદિત થઇ ગયું કે, લડાઇ શરૂ થઇ ગઇ. ગુલાબકુમારીના સૈન્ય તરફ-ની ત્રણે તોપો એક પછી એક છૂટવા લાગી. આ તરફ વસંતદુર્ગમાંથી પણ દરવાજાના બુર્જોપર જે પાંચ તોપો ગોઠવવામાં આવી હતી, તે છૂટવા લાગી. દેખાવ ઘણોજ બિહામણો બની ગયો.

આ સમયે એકાએક કિલ્લા પર ચારે તરફથી તોપો છૂટવા લાગી. જેનો અવાજ સાંભળતાંની સાથેજ ભયંકરસિંહે કહ્યું કેઃ— “કદાચ દુશ્મનોની ફોજે ત્રણે તરફથી કિલ્લાપર હલ્લો કર્યો છે. માટે મારે પણ તે તરફ જવું જોઇએ.”

ઘોડાપર સ્વાર થઇને ભયંકરસિંહે કિલ્લામાં ચારે તરફ ચક્કર લગાવી જોવા માંડયું, જેથી તેના મનનો ભ્રમ દૂર થયો. સ્વાર અને પાયદળ સૈન્ય સીડીઓ લઇને બરાબર કિલ્લા તરફ ધસી આવતું હતું. જો કે કિલ્લાની તોપો કામ ઘણું સારૂં કરી રહી હતી, ; તેનાથી શત્રુ-ઓની પૂરી હાનિ થઇ રહી હતી, તોપણ તેનાથી લેશમાત્ર પણ વિચ-લિત ન થતાં, તેઓ બરાબર આગળ વધી રહ્યા હતા. આખરે વધતા વધતા કિલ્લાની પાછળના વિભાગ પાસે, તોપોના મારને સહન કરતા આવી પહોંચ્યા. હવે ઉપરથી સળગતા અંગારા, ધગાવેલા તેલ તથા તીરોનો વરસાદ વરસવા માંડયો. પરંતુ એના તરફ જરા પણ ધ્યાન આપતાં શત્રુઓ બરાબર વધતાજ આવતા હતા. તે લોકોમાંના એક મોટાં ટોળાંએ દોરડામાંથી બાંધેલાં કેટલાંક લાકડાનાં પાટીયાંને કિલ્લા-ની ખાઇમાં ઉતારી દીધા એને તેનાદ્વારા તરીને કિલ્લાની દીવાલ પાસે જઇને, દીવાલની સાથે સીડીઓ લગાવી તેના પર ચઢવાનું શરૂ કરી દીધું. અહીં ભયાનક ધમસાણ યુદ્ધ થવા લાગ્યું, મુડદાંપર મુડદાં

ગભડવા લાગ્યાં, આ ભયાનક સંવાદ સાંભળી સ્વયં ભયંકરસિંહ ત્યાં સૈન્ય સહિત આવીને યુદ્ધની બાજીને સંભાળવા લાગ્યો. પરંતુ થોડી વારમાંજ સહાયકારી સેનાપતિએ તેની પાસે આવીને કહ્યું કેઃ—"ગજબ થયો, હજુર ! મોટી દગાની બાજી ખેલવામાં આવી છે, આપણું ધ્યાન આ તરફ ફેરવવા માટેજ રાણી ગુલાબકુમારીના સેનાપતિએ આ બાજી ખેલી હતી, જ્યારે આપણે લોકો અહીં આવી હાજર થયા. ત્યારે તે એક મોટા રિસાલાની સાથે કિલ્લાની સ્હામેના હિસ્સાપર આવી તૂટી પડયો છે, અમે લોકો તેને કોઈપણ રીતે રોકી શકતા નથી."

આ સંવાદ સાંભળતાંની સાથેજ ભયંકરસિંહે તલવારની મૂઠપર હાથ નાખ્યો અને કહ્યું કેઃ—"પેલા સો સૈનિકોને જલ્દી લાવો."

આમ કહીને તેણે એકદમ જોરથી કિલ્લાના દરવાજા તરફ અશ્વ દોડાવ્યો. ત્યાં જઇને તેણે અજબ તમાશો જોયો ! શત્રુઓ કિલ્લાપર સીડી લગાવીને ચઢવાની કોશિશ કરી રહ્યા હતા, કિલ્લાવાળાઓ મુઠ્ઠીમાં જીવ રાખીને તેમને રોકતા જતા હતા, પરંતુ એકની દવા બે હોવાથી તેઓ લાચાર થઇ જતા હતા. ભયંકરસિંહે જોયું કે, એક સ્થળે કિલ્લાના એક બુર્જપર પોતાનો અધિકાર પણ જમાવી લીધો છે. કાંચનગઢના સૈન્યનો વિજયી વાવટો ત્યાં વાયુ સાથે વિહાર કરતો કાંચનગઢની મહારાણી ગુલાબકુમારીના વિજય ચિન્હને ગર્વની સાથે દર્શાવી રહ્યો હતો અને વધારે નજીકમાં જવાથી એમ પણ માલુમ પડયું કે, રાણી નવીન સેનાપતિ પોતે ત્યાં લડી રહ્યો હતો. તેણે ત્યાં પોતાના અધિકારને સ્થાપી દીધો હતો. ભયંકરસિંહના સૈનિકો પણ જીવજાનથી લડી રહ્યા હતા, તેઓ શત્રુઓને કિલ્લાની નજીકમાં ધસવા દેતા ન હોતા. આ સર્વ દૃશ્ય જોઇને ભયંકરસિંહે ભયંકર અવાજથી પોતાના સર્વ સૈનિકોને પ્રોત્સાહન આપતાં જણાવ્યું કેઃ—

"બહાદુર, જવાંમર્દો, યુદ્ધ કરવામાં કે શત્રુઓના ખૂનની નદીઓ વહેવડાવવામાં જરા પણ પાછા પડશો નહિ. જે શયતાની રાણી ગુલાબ-

કુમારી પોતાના રાજાનો વિશ્વાસઘાત કરી સિંહાસનપર આવી છે અને આપણા રાજ્યનો વિધ્વંસ કરવાની ઇચ્છા ધરાવે છે, તેના નામ નિશાનને ધરાના નામપરથી નાબૂદ કરવામાં તમે કશી કસર રાખશો નહિ. ફરીફરીને આવો પ્રસંગ આવશે નહિ. શૂરા ક્ષત્રિયો! યુદ્ધભૂમિજ શત્રુઓની મૃત્યુશય્યા મનાય છે, માટે સ્વર્ગ પ્રાપ્ત કરવાના આ અમૂલ્ય અવસરને એળે ગુમાવશો નહિ. તમો વીર માતાના પુત્રો છો. તમારી શક્તિ અસીમ છે. તેમજ

અવની વિશે વ્યાપ્યું સદાયે જોર જેનું છે અતિ;
આ વિશ્વને સંહારવાની છે અતિ ભીષણ ગતિ;
નરનાથ ને બ્રહ્મા તણી શક્તિ નહિ કંઇ ચાલતી;
વિશ્વંભરા ચરણે નમી આજ્ઞા સદા ઉઠાવતી;
એ ક્ષત્રીનાં બાળો તમે ભીતિ નહિ હૃદયે ધરો;
મારો વિદારો શત્રુને દિલમાં દયા ન જરીએ ધરો.

આથી તેનું સૈન્ય ઉત્સાહિત બની શત્રુનો સંહાર કરવામાં ઉન્મત્ત બની ગયું.

રાણીના નવીન સેનાપતિએ પોતાના સૈન્યની આવી ખુવારી થતી જોઇને કહ્યું:–"વ્હાલા વીરો! તમે લેશમાત્ર પણ ડરશો નહિ. આ પામર ભીખારીઓથી કશું પણ નુકસાન થવાનું નથી. કારણ કે:–

"ગિરિ લંઘાય ને તે શું પંગુ નર બિચારાથી;
કપાયે શું કદાપિ વજ્ર, અસિની ક્ષુદ્ર ધારાથી;
હણાયે શું મૃગોનો રાજ, શૃગાલોના સપાટાથી;
ડગી જાયે હિમાચલ શું પ્રભંજનના જપાટાથી;
નથી હણવા કપોતેને પકડવો બાજ ભીષણ છે;
નથી હણવા શૃગાલોને અહીં વનરાજ ભીષણ છે;
નહિ હણશે બિચારાઓ, વીરોનો બાળ છે સ્હામો;
થશે આધીન મરણને તે ધરામાંથી જશો નામો."

આ પ્રમાણે ઉભયપક્ષના ઉભય સરદારો પોતપોતાના સૈનિકોને ઉત્સાહિત કરવા લાગ્યા. ભયંકરસિંહ ભયંકર સ્વરૂપ ધારણ કરી રાણીના સૈન્ય પર તૂટી પડયો અને પોતાની વીરતાનો સારી રીતે પરિચય કરાવતો શત્રુના સૈનિકોને કાપવા લાગ્યો. ભયંકરસિંહને જોઇને ગુલાબકુમારીના સેનાપતિની આંખોમાં ખૂન ઉભરાઇ આવ્યું.

"હોશિયાર ! હોશિયાર" કહેતો કહેતો તે ભયંકરની પાસે આવ્યો અને તેના શરીરપર તલ્વારનો સપાટો ચલાવવા લાગ્યો; પરંતુ ભયંકરસિંહે પોતાનો ચાલાકીથી બચાવ કરી તે સાથે લલકારીને કહ્યું કેઃ—"સાવધાન! નાદાન! હવે મારો વારો આવ્યો છે. હું તને યુદ્ધની બરાબર મજા ચખાડી આપું છું. પામર! ભીખારી! જોઇ શું રહ્યો છે, ચલાવ તારી તલ્વાર અને થા મરવાને સત્વર તૈયાર. હવે હું તારો જાન લીધા વિના જીવતો છોડવાનો નથી."

રાણીનો સેનાપતિ સાવચેતીથી યુદ્ધ કરી રહ્યો હતો, એવામાં ભયંકરસિંહની તલ્વાર ચમકીને તેના શરીરપર તૂટી પડી, હજારો પ્રયત્ન કરવા છતાં પણ તે એમાંથી બચી શકયો નહિ, તે બિચારાના મસ્તકપર તલ્વારનો સખ્ત જખ્મ થયો અને તે સાથે તે બેભાન થઇને જમીનપર ગબડી પડયો.

રાણીના સેનાપતિના બેશુદ્ધ થતાંની સાથે જ તેના સૈન્યમાં ખળભળાટ મચી ગયો. તેના સંગી સૈનિકોએ ફ્રપાઈ મરીને કોઇ પણ પ્રકારે તેને ઉંચકી લીધો અને તે સાથે તેઓ તેને કિલ્લાપરથી નીચે ઉતારવાની કોશિશ કરવા લાગ્યા; એ સમયે કિલ્લાના આંગણામાંથી ભયંકરસિંહનું બીજું કેટલુંક તાજું સૈન્ય આવી પહોંચ્યું, આથી રાણીના સૈન્યની પૂરતી બરબાદી થઇ. તરત જ તેમાંનો એક સૈનિક રામનગરની રાણી સાવિત્રીનાં સૈન્યની સ્હામો ગયો અને બીજો એક સૈનિક સ્વયં મહારાણીને આ ભયાનક સંવાદ પહોંચાડવા માટે દોડી નીકળ્યો.

આ સમયે ભયંકરસિંહે સારો સુયોગ મળેલો જોઇને પોતાના સૈનિકોને ઉત્સાહિત કરવાના આશયથી તેમને સંબોધીને કહ્યું:— "સરદારો, સૈનિક વીરનરો ! જોઇ શું રહ્યા છો ? મારો, કાપો, શત્રુઓનો સંહાર કરો, કચડઘાણ વાળી નાખો."

આ અવાજથી સૈનિકોના હૃદયમાં વીરતાની વીજળી ઉત્પન્ન થઇ અને તેઓ મરણીયા થઇને મહારાણીના સૈન્યપર તૂટી પડ્યા અને તેના તમામ સૈનિકોને દુર્ગથી ઘણે દૂર હાંકી કાઢ્યા.

આથી રાણીનું સૈન્ય નિરાશ થઇને પોતાની છાવણી તરફ ન્હાસવા માંડ્યું. સોમભદ્રના સેનાપતિ ભયંકરસિંહે પોતાના સૈનિકો થાકીને છેક લોથપોથ જેવા થઇ જવાથી, તેમની પાછળ પડવાનું અનુચિત ધારી, કિલ્લાની, અંદરજ તેમને આરામ લેવાનો અવસર આપ્યો.

રાણીનું સૈન્ય છાવણીમાં આવ્યા પછી મહારાણી ગુલાબકુમારી તરફથી નવી મદદ આવવાની વાટ જોવા લાગ્યું. રામનગરની મહારાણી સાવિત્રીએ તેમને જે પાંચસો સૈનિકોના સૈન્યની સહાયતા આપવાનું વચન આપ્યું હતું, તેની રાહ જોવામાં પણ તેમણે કશી કસર રાખી નહિ. તે સૈનિકો પળે ને પળે લડવાને માટે વ્યાકુળ થવા લાગ્યા, પરંતુ બેમાંથી એક પણ સહાયતા ન મળવાથી લાચાર થઇ બેસી રહ્યા.

આ તરફ વસંતદુર્ગના સેનાપતિ ભયંકરસિંહે પણ એક નવીન યુક્તિ રચી, વસંતદુર્ગથી કૃષ્ણપૂર સૂધી જે એક ભીષણ ભોંયરૂં આવેલું હતું, તે ભોંયરામાંથી જ કૃષ્ણપૂરના સેનાપતિ કુલીનસિંહને બે હજાર સૈનિકોની સહાયતા મોકલવાના સંવાદ આપવા માટે એક અશ્વારોહી દૂતને મોકલી આપ્યો. કિલ્લાના દરવાજા બંધ રાખી આવી ગુપ્ત રીતે ભોંયરાદ્વાર દૂતને દોડાવી મૂકવાથી રાણીનાપક્ષનો એક પણ સૈનિક ભયંકરસિંહની એ ભયંકર યુક્તિને જાણી શક્યો નહિ.

આવી રીતે બન્ને પક્ષનાં બન્ને સૈન્યો પોત પોતાના પક્ષમાંથી મદદ આવવાની વાટ જોવા લાગ્યા. ભયંકરસિંહ ગુલાબકુમારી તથા

સણી સાવિત્રીનું સૈન્ય આાવવવાના સમાચાર પોતાના ગુપ્ત દૂતોદ્વારા પ્રથમથી જ જાણી ગયો હતો અને એટલા માટે જ તેણે પ્રથમથી કૃષ્ણપૂરના બે હજાર બળવાન સૈનિકોને મંગાવવાનો ગુપ્ત બંદોબસ્ત કરી લીધો હતો.

આ બન્ને પક્ષનાં યુદ્ધોમાં કોનો વિજય થયો અને કોનો પરાજય થયો, એ જાણવા માટે વાંચકનું મન અવશ્ય આતુર રહ્યું હશે, પણ અમો આ સ્થળે એ આતુરતાનું નિવારણ કરી શકીશું નહિ. હવે પછીના આ પુસ્તકના ચોથા વિભાગમાં અમો એ બધા ભેદોનો સ્ફોટ કરીશું ચોથો ભાગ વાંચતાં સુધી અમો વાંચક બંધુને સહજ ધીરજ ધરવાની પ્રાર્થના કરીએ છીએ. અસ્તુ.

---

## ચતુર્વિંશવિંશ પરિચ્છેદ

### રાક્ષસી રાણીનો રાક્ષસી ન્યાય

સુખ જેનો દુઃખ અન્ત છે તેને ઇચ્છે કોણ ?
ગ્રન્થિ જે પલ પલ તૂટી તે પર નાચે કોણ ?
અનંત કાલ ઘોરવું અંધારમાં;
પણ ન મોહ માનવો ચપલ જ્યોતિમાં;
તેજસ્વી સૌ ઉપટશે કાચા રંગ સમાન !
વધુ તેજસ્વી વધુ ચપલ વિજળી તેનુ પ્રમાણ !
મિષ્ટ સૌ પેદા થયું પ્રેમ સૃષ્ટિમાં;
હાથમાંથી મિષ્ટતમ થતાં ઉડી જવા.

કલાપી

માયા મહેલમાં સોમભદ્રની સાથે વિવાદ કરી મહારાણી ગુલાબ-કુમારી નાગણીની પેઠે છંછેડાઇને તરતજ પોતાના મહાલયમાં પાછી

આવી. મહાલયમાં આવી તેણે તરત જ સેનાપતિ આનંદકુમાર સોમભદ્રના વસંતદુર્ગ તરફ લશ્કર લઇને ગયો છે કે નહિ, તેની તપાસ કરાવી. તપાસ કરાવતાં તેને માલૂમ થયું કે, પુત્રવિયોગી આનંદકુમારનું મન અત્યંત શોકાતુર થવાથી તેણે પોતે વસંતદુર્ગ તરફ ન જતાં નવીન નિમાયલા સહાયકારી સેનાપતિને મોકલી આપ્યો છે. આવી ખબર મળવાથી રાણી ઘણી જ છંછેડાઇ ગઇ અને આનંદપુરને પોતાની આજ્ઞાનો અનાદર કરનાર મહા ઉદ્ધત પુરૂષ ધારી તેને સેનાપતિના પદપરથી પદભ્રષ્ટ કરવાના તથા તેના પુત્રનો યોગ્ય ઇન્સાફ કરી ભરી સભામાં તેની આંખો ફોડાવવાના નિશ્ચયપર આવી ગઇ.

ઘણા ઘણા વિચારો કર્યા પછી મહારાણી ગુલાબકુમારીએ પોતાના આરામગૃહના દ્વાર તરફ દૃષ્ટિ દોડાવીને એક દાસીને બોલાવી:—"દાસી! ઓ દાસી! આમ આવ."

"જી, આવી, નામદાર!" આમ કહીને તરત જ એક પંદર સોળ વરસની એક સામાન્ય સુંદરતામયી સુંદરી દાસી રાણીની પાસે આવી હાજર થઇ તથા રાણીના ફરમાનની રાહ જોવા લાગી.

દાસીના આવતાંની સાથે જ રાણીએ તેને સંબોધીને કહ્યું કે:— "દરબારગૃહના અધ્યક્ષ પાસે જઇને કહે કે, આજે રાત્રિના બાર વાગ્યે દરબાર ભરવાનો છે, માટે દરબાર ગૃહમાં બધી તૈયારી રાખે તથા અમાત્યરાજને જણાવી દે કે, તેઓ શહેરના સર્વ મુખ્ય મુખ્ય સંભ્રાન્ત પુરૂષોને સભામાં રહેવાનો બંદોબસ્ત કરાવે. તેમને બન્નેને એમ પણ જણાવજે કે, આવતી કાલે મહારાણી પોતે વસંતદુર્ગ તરફ યુદ્ધ કરવા જવાનાં છે, માટે આજે ને આજે જ રાજ્યના તથા રાજરાણીના ઘોરતમ અપરાધી સેનાપતિ પુત્ર વીરેન્દ્રકુમારનો ઇન્સાફ કરવાની તથા યુદ્ધ સંબંધી તમારી સર્વની કેટલીક સલાહ લેવાની ઇચ્છા ધરાવે છે."

"રાજરાણીના ફરમાનને શિરપર ચઢાવું છું, મહારાણી સાહબા!" આમ કહી પ્રણામ કરી દાસી તરત જ રાણીની આજ્ઞાનું પાલન કરવા માટે ત્યાંથી વિદાય થઇ.

દાસીના ચાલ્યા જવા પછી રાણી પોતાના મનમાં જ વિચારવા લાગી:–"ત્યારે શું છેવટે મારે મેં જેને મારો પ્રિયતમ કહીને બોલાવ્યો હતો, તેના જ લોહીથી મારા હાથને સદાને માટે રંગવા પડશે? જે મોહનવરની મૃગવત્ મોહક આંખોપર હું આસક્ત થઇ હતી, તે જ આંખોને આખરે મારા પગતળે છૂંદવી પડશે? જે રૂપમાં કામદેવ સમાન સુંદર છે, ગુણમાં અને બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન નિપુણ છે, વીરતા અને ધીરતામાં ઇંદ્રસમાન અચલ છે, શીલ અને ધર્મ જે મેરૂ સમાન દૃઢ છે, તેવા એક સુકોમળ કાયાવાળા નવયુવકનો હું શું વિનાવાંકે–વિના કારણે અસિની તીવ્ર ધારાથી વિધ્વંસ કરાવીશ? ના–ના–મારૂં હૃદય મને એમ કરવાની સખ્ત મના કરે છે. કોઇ અ-દૃશ્ય વ્યક્તિ આવીને વારંવાર મારા કાનમાં કહ્યા કરે છે કે:–"અરે! રાક્ષસી રાણી! તું આશું કરવા બેઠી છે! એક પવિત્ર પુરૂષનો સર્વ-નાશ કરીને રવ રવ નરકની અધિકારિણી થવાનું સાહસ શા માટે કરી છે? વીરેન્દ્ર જેવા વીર યુવકની આંખો ફોડવાથી તને શો લાભ મળવાનો છે. તારા માયા મહેલની સર્વ માયાનો તો શયતાન સોમભદ્રે શયતાનની સહાયતાથી સંહાર કર્યો છે, તારૂં રાજ્ય પણ તારો ત્યાગ કરીને એ શયતાનના હાથમાં જવાને તૈયાર થયું છે, છતાં આવું કાળું કર્મ કરવાને કેમ તૈયાર થઇ છે? આથી તારો સર્વનાશ થશે! તું રસ્તાની રઝળતી ભિખારિણી બની જશે."

"મારી આંખો સમક્ષ ભયાનક અંધકાર છવાઇ જાય છે અને એ અંધકારમાંથી કોઇ મહા વિકટાકાર મૂર્ત્તિ પ્રકટ થઇ મને અત્યંત ભય દર્શાવી કહી રહી છે કે:—

"દગાથી રાજ્ય તેં લીધું, પતિને પ્રાણથી માર્યો;
અનીતિ ઉરમાં ધારી જુલમ તેં ખૂબ ગુજાર્યો;
બનીને પાપની સંગી મજા તેં મોજથી માણી;
વ્યભિચારી બની વામા, નીતિને તેં નહિ જાણી;
થયાં તે પાપ છે પૂરાં, હવે તુજ કાળ આવ્યો છે;
બધુ પલટાઇ તે જાશે, વખત વિકરાળ આવ્યો છે."

"મારા સ્વર્ગીય સ્વામી મારા અંતરની ઉંડી ગુહાઓમાંથી મારાપર હજારો–લાખો તિરસ્કારની વૃષ્ટિ વરસાવી, અનેકાનેક અભિશાપ આપી મને કહી રહ્યા છે કેઃ—

"હે પાપિણી તું પાપપંથ ધાઈને પાપો હવે કરતી નહિ;
જવાળા જલાવી ક્રોધની, અન્યાયને ધરતી નહિ;
તુજ વૈરના પ્રતિશોધમાં ઉન્મત્ત કદી થાતી નહિ;
ઇશ્વર તણા આ રાજ્યમાં શયતાની તું થાતી નહિ;
મમ દેહના બલિદાનથી તૃપ્તિ હવે તું માનજે;
વ્યભિચારિણી ! આ વીર જે નિર્દોષને ના મારજે;"

મારા એજ પતિ પુનઃ પ્રેતનું સ્વરૂપ ધારણ કરી મને લાનત આપી કહી રહ્યા છે કેઃ—

"પીવાડયું વિષ કાતિલ તેં છતાં શાંતિ નથી થાતી:
દગાથી તેં મને માર્યો બની તું યારની સાથી:
હજારો માનવી મૂર્ખા ભૂલાવ્યા નાચ નખરાંથી:
લુટાવ્યો રૂપનો રાશિ નરોથી રાક્ષસી નારી;
ડુબાડી ધર્મ મર્દોનો બનાવ્યા લોડના સાથી:
બની શયતાનની બચ્ચી, છતાં તૃષ્ણા નહિ જાતી ?"

હાય ! મારા આ ઓરડાનું વાતાવરણ પણ પ્રચંડ ગર્જના કરીને મારા કાનમાં કહી રહ્યુ છે કેઃ—

"ભૂલીને ધર્મ નારીનો બની તું પાપની સંગી;
નીતિની ભાવના ટાળી, દીધું દિલ પાપમાં રંગી;
મૂકી મર્યાદ માયાની, વૃત્તિ તેં પાપની ધારી;
દીધું તેં શીળને ત્યાગી, વિકારી વાસના ધારી;
થયાં પાપો હવે પૂરાં, કુબુદ્ધિ આ તને સૂઝી;
કથતા કવિ જ એથી, વિનાશ કાળે વિપરીત બુદ્ધિ."

ત્યારે શું મારે આ ઘોરતમ પાપ માર્ગમાં પ્રયાણ ન કરવું? વીરેન્દ્રના પ્રાણનો સંહાર ન કરવો?"

આ પ્રમાણે વિચાર કરી મહારાણી ગુલાબકુમારી ઉન્માદિનીની પેઠે પોતાના આખા દિવાનખાનામાં આમ તેમ ટહેલવા લાગી. તેના મનમાં પુનઃ વિચારોનો પ્રવાહ ઉછળી આવ્યો. તે વિચારવા લાગી કે—"ત્યારે શું મારૂં અસહ્ય અપમાન કરનારને, મારી પ્રણયની પ્રાર્થનાને નામંજૂર રાખનાર એક નરાધમને હું જીવતો છોડી દઉં? નીતિ, ધર્મ કે ન્યાય જેવી પરોક્ષ વસ્તુઓના ભયથી પ્રત્યક્ષ શત્રુ જીવતો જવા દેવો, એના જેવી નિર્વીર્યતા પણ આ જગતમાં બીજી કઇ છે? નહિ—નહિ. હું મારી લીધેલી પ્રતિજ્ઞાને તો અવશ્ય પૂર્ણ કરીશ. પ્રતિજ્ઞા પાલનમાં પાછા હઠવામાં જ મહાપાપ છે. મારા હૃદયની પ્રત્યેક ગ્રંથિઓ મને ઉશ્કેરી ઉશ્કેરીને કહી રહી છે કેઃ—

"નિજ માનના હણનારને હણવા અહીં નહીં પાપ છે;
શત્રુ તણા સંહારમાં નહિ પાપ કે ઉત્તાપ છે;
રોળ્યો હતો રણને વિશે શિશુપાળને કૃષ્ણે નકી;
લીધું હતું નિજ વૈરનું પ્રતિદાન શત્રુના સંહારથી;
વ્યાપી ગઇ તુજ મન વિશે સમ્મોહની છાયા અતી;
એ મોહથી હે માનિની! તું કર્મ ભ્રષ્ટા કાં થતી?"

મારા મનમાં વ્યાપેલી વીરેન્દ્ર પ્રતિની વાસના મને વ્યાકુળ કરીને કહી રહી છે કેઃ—

"ત્યાગી દઈ હે કામની તું શોક સર્વે પાપનો;
સંસાર આ દરબાર છે એ પાપને સંતાપનો;
આલમ ભરી છે પાપથી, નહિ ધર્મનું કંઈ નામ છે;
મિથ્યા બધા એ ઢોંગ છે, નીતિ તણું નહિ ધામ છે;
નિરખાય નહિ જેને નેનથી એ પાપને કાં માનવું ?
જે પાપ છે નહિ વિશ્વમાં, ઉરમાં નહિ એ આણવું,
ધારી લીધી જે ટેકને મનમાં ન એથી હારવું;
સંદેહના સાગર વિશે, મન ના કદી ઝંપલાવવું."

જ્યારે મારૂં મનજ મને સંદેહના સાગરમાં પડી શત્રુનો દિવસ કરવામાં મને મના કરે છે, ત્યારે મારે વીરેન્દ્રની આંખો ફોડવામાં શા માટે પાછા પડવું ? નહિ—કદાપિ નહિ. હું માનવીમાં શયતાની બની છું. મને પાપનો શો ભય છે ? જે પાપની સહાયતાથી તો હું સાધારણ બીખારણીમાંથી રાજરાણી બની છું, એને આ પ્રમાણે શા માટે દૂષિત કરી રહી છું. જે વસ્તુ પ્રત્યક્ષ નથી, તેને માન આપી પોતાની પ્રતિજ્ઞાથી હું શા માટે ચલિત થાઉં ? જે સેનાપતિ આનંદકુમારે મારી આજ્ઞાનાનો અનાદર કર્યો છે, જે સેનાપુત્ર વીરેન્દ્રકુમારે મારી વાસનાના ચૂરેચૂરા કરી નાખ્યા છે, તેમને હું સખ્ત સજા કરીશ, તેમના હૃદયોમાં વિષમ વેદનાનો ભયાનક અગ્નિ પ્રકટાવીશ. જે અગ્નિની જ્વાળાથી તેઓ જિન્દગી સૂધી જળ્યા કરશે. બસ, એ જ નિશ્ચય એ જ નિર્ધાર."



## પંચવિંશ પરિચ્છેદ
### મહિષી કે સર્પિણી ?

જૂદા કર તનસે અય ખુંખાર ગર્દન,
સરાસર દોશ પર હય બાર ગર્દન;
બરહેના દેખકર સમશીર તેરી;
ઝુકી હર સૂરતે તલ્વાર ગર્દન;
ઉઠાયા સર પૈજબસે બાર ઉલ્ફત;
સરાસર હો ગઇ બેકાર ગર્દન;

મધ્યરાત્રિનો સમય હતો. આકાશમાં અને સમસ્ત પૃથ્વીમાં અંધકારની છાયા સમાનતાથી છવાઇ ગઇ હતી, પક્ષી, જન પ્રાણી માત્ર શાંતિદાયિની નિદ્રાની ગોદમાં અભિભૂત થયાં હતાં, શાંતિદેવીએ સંસારપર કૃપા કરીને શ્રમિત જીવોના પરિશ્રમના નિવારાણાર્થે પોતાના શાન્ત સામ્રાજ્યની સ્થાપના કરી દીધી હતી.

આ સમયે કાંચનગઢની મહારાણીના વિશાળ ન્યાયાલયમાં મનુષ્યની એટલી બીડ જામી હતી કે, તિલમાત્ર પણ ખાલી જગા જોવામાં આવતી નહોતી. સર્વ જનો શાંત ચિત્તે ઉભાં હતાં. ન્યાયાલયના સિંહાસનપર કાંચનગઢની મહારાણી ગુલાબકુમારી બેઠી હતી. સિંહાસનની ડાબી બાજૂએ અમાત્ય એક સુંદર આસનપર બેઠો હતો. સ્હામેના સર્વ આંસનોપર શહેરવાસી મુખ્ય મુખ્ય શ્રીમંતો અને સભાસદ જનો બેઠેલા હતા. સભાસ્થાનના સર્વજનો એકાગ્રચિત્તે મહારાણીના મુખનું વ્યાખ્યાન સાંભળવા માટે આતુર બની ગયા હતા.

મહારાણી ગુલાબકુમારીએ સિંહાસનપર બેઠાં બેઠાંજ કહ્યું કે:—
"સર્વ સભાસદજનો ! આવતી કાલે પ્રભાતમાંજ મારે વસંતદુર્ગ તરફ યુદ્ધ માટે રવાના થવાનું હોવાથી, મેં અત્યારેજ રાજ્યના બે

પ્રબળ અપરાધીઓનો ઇન્સાફ કરવાનું ઉચિત ધાર્યું છે અને એ ઇન્સાફને જોવા માટેજ તમો સર્વને અત્યારે અહીં આમંત્રણ આપવામાં આવ્યું છે."

આમ કહી મહારાણીએ થોડીવાર સુધી મૌન રહ્યા પછી લોઢાની જંજીરોથી જકડાયલા વૃદ્ધ આનંદકુમાર સેનાપતિને સંબોધીને કહ્યું કે:—"સેનાપતિ આનંદકુમાર! તમોને આવી રીતે બંદીવાન બનાવવાનું શું કારણ છે, તે તમો જાણો છો ખરા કે?"

"ના, રાજરાણી! હું મારા અપરાધને જાણતોજ નથી, તેમજ મેં રાજ્યનો કોઈ એવો ભયંકર અપરાધ કર્યો હોય, એમ પણ મને જણાતું નથી. હું ધારૂં છું કે, આપનાં રાજ્યની મેં ઘણા વરસો સુધી વફાદારીથી જે ખરી નોકરી બજાવી છે, તેની બક્ષિસ દાખલજ મારા હાથમાં આ લોઢાની બેડીઓ પહેરાવી હશે." સેનાપતિ આનંદકુમારે કહ્યું.

"ના, સેનાપતિ! એમ ધારવામાં તમારી અક્ષમ્ય ભૂલ થાય છે. તમે રાજાજ્ઞાનો સખ્ત અનાદર કર્યો છે. વારૂ, એ તો તમે જાણોજ છોને કે, મેં તમને વસંતદુર્ગ તરફ યુદ્ધ કરવા માટે રવાના થવાની આજ્ઞા આપી હતી?" મહારાણીએ કહ્યું.

"હા, સારી રીતે જાણું છું, પણ—"

"પણ શું? તમે પોતે વસંતદુર્ગ ન જતાં નવીન સહાયકારી સેનાપતિને શા માટે મોકલ્યો? શું આ તમારો અપરાધ ક્ષમાને પાત્ર છે? શું તમે રાજાજ્ઞાનું અપમાન નથી કર્યું: અત્યારે તમને એ અપરાધથીજ બંદીવાન બનાવવામાં આવ્યા છે." મહારાણી ગુલાબકુમારીએ સેનાપતિના દોષનું કારણ દર્શાવ્યું.

"પણ મહારાણી! એમાં મારો લેશ માત્ર પણ દોષ નથી, હું સર્વથા નિર્દોષ છું. મારો પુત્ર આપના રાજ્યના કારાગૃહમાં કેદ થયો હતો, એના શોકથી મારૂં હૃદય એ સમયે અત્યંત અવસન્ન થઇ ગયું

હતું અને એથીજ હું યુદ્ધમાં જઈ શક્યો નહોતો. આનંદકુમારે સરળ હૃદયથી કહ્યું.

"મારાથી તમારી એ વાત પર લેશ માત્ર પણ વિશ્વાસ મૂકી શકાતો નથી, તેમજ તમારા આ કથનની તમે કોઇ પણ પ્રકારે નિર્દોષ સાબીત થઇ શકતાં નથી. એથી હું તમને મારા રાજ્યના પુરાણા કર્મચારી હોવાથી, વિશેષ સજા ન કરતાં માત્ર એટલીજ સજા ફરમાવું છું કે, એ અપરાધના બદલામાં તમારે તમારૂં ઘરબાર, માલ મિલકત અને સર્વસ્વ છોડીને ખાલી હાથે કેવળ ચોવીસ કલાકમાંજ મારા રાજ્યની હદબહાર ચાલ્યા જવું." ગુલાબકુમારીએ આજ્ઞા કરી.

"રાણી! તમારો આ ભીષણ અન્યાય થાય છે. તમારા અન્યાયના પરિણામે એક નિર્દોષ વિના દોષે અને વિના કારણે માર્યો જાય છે." આનંદકુમારે આંખમાં આંસૂ લાવી અત્યંત કરુણ સ્વરથી કહ્યું.

"શું અપરાધી તમે હોવા છતાં, મને અન્યાયી કરાવવા માગો છો? સેનાપતિ તમારી વૃદ્ધ ઉમ્મર થવાથીજ તમારી બુદ્ધિમાં વિકાર થયો છે. તે ગમે તેમ હો, પરંતુ હવે મારી ફરમાવેલી સજાને મારાથી કોઇ પણ રીતે ઓછી કરી શકાશે નહિ."

આમ કહીને રાક્ષસી રાણીએ સેનાપતિ આનંદકુમારના પુત્ર વીરેન્દ્રકુમાર દૃષ્ટિપાત કર્યો. એ સમયે પિતાના એવા અસહ્ય અપમાનથી તેનું આખું શરીર કંપી રહ્યું હતું અને તેની આંખોમાંથી આગની ચિનગારીઓ વરસી રહી હતી. રાણીએ જોયું કે, કદાચ પિતાની આવી દુર્દશા જોઇને વીરેન્દ્રનું હૃદય પીગળી જશે અને તે પોતાની પ્રણય યાચનાને મંજૂર કરવાને સમ્મત પણ થઇ જશે. આમ ધારીને તેણે નયનદ્વારા સાંકેતિક ભાષા સમજાવીને વીરેન્દ્રકુમારને કહ્યું કે:—"કેમ વીરેન્દ્રકુમાર! હવે રાજરાણીના કરેલા અપમાન બદલ ક્ષમા માગવાને તૈયાર થાઓ છો કે નહિ વારૂ? જો હૃદયમાં અભિમાન ધારીને બેસી રહેશો તો મારે લાચારીથી તમારી પણ તમારા પિતાના જેવી અથવા

તેમનાથી પણ ભયંકર દશા કરવી પડશે. તમે એ તો જાણોજ છો કે, મને વ્યભિચારી મનુષ્ય પ્રતિ સંપૂર્ણ તિરસ્કાર છે અને એ તિરસ્કારના યોગે અનેક મનુષ્યો કાળના મુખમાં જઇ પડયા છે. ત્યારે તમે તો મારી પોતાની પાસે એવી પાપયસી વાસનાને પ્રકટ કરી બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો છે. આવી સ્થિતિમાં તમે તમારા મનમાંજ વિચારી જૂઓ જોઇએ કે, તમારો આ મહા ભયાનક અપરાધ કોઇપણ પ્રકારે ક્ષમાને પાત્ર છે ખરો કે? તમારા અપરાધ ગમે તેવો ભયાનક હોવા છતાં પણ મારી ઇચ્છા એકી સાથે તમો પિતાપુત્ર બન્નેને હેરાન કરી રસ્તાના ભીખારી બનાવવાની નથી. હું ઉદારતાથી તમો જો માફી માગશો, તો અવશ્ય માફી આપીશ."

"મહારાણી! તારા જેવી પાપિણીની સાથે હું હવે એક પણ શબ્દ બોલવા માગતો નથી. તું નારીના આકારમાં રહેલી કાળી કટારી છે. હું તારા જેવી શયતાની પાસેથી માફી માગું? શા માટે માફી માગું? કયા અપરાધથી માફી માગું? અપરાધિની તું પોતે હોવા છતાં મનેજ સર્વ અપરાધોની અપરાધી ઠરાવે છે? ધિક્કાર છે, પાપીયસી! તને હજીરોવાર ધિક્કાર છે." સેનાપતિ પુત્ર વીરેન્દ્રકુમારે પોતાના પિતાના અસહ્ય અપમાનનો બદલો વાળવાના ઉદ્દેશથીજ જીવન મરણની કશી પણ પરવા ન કરતાં કહેવા માંડયું:—"તારા જેવી નિમકહરામ નારીની પાસે માફી માગવા કરતાં અગ્નિની ધગધગતી જ્વાળાઓમાં બળીને ભસ્મ થવું હજારોવાર બહેતર છે. મારા પિતા છેક નિર્દોષ હોવા છતાં, તેમને દોષીત ઠરાવીને જે ભયાનક સજા ફરમાવી છે, તેનું કારણ હું ઘણી સારી રીતે જાણી ગયો છું.

પિશાચિની! તારી કામવાસનાને મેં પૂર્ણ કરી નથી, એનો બદલો લેવા માટેજ તેં આ દગાની બાજી બિછાવી છે, પણ એથી આ વીરપિતાનો વીરપુત્ર લેશ માત્ર પણ ડગે તેમ નથી. જ્યારથી હું તારા શયતાની ચક્રમાં ફસાયો છું, ત્યારથીજ મારા મનમાં દઢ નિશ્ચય થઇ ગયો છે કે,

જન્મ ધાર્યો જ્યારથી અવનીતણા આગારમાં;
આવી પડયો છું, ત્યારથી હું સંકટો ના મારમાં;
સત્તા અને સમતા ગઈ છે ઘોરતમ અંધારમાં,
અસ્ત થઇ છે જ્યોતિ મારા ભાગ્યની દુર્ભાગ્યમાં;
સંસાર મારો શૂન્ય છે, હૃદયે નહિ આરામ છે;
રુદન, હાહાકાર વીણ નહિ અન્ય કો વિશ્રામ છે.”

પણ એની મને લેશ માત્ર પણ ચિંતા નથી. રાક્ષસી રાણી તું અવશ્ય યાદ રાખજે કેઃ—

નહિ માય બે તલ્વાર કદીએ એકી સાથે મ્યાનમાં;
નહિ ચંદ્રને ભાનુ કદાપિ સાથ ઉગતા આભમાં;
નહિ ઉદિત થાતી કમલિની કે કુમુદ- એકી સાથમાં;
નિસ્તાર નાવિકનો નથી તરણી બેના સ્થાનમાં;
અખંડ છે જેનું સદા ઉર એકતાના ધ્યાનમાં;
નર એ સદા વિખ્યાત છે ધરણી તણા સુધામમાં.”

આ સાંભળી ક્રોધથી છંછેડાયલી સર્પિણી સમાન મહિષી ગુલાબકુમારી એકદમ સિંહાસનપરથી નીચે ઉતરી પડી અને ગંભીર ગર્જના કરી બોલી ઉઠીઃ—“ઠીક છે, ઠીક છે, નાદાન છોકરા ! તારી આ ઉદ્ધતાઇનું ફળ હું તને અહીંને અહીં આ ક્ષણેજ બતાવી આપું છું.”

આમ કહી તેણે હાથમાં ખૂની ખંજર લઇ ઉભેલા એક જલ્લાદને સંબોધીને ભયંકર અવાજથી કહ્યુંઃ—“જલ્લાદ ! જોઇ શું રહ્યો છે ! રાજરાણીનું આવું અસહ્ય અપમાન થવા છતાં પણ તું ચૂપચાપ સાંભળી રહ્યો છે, તો તને જરા શર્મ પણ નથી આવતી ? ચાલ, આ હતભાગી યુવકને એના ભયાનક અપરાધની સજા હમણાંજ ચખાડી આપ અને તારા ખૂની ખંજરથી તેની અણીઆળી આંખો કાઢીને મારા હાથમાં આપ.”

રાક્ષણીની આજ્ઞા થતાંજ જાલિમ જલ્લાદે આઠ બળવાન સૈનિકોના પહેરા તળે રક્ષાયલા અને લોઢાની સાંકળોથી જકડાયલા વીરેન્દ્રકુમારની પોતાના ખંજરથી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં આંખો ફોડીને રાણીના હાથમાં આપી. રાણી–શયતાની–રાણીએ વિકટ હાસ્ય કરી હર્ષિત થઇ વીરેન્દ્રના ડોળાને ભરી સભા વચ્ચે પગતળે કચડી નાખ્યા. પછી બોલી ઉઠીઃ–" બસ, પ્રતિજ્ઞા પૂર્ણ થઇ, અપમાનનો બદલો વળી ચૂકયો. સૈનિકો આ હતભાગિ પિતા–પુત્રને હમણાં ને હમણાંજ શહેરની બહાર હાંકી કાઢો."

હજી રાણીના મુખમાંથી આ શબ્દો પૂરા બહાર પણ નીકળ્યા નહોતા, એવામાં એક સ્વારે દોડતા આવીને ખબર આપી કેઃ– " ગજબ થયો ! રાણી સાહેબ, ગજબ થયો ! વસંતદુર્ગમાં આપણી ભયંકર હાર થઇ છે, સેનાપતિ ઘાયલ થયો છે અને રામનગરની રાણી તરફથી હજી સૂધી કશી પણ મદદ આવી નથી, આથી આપણા સૈન્યમાં ભંગાણુ પડયું છે, ભયાનક નિરાશા ફેલાઇ ગઇ છે."

" ખરેખર ગજબ થયો છે, બધી બાજી ઉંધી વળી ગઇ છે. ચાલ, હું પોતેજ હમણાં તારી સાથે આવું છું. તું બાકીના સર્વ સૈનિકોને વસંતદુર્ગ તરફ સત્વર રવાના થવાની સૂચના કર." આમ કહીને રાક્ષસી રાણી ગુલાબકુમારી તરતજ આ સ્થાનનો ત્યાગ કરી ચાલી ગઇ.

રાણીના ચાલ્યા જવા પછી સર્વ સભાસદો, નગર નિવાસિયો અને અમાત્યો તેના આ નિંદનીય કાર્ય તરફ આંતરિક ધિક્કાર દર્શાવતા તથા નિર્દોષ સેનાપતિ આનંદકુમાર અને તેના પુત્ર વીરેન્દ્રકુમાર તરફ સહાનુભૂતિ પ્રકટ કરતા કરતા અત્યંત શોકાતુર મનથી પોતપોતાના સ્થાનપ્રતિ વિદાય થયા. સર્વ સભાસદન ક્ષણવારમાં શૂન્ય

